વિવિધ ગ્રંથમાળા. ગ્રંથાંક ૨૭૫-૬ વર્ષ ૧૮ મું-સંવત ૧૯૮૪



# श्रीछोटमनी वाणी

## ग्रंथ त्रीजो

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ-અખંડાનંદ
સ્થળઃ અમદાવાદ અને મુંબઇ-૨

આવૃત્તિ પહેલી, પૃષ્ઠ ૨૭૬, પ્રત ૫૩૦૦
મૂલ્ય ૧, માર્ગખર્ચ જૂદું

# નિવેદન



વિવિધ ગ્રંથમાળાના અઢારમા વર્ષનું સં. ૧૯૮૪નું આ પહેલું પુસ્તક છે; સળંગ ગ્રંથાંક ૨૦૫-૬ છે અને ૧૯૮૫ના માગશરમા પ્રસિદ્ધ થાય છે.

મહાત્મા છોટમની જે જે વાણી પ્રાપ્ત થયેલી, તેમાંથી આ સહિત કુલ ત્રણ ગ્રંથ યોજાયા એ ઉપરાંત જે વાણી બાકી રહી તે પણ બે ત્રણ ગ્રંથ જેટલી હશે; પરંતુ મોટે ભાગે તે આ ત્રણ ગ્રંથ જેવાજ ભાવાર્થવાળી હોવાથી રહેવા દીધી છે.

શ્રીછોટમની વાણીના આ ત્રીજા ગ્રંથમાં જે જે વિષય સમાયલા છે, તે આ સાથેની અનુક્રમણિકા ઉપરથી જણાઈ રહેશે. એ જીવનમુક્ત મહાત્મા વિષે અને તેમની વાણીવિષે આની આગલા ગ્રંથમાં જે યથાપ્રાપ્ત હકીકત અપાઇ છે, તે પછી એ વિષે પણ આ સ્થળે લખવાનું રહેતું નથી.

આ પછીનાં પૃષ્ઠોમાં પ્રભુમય જીવન વિષે જે પૂછવામાં આવ્યું છે, તથા જ્ઞાનેશ્વરી, કિફાયતી કિંમત, વગેરે વિષે જે સૂચના તથા માહિતી અપાઇ છે, તે તરફ પ્રત્યેક વાંચનારનું ખાસ લક્ષ ખેંચી ૐ તત્સત્

માગશર સુદ ૧૧ સં. ૧૯૮૫ ભિક્ષુ—અખંડાનંદ

# ગ્રંથમાળાના ગ્રાહકો પ્રત્યે–

૧–આજથી તેર વર્ષપર (સં. ૧૯૭૨ માં) વિવિધ ગ્રંથમાળાદ્વારા "પ્રભુમય જીવન" નીકળેલું તેની નવી સંશોધિત આવૃત્તિ હવે છપાઈ રહેવા આવી છે. આ અનુવાદમાં મળતા અને સ્પષ્ટતાની જરૂર જણાતાં પહેલી આવૃત્તિ વખતે પણ યથાવકાશ યત્ન કરાયો હતો. છતાં હજી પણ એક વાર તેવો યત્ન થવાની જરૂર જણાતી હતી. પુસ્તકની માગણી અને સમયનો અભાવ, એટલે બીજી આવૃત્તિ પણ લગભગ જેમની તેમ છપાઈ. પરંતુ આ ત્રીજી આવૃત્તિ તો યોગાનુયોગ સંશોધન થઈ રહે, ત્યારેજ પ્રસિદ્ધ કરવાનું રાખ્યું હતું. આ પ્રકારે આ ત્રીજી આવૃત્તિ બની તેટલી વધારે સરળ, સ્પષ્ટ અને સમજવામાં સુગમ થયેલી હોવાથી એ પણ વિવિધ ગ્રંથમાળાના ગ્રાહકોને મોકલી આપવા વિચાર રાખ્યો છે. આશા છે કે ગ્રાહકબંધુઓ એથી રાજી થશે અને એમાંના ઉપકારક વિચારો ધ્યાનપૂર્વક વાચશે–વિચારશે. વળી જેમની પાસે આગલી આવૃત્તિ હોય તેઓ ઇચ્છશે તો તે કોઈ લાયક ઇચ્છુકને આપી દેવાનો પણ લાભ લઈ શકશે.

આમ છતાં સંભવ છે કે વિવિધ ગ્રંથમાળાના કોઈ કોઈ ગ્રાહકને આ આવૃત્તિ મેળવવું નજ રૂચે, માટે જણાવવાનું કે, તેવા ભાઈઓ પોષ સુદી ૧૦ સુધીમાં (અથવા છોટમવાણીનો આ ત્રીજો ગ્રંથ માગશર આખરસુધીમાં ન મળે તો મળ્યા પછી ચાર પાંચ દિવસમાં) તે પ્રમાણે લખી મોકલે, કે જેથી એ પુસ્તક તેમના ઉપર મોકલાય નહિ. અલબત્ત, જો માત્ર એવા થોડાજ પત્રો આવશે, તો તો એટલા માટે જૂદી વ્યવસ્થા ન રાખતાં તેમના ઉપર પણ મોકલી અપાશે, અને વધુ પત્રો આવ્યા હશે, તો તેટલા સજ્જનો ઉપર નહિ મોકલાય.

૨–ગયા શ્રાવણમાં 'છોટમની વાણી–ગ્રંથ ૨ જો' એમાં એવા ભાવનું સૂચવાયલું કે 'ભાગવતનો એકાદશ સ્કંધ' તથા 'આર્યધર્મનીતિ'ની પુનરાવૃત્તિઓ છપાવીને વિવિધ ગ્રંથમાળાના ગ્રાહકો ઉપર મોકલવા વિચાર છે, માટે જેમને એ બંને કે એમાંનું એક પુસ્તક ન મેળવવું હોય તેમણે (ગઈ) દિવાળીસુધીમાં તેવું

લખી મોકલવુ અત્યારસુધીમા એવા માત્ર દશેક પત્ર આવેલા હોવાથી એ પુસ્તકો પણ વહેલા કે મોડા છપાશે ત્યારે સર્વ ગ્રાહકો ઉપર મોકલાશે

૩–ગયા ૧૯૮૩ ના વર્ષમા વિવિધ ગ્રંથમાળામાં જે કુલ ચાર પુસ્તક મોકલાયા તેના ઉપર છૂટક માટેનુ કુલ મૂલ્ય રૂ ૫ાાા છપાયલુ હતુ, પણ અધિક માસનિમિત્તે ઘટાડો કરતા એ સરવાળો રૂ ૪ાા થયો આથી એક સજ્જન એવા ભાવનુ લખે છે કે, આમ છૂટક મૂલ્ય ઓછુ હોય તો વાર્ષિક ગ્રાહકને રૂ ૫) ભરવામા નુકસાન ગણાય એ વિષે જણાવવાનુ કે —

છૂટક મગાવનારને પોસ્ટ ખર્ચ જુદુ પડે છે તે વાર્ષિક ગ્રાહકો ઉપર નહિ પડતા પુસ્તકો ઘરબેઠા મળે છે, એ વાત ગણત્રીમા હોવાથી નુકસાન નહિ જણાય કદાચ છૂટક મગાવનાર એકસાથે આખો સેટ મગાવે, અને તે પોસ્ટપારસલથી મોકલાય તોપણ પોસ્ટ ખર્ચ ૧)= થવા જાય છે વળી જે ફિકાયત કરાયલી, તે પણ મુબઇમા તો (માગશરથી) મોટે ભાગે બધ થયેલી છે

---

# સર્વ કોઈ માટે ખાસ માહિતી

## ૧—શ્રી જ્ઞાનેશ્વરી ગીતાની નવી આવૃત્તિ

આ ગ્રથની ચોથી આવૃત્તિ છપાઇને તૈયાર થઇ છે કાગળો આગળ કરતાં ઉત્તમ, ૩૬ પાઉન્ડ, પૃષ્ઠસખ્યા ૮૦૦, શ્લોક મોટા અક્ષરમા અને ટીકા આવા ગુજરાતી અક્ષરમા હોઇ મૂલ્ય પાકા પૂઠા સાથે ૨, શણીયા પૂઠા સાથે ૨ા, અને મુબઇ માટે એ કરતા ૦ા વધુ છે તરતમા (શિવરાત્રી સુધીમા) લેનાર માટે મુબઇમા એ વધારાનુ મૂલ્ય નહિ લેવાતા સામાન્ય મૂલ્યથી પણ ૦ા કમી લેવાશે અને અમદાવાદમા ૦ા= ઓછા લેવાશે કમમા કમ ૫૦ પ્રત લેનાર માટે એ ઉપરાત પણ રૂપીએ એક આનો કપાત થશે

૨–મુબઇના કાર્યાલયમા અગાઉ જે ત્યાના વહિવટી ખર્ચ જોગી વધુ કિમત રખાતી, તે બેએક વર્ષથી બધ કરી જોઇ, પણ અનુભવને પરિણામે પાછી ચાલુ કરવી પડી છે જેમકે ચાતુર્માસ માટે રખાયલી કિફાયત અમદાવાદમા (ઘણાખરા પુસ્તકોના સબધમા હજી પણ) ચાલુ રખાઇ છે, તેમ મુબઇ માટે ન રખાતા છાપેલી કિમત રખાઈ છે

## ૩—મજબૂત બાંધણીથી થતી અગવડનો ઉપાય

એકેક વર્ષથી દળદાર પુસ્તકોના પૂઠા વધારે મજબૂત બંધાવવાની ગોઠવણ થઇ છે, એટલે રામાયણ અને મહાભારતાદિની પેઠે જ્ઞાનેશ્વરીના પૂઠા પણ મજબૂત બંધાવેલા છે પરંતુ સામાન્ય બંધાઇવાળા પુસ્તકની પેઠે મજબૂત બાંધણીવાળુ પુસ્તક સહજમા જોઇએ તેટલુ પહોળુ નહિ થવાથી લીટીની શરૂના અક્ષર સહેલાઇથી વચાતા નથી, તેથી કોઇ એવી ભ્રાન્તિ રખે ન પડે કે આસપાસની કોરી જગ્યા હવે ઓછી રખાય છે ઉપલી અગવડનો તો સાવ સાદો ઉપાય છે કે, પુસ્તકને સહેજે થાય તેટલુ પહોળુ કર્યા પછી કશા પણ ડરવિના પુસ્તકની વચમા આંગળીઓ જરા ભારથી દબાવીને પૂરતુ પહોળુ કરી લેવુ જો ૫૦ ૫૦ પાનને છેટે એ ક્રિયા પ્રથમથીજ કરી લીધી હોય તો કડકે કડકે ન કરવી પડે

## ૪—એન્ટિક કાગળો માટે ભ્રાન્તિ

પુસ્તકોમાટે વપરાતા સામાન્ય લીસા કાગળો કરતા એન્ટિક કાગળો ભાવમા વધુ હોવા સાથે કકરા પણ વધુ હોય છે, તેથી કેટલાકો તેને રફ એટલે કે હલકી જાતના અને સસ્તા માની લે છે વળી એ હલકા કાગળ લીસા પણ મળી શકે છે માટે એ ઉપરથી પણ તેને—ઉંચા અને કકરા કાગળને—હલકા સમજવા નહિ

આ સસ્થા તરફથી નીકળેલી ગીતાની સાતમી આવૃત્તિમા, હાલ નીકળેલી જ્ઞાનેશ્વરીમા, તથા સરલાર્થ સહિત ભગવદ્ગીતા ની આઠમી આવૃત્તિ હાલ મોટા અક્ષરવાળી નીકળી છે તેમા પણ એન્ટિક કાગળ વપરાયા છે, તથા હવે પછી પણ આ સસ્થાના પુસ્તકોમા બનતાસુધી એવાજ કાગળ વાપરવા ધારણા છે, તેથી આ હકીકત લખી છે એ એન્ટિક કાગળો ટકવામા તેમજ આંખોના હકમા પણ સારા હોય છે

## ૫—સોનેરી નામવાળા પૂઠાં

સોનેરી નામવાળા પૂઠા કરાવતા ખર્ચ તો પ્રતદીઠ બે-ચાર પૈસાજ વધારે આવે છે અને પુસ્તકની શોભા ઠીક વધે છે, પરંતુ ઇંડા વાપર્યા સિવાય સોનેરી પૂઠા બનતા નથી એટલેજ આ સસ્થાના પુસ્તકોમા એ પ્રકાર વર્ષોથી બધ કરાયલો છે

---

# મહાભારત શામાટે ખરીદવું?

મહાભારતરૂપી જે મહાસાગરના એક સ્વલ્પ અંશરૂપ 'ભગવદ્ગીતા' જગતભરના વિદ્વાનોને પોતાના અદ્ભુત જ્ઞાનગૌરવથી ચકિત કરી રહી છે; જે મહાસાગરમાંથી બીજાં પણ એવાં એવાં અનુપમ રત્નો મળ્યા છે કે જે નિત્યપ્રતિ લક્ષાવધિ અધિકારીજનોનાં હૃદયને કર્મ, જ્ઞાન અને ભક્તિના અનેરા પ્રકાશથી અજવાળી રહ્યાં છે; જે મહોદધિના એક અગત્યના ખંડરૂપ "શાંતિપર્વ"માં લહેરાઇ રહેલું ધર્મામૃત, તેમાં નિમજ્જન કરનારાં હજારો ધર્મજિજ્ઞાસુ હૃદયોને શાંત, પવિત્ર અને ચારે પદાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ)ને પાત્ર બનાવતું આવ્યું છે; જે મહાન ગ્રંથનો અદ્ભુત પ્રકાશ હજારો વર્ષથી આર્ય નૃપતિઓની પરંપરાને રાજધર્મ અને વીરત્વના ઉત્તમ આદર્શ દર્શાવતો આવ્યો છે; જે મહાન ગ્રંથની ઓજસ્વી કથાઓએ શતાવધિ નૃપતિઓને અને લક્ષાવધિ ક્ષત્રિયોને પ્રભાવિત કરીને પરમ હિતકારી ધર્મપંથે પળાવ્યા છે; જે મહાગ્રંથના પ્રભાવે વિકટ સમયમાં પણ પ્રતાપ, ગુરુ ગોવિંદ અને શિવાજી જેવા મહાવીરોને અપૂર્વ ચેતના અને અદ્ભુત પરાક્રમ આપી અપાર બળશાળી શત્રુદળો સામે અડગભાવે ઉભા રાખ્યા છે; જે મહાન ગ્રંથની જ્વલંત પ્રેરણાઓથી પ્રેરાઇને લક્ષાવધિ ક્ષાત્રકુળદીપક વીરાત્માઓએ આ નશ્વર જગતપ્રત્યેનાં મોહ-મમતા છોડી દીધાં અને પોતાનાં પ્રચંડ શરીરોને પ્રફુલ્લવદને સ્વધર્મપાલનના મહાયજ્ઞમાં તૃણની પેઠે હોમી દઇ વીરગતિને પ્રાપ્ત કરી છે; જે મહાન ગ્રંથ ભારતવર્ષની હાલની દીનહીન દશામાં પણ વિદ્વાનથી માંડી ખેડુત સુધીના અને રાજાથી માંડી રંકપર્યંતના કોટ્યવધિ સંતાનોને આર્યોની અસામાન્ય પ્રાચીન જાહોજલાલીનું સ્મરણ આપતો થકો તેમના એક મણિખચિત સ્મારકસ્તંભરૂપે ભારતવાસીઓને 'उत्तिष्ठत जाग्रत, प्राप्य वरान्निबोधत' ઇત્યાદિ ઉત્તેજક મહામંત્રો સ્થળે સ્થળે સુણાવી રહ્યો છે; અને જે મહાન ગ્રંથ દેવર્ષિ, બ્રહ્મર્ષિ, રાજર્ષિ અને ચારે વર્ણાશ્રમના અનેકાનેક મહાત્માઓનાં ચારિત્રરૂપી મહામણિઓથી સુશોભિત હોઇને તેમના વ્યવહાર તેમજ પરમાર્થને લગતા અનેકાનેક પ્રોત્સાહક અનુભવોથી અને ઉન્નતિપ્રદ ઉપદેશોથી ભરપૂર છે; આવો આ આર્યોનાં આદર્શભૂત જ્ઞાનચારિત્ર્યથી શોભી રહેલો મહાસાગરસમો મહાભારતગ્રંથ, પોતાના સમગ્ર સ્વરૂપમાં હિંદુ-આર્યના ગૃહને સુશોભિત કરે, ઉચ્ચ પ્રેરણાઓ આપ્યા કરે અને ઉન્નતિપરાયણ રાખ્યા કરે એવું કોણ નહિ ઇચ્છે?

મ્હોટા સાત ભાગોમાં પૃષ્ઠસંખ્યા ૫૨૦૦, મૂલ્ય રૂ. ૩૬,

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ અને મુંબઈ—૨

# ગ્રંથસ્વીકાર

નીચેના પુસ્તકોનો સ્વીકાર કરતા જણાવવાનુ કે, આ સસ્થા તરફ આવતા પુસ્તકો વગ્ગી તે વિષે સમાલોચના લખવાનું ધોરણ આ સસ્થાએ રાખેલુ નથી, પરતુ યોગાનુયોગ પુસ્તકોના નામઠામ, મૂલ્ય વગેરેજ જણાવાય છે.

૧—ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી—અમદાવાદ, તરફથી ગ્લેજ કાગળમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો.—

બંગાળી સાહિત્યનો ઇતિહાસ—અનુવાદક—મહાશકર ઇન્દ્રજી દવે કદ ૫×૭॥, પૃ૰ ૪૦૪, પૂઠું સાદુ, મૂલ્ય ૧)

કવિતા અને સાહિત્ય, વૉલ્યુમ-૩ (નિબધ અને વ્યાખ્યાન) કર્તા—સર રમણભાઇ મ નીલકઠ કદ ૫×૭॥, પૃ૰ ૩૫૨, પૂઠું પાકુ, મૂલ્ય ૧)

પૌરાણિક કથાકોષ—દ્વિતીય ખડ—કર્તા ડાહ્યાભાઈ પી દેરાસરી. કદ ૬॥×૧૦, પૃષ્ઠ ૧૬૦, પૂઠું સાદુ, મૂલ્ય ૧)

સંરક્ષણવાદ—અનુવાદક—ચપકલાલ લાલભાઇ મહેતા કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૩૨, પૂઠું સાદુ, મૂલ્ય ૦॥

શ્રી હરિલીલા ષોડશ કલા—સપાદક—અબાલાલ બુલાખીરામ જાની કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૫૪, પૂઠું સાદુ, મૂલ્ય ૦॥

હરિશ્ચંદ્રાખ્યાન (ભાલણદાસકૃત)—સપાદક—દિ. બ કેશવલાલ હ. ધ્રુવ. કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૧૨, પૂઠું સાદુ, મૂલ્ય ૦॥

ગુજરાત તથા કાઠિયાવાડ દેશની વાર્તા ભા. ૨ જો (બીજી આવૃત્તિ)—કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૯૨, પૂઠું સાદુ, મૂલ્ય ૦॥

આરોગ્યશાસ્ત્ર—લેખક—ડૉ હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ. કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૩૨, પૂઠું સાદુ, મૂલ્ય ૦।

૨—સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી તરફથી શ્રી. ઝવેરચંદ કાળીદાસ મેઘાણીએ સપાદિત કરેલાં તથા શ્રી. અમૃતલાલ દ. શેઠે પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો:—

સોરઠી બહારવટીઆ—(ભાગ બીજો)—કદ ૫॥×૮॥, પૃષ્ઠ ૨૨૦, કાગળ સામાન્ય, પૂઠું સાદુ મૂલ્ય ૧)

ચુંદડી ( બીજી આવૃત્તિ )—કદ ૫॥×૮॥, પૃષ્ઠ ૧૬૦, કાગળ એન્ટિક, પૂઠું સાદુ, મૂલ્ય ૦॥=

કંકાવટી (બીજી આવૃત્તિ)—કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૭૨, કાગળ ગ્લેજ, પૂઠું સાદુ, મૂલ્ય ૦॥

સોરઠી સંતો—ભાગ. ૧ લો—કદ ૫॥×૮॥, પૃષ્ઠ ૧૩૬, કાગળ એન્ટિક, પૂઠું સાદુ, મૂલ્ય ૦॥

૩-શ્રી દક્ષિણામૂર્તિ બાળસાહિત્ય માળાનાં ૨૪ પુસ્તકો:-
લેખક-ગિજુભાઇ દરેકનુ કદ ૪।×૫ા।, પૃષ્ઠ ૪૦, એન્ટિક કાગળ અને સાદા પૂઠા યોજનાના ગ્રાહકો માટે અક્કેક આનો છૂટક ૦)ના તેના નામ-

મારા ગોઠીઆ, જરા હસો, ક્યાંથી આવ્યાં? મકનો ને રાક્ષસ, રૂપસિંહ-રામસિંહ, ટપાલની પેટી, ગધેડું, ચીડીયાખાનું, મહાસભાઓ, કહેવતોનાં મૂળ, ગપગોળા, આફ્રિકા સાંભર્યું, શબ્દપોથી, વાક્યપોથી, ચિઠ્ઠીપોથી, નાના પાઠો, મોટા પાઠો, નાની વાતો, ઘરમાં, આંગણામાં, શેરીમાં, બાળશાળામાં, ગામમાં, ફરવા જઇએ.

૪-ચરોતર એજ્યુકેશન સોસાઇટી તરફથી એન્ટિક કાગળ, કદ ૫×ા। અને સાદાં પૂઠાંમાં ૦)-ની કિંમતે પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો:—

અંગુઠીઆભાઇ-લેખ—ચન્દ્રશંકર મ ભટ્ટ પૃષ્ઠ ૪૦

કમળા અને બુલબુલ-લેખક-ગિજુભાઇ બધેકા પૃષ્ઠ ૨૦.

વીરકથાઓ-લેખ- ચન્દ્રશંકર મ ભટ્ટ પૃષ્ઠ ૨૪

રામો-લેખક ઉપર પ્રમાણે પૃષ્ઠ ૨૬

રંગની પેટી-લેખક-ગિજુભાઇ પૃષ્ઠ ૨૦

કા'નો ભરવાડ-લેખક-ચન્દ્રશંકર પૃષ્ઠ ૧૬.

ગીતસંગ્રહ-સંગ્રાહક-સીતારામ નથુભાઈ પૃ૪ ૭૨, મૂલ્ય ૦)ন

બાલમિત્રનો વાર્ષિક અંક બીજો-૧૯૮૫. તંત્રી-ચન્દ્રશંકર મ ભટ્ટ કદ ૫ાા×૮ાા, પૃ૪ ૧૭૨, પૂઠું સાદુ, કાગળ ગ્લેજ, મૂલ્ય ૧)

૫-પુસ્તકાલય સ. સ. મંડળ વડોદરા તરફથી ૫×ા।ના કદમાં અને સાદાં પૂઠાંમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો:—

ચાર બાલસંવાદો—લેખક-ચન્દ્રશંકર ભટ્ટ પૃ૮ ૫૨, મૂલ્ય ૦)॥

સિંદબાદ શેઠ-લેખક ઉપર પ્રમાણે પૃ૮ ૧૦૦, મૂલ્ય ૦॥

બાળકોની વાતો-ભાગ ૨-લેખક ઉપર પ્રમાણે પૃ૪ ૧૩૨, મૂ ૦॥-

નળદમયંતી-લેખક ઉપર પ્રમાણે. પૃ૪ ૫૬, મૂલ્ય ૦)॥

બાલમિત્રની વાતો-ભાગ ૧ લો—લેખક ગિજુભાઇ અને ચન્દ્રશંકર ભટ્ટ, પૃ૪ ૧૧૬, મૂલ્ય ૦॥-

બાળકાવ્યો-ભાગ ૧ લો-સંગ્રાહક-આશાભાઇ પટેલ અને ચન્દ્રશંકર ભટ્ટ પૃ૪ ૫૮, મૂલ્ય ૦)॥

૬-શ્રીયુત મોરાબજી મંચેરજી દેસાઈ-મુ. નવસારી; એમણે રચેલાં પુસ્તકો:—

દુઃખીને દિલાસો-ભાગ ૧-૨-૩-૪-૫-૬-૭-૮ (છૂટા છૂટા પુસ્તકરૂપે) પ્રકાશક એન એમ ત્રિપાઠીની કંપની મુંબઇ કદ ૫×ા।, પૃ૪ ૧૨૦ ની આસપાસ, કાગળ ગ્લેજ, પૂઠું સાદુ, મૂલ્ય દરેક ભાગના બાર આના. (આ પુસ્તકો અમને કર્તા તરફથી મળેલા છે)

દુઃખીને દિલાસો-ભાગ ૧૨-૧૮-૨૧-૨૨-૨૭-૨૮-૨૯-૩૦

૩૧-૩૨-૩૩-૩૪-૩૫-૩૬-૩૭-૩૮-૩૯-૪૦-૪૧-૪૨-૪૩-૪૪-૪૫-૪૬-૪૭-૪૮-૪૯-૫૦-૫૧-૫૨-૫૩-૫૪-૫૫-૫૬ પ્રકાશક-સોરાબજી મ ચેરજી દેશાઇ-નવસારી કદ ૬॥x૧૦, પૃષ્ઠ દરેક ભાગમાં ૬૪, કાગળ ગ્લેજ, પૂઠું સાદુ, મૂલ્ય દરેક ભાગના ચાર આના

**સાદી જીંદગીની શોક**-પ્રકાશક ઉપર પ્રમાણે કદ ૬॥x૧૦, પૃષ્ઠ ૧૪૦, કાગળ ગ્લેજ પૂઠું પાકુ મૂલ્ય ૧)

**દાદારજીની દરબાર**-પ્રકાશક ઉપર પ્રમાણે કદ ૬॥x૧૦, પૃષ્ઠ ૬૮, કાગળ ગ્લેજ, પૂઠું સાદુ, મૂલ્ય ૦।

**સલુકની આતા**-પ્રકાશક ઉપર પ્રમાણે કદ ૬॥x૧૦, પૃષ્ઠ ૧૬૦ કાગળ ગ્લેજ, પૂઠું પાકુ, મૂલ્ય ૨)

૯-અન્ય સજ્જનો તરફથી મળેલાં પુસ્તકો—

**તરફડતી તરણી યાને વિધવા વિમળા**-લેખક અને પ્રકાશક કેશવચંદ્ર બી પંડયા 'ચંદ્રયોગી' કાર્યાલય, નડિયાદ કદ ૫x૭॥, પૃષ્ઠ ૧૩૬, કાગળ રફ, પૂઠું સાદુ, મૂલ્ય ૦॥

**ગીતાભ્યાસ-જ્ઞાનયોગ**-લેખક અને પ્રકાશક ચુનીલાલ શામજી ત્રિવેદી-ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ, ખંભાત કદ ૪x૬।, પૃષ્ઠ ૩૦૪, કાગળ ગ્લેજ, પૂઠું પાકુ, મૂલ્ય ૧)

**શ્રી બદરીકેદારનાં દર્શન અથવા ઉત્તરાખંડની યાત્રા**—લેખક-યતિશ્રી મુકુંદાશ્રમજી પ્રકાશક માણેકલાલ ચુનીલાલ કાટાવાળા, મુ ખંભાત કદ ૫x૭॥, પૃષ્ઠ ૫૬, પૂઠું સાદુ મૂલ્ય અમૂલ્ય

**શ્રી સૂર્યનમસ્કારાખ્ય-ચતુર્થ પુષ્પ**-લેખક તથા પ્રકાશક-નારાયણ નંદલાલ દંડનાયક, ઉમરેઠ કદ ૫॥x૮॥, પૃષ્ઠ ૩૨, કાગળ ગ્લેજ, પૂઠું સાદુ, મૂલ્ય ૦)=

**બારડોલી ગીતસંગ્રહ**-પ્રકાશક સી એચ દવે એન્ડ કું આણંદ કદ ૫॥x૮॥, પૃષ્ઠ ૨૪ મૂલ્ય ૦)-

**જહાંગીર-નૂરજહાં** (શોભન આવૃત્તિ) લેખક અને પ્રકાશક-કવિશ્રી ન્હાનાલાલ દલપતરામ, ભદ્ર-અમદાવાદ, કદ ૭।x૧૦, પૃષ્ઠ ૨૫૬, કાગળ એન્ટીક, પૂઠું સાદુ, મૂલ્ય ૫)

**સંતકાવ્ય સુધાકર**-પ્રથમ બિંદુ સંપાદક અને સંશોધક મન સુખરામ શર્મા, મિયાગામ કદ ૫x૬॥, પૃષ્ઠ ૮૦ મૂલ્ય લખ્યુ નથી

**મોહજિત આખ્યાન તથા જ ણુસર આખ્યાન**-(તૃતીય આવૃત્તિ) પ્રકાશક-મહંતશ્રી રંધવપ્રસાદજી મુ શેરખી કદ ૫x૬॥, પૃષ્ઠ ૧૨૬ ૦।=

**સિદ્ધાંતપ્રકાશ**-રવિસાહેબરચિત પ્રકાશક-મંછારામ મોતીરામ, કોમર્શિયલ પ્રિં પ્રેસ પૂના કદ ૩॥x૫, પૃષ્ઠ ૧૬૦, મૂલ્ય અમૂલ્ય

**જાળુડાં અને બાની રામકથા-ભાગ ૧ લો**-લેખક અને પ્રકાશક-શાંતિલાલ સારાભાઇ ઓઝા પૃષ્ઠ ૫૬, મૂલ્ય ૦)=॥

બ્રહ્મચર્યસંદેશ (હિંદી)—લેખક સત્યવ્રત સિદ્ધાંતાલંકાર. પ્રકાશક 'અલંકાર' કાર્યાલય, ગુરુકુલ કાંગડી જીલ્લે બિજનૌર. કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૬૦, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૨)

સંવાદ સપ્તક—પ્રકાશક—વ્યવસ્થાપક શ્રીઅજરામરજી જૈનપાઠશાળા; લીંબડી. કદ ૫×૬॥, પૃષ્ઠ ૪૦, મૂલ્ય ૦)ના.

ફુલવાડી—સંપાદક અને પ્રકાશક—બદરૂદ્દીન ચતુર રાણપુરી, ચોટીલા-કાઠિયાવાડ. કદ ૩॥×૫, પૃષ્ઠ ૧૨૮, મૂલ્ય ૦)≈

સંધ્યાદિ નિત્યકર્મ—(યજુર્વેદીય) પ્રયોજક શ્રીબાલકૃષ્ણ શર્મા, બાલબ્રહ્મચર્યાશ્રમ, ડાકોર. કદ ૫×૬॥, પૃષ્ઠ ૫૨, મૂલ્ય લખ્યું નથી.

શ્રીસંધ્યામહત્ત્વ-(એક વ્યાખ્યાન) વ્યાખ્યાતા ઉપર પ્રમાણે. કદ ૫×૬॥, પૃષ્ઠ ૨૪, મૂલ્ય—અમૂલ્ય.

૮—નીચેના અહેવાલો પણ મળ્યા છે:—

કાઠિયાવાડ નિરાશ્રિત બાલકાશ્રમ-રાજકોટનો ૨૦ મો રિપોર્ટ.

શ્રી ગોપાલકૃષ્ણ બ્રહ્મચર્યાશ્રમ-સિદ્ધપુરનો ત્રિવાર્ષિક વૃત્તાંત.

ચાણસ્મા (અતિવૃષ્ટિ સંકટનિવારણ) સમિતિનો ૧૯૮૩-૮૪ વસો પત્રિકા ૪થી-૧૯૮૪ ની વિવિધ પ્રવૃત્તિઓનો અહેવાલ.

શ્રી શિવાજી પુસ્તકાલય-વ્યારાનો ત્રિવાર્ષિક અહેવાલ.

શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળનો આઠમા વર્ષનો.

શ્રી તાપી બ્રહ્મચર્યાશ્રમ-સુરતનો ૧૯૮૩નો ચોથા વર્ષનો અહેવાલ.

શ્રી ગિરનારા વિદ્યાર્થી ભવન જુનાગઢનો સોળમા વર્ષનો.

---

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૮ | ૧ | ૪-ભક્તિભાસ્કર | ૩-ભક્તિભાસ્કર |
| ૭૯ | ૧૪ | નાહ | નહિ |
| ૮૫ | ૧૭ | ભાક્ત | ભક્તિ |
| ૧૨૧ | ૧૦ | દાસ્યભક્તિ | વંદનભક્તિ |
| ૧૨૫ | ૨૦ | પ્રહુ | પ્રભુ |
| ૧૬૩ | ૩૧ | પુંડને | પુંડ્રને |
| ૧૭૬ | ૧ | ૫-ભક્તિકલ્પતરુ | ૪-ભક્તિકલ્પતરુ |
| ૧૭૬ | ૩ | મને | મન |
| ૧૭૬ | ૫ | કલ્પતરુ | કલ્પતરુ |
| ૨૦૧ | ૨૭ | વિશ્રામ ૯ મા | વિશ્રામ ૯ મો |
| ૨૦૬ | ૩૦ | મલાજત | મલાતજ |
| ૨૩૦ | ૮ | પુરુષ સુક્તની | પુરુષસૂક્તની |
| ૨૩૭ | ૧૫ | સનતન | સનાતન |

# अनुक्रमणिका

# શ્રીછોટમની વાણી

## ગ્રંથ ત્રીજો

## ૧-જ્ઞાનકક્કો

મંગલાચરણ-દોહા

પરમ દયાળુ દેવને, પ્રીત્યે કરૂં પ્રણામ;
કક્કાના અક્ષર કહું, તેમાં ધર્મ તમામ. ૧
સેવાનંદ કહે સુને, કહો વેદનો સાર;
જેથી મારા મનવિષે, દૃઢ હોય ધર્મવિચાર. ૨
ધન્યજ સેવાનંદ તું, પૂછ્યું પ્રશ્ન ઉદાર;
જે સુણતાં સહુનો થશે, પૂરણ પરઉપકાર. ૩
પરમેશ્વરના મુખ્ય તણી, વાણી જાણો વેદ;
જેથી સહુ જાણ્યો પડે, ધર્મ બ્રહ્મનો ભેદ. ૪
જીવ જાતિયો માત્રમાં, મોટો માનવદેહ;
તેને સુખમાર્ગે જવા, કહ્યો પ્રભુએ તેહ. ૫
ચાર વર્ણ પ્રભુએ રચી, વિધિઓ કહી વિશેષ;
વેદ સોંપીયા વિપ્રને, એજ કરે ઉપદેશ. ૬
માનવજાતિ માત્રનો, અસલ ધર્મ છે એહ;
વિદ્યાઓ જેમાં વસે, તત્ત્વ પરમ છે તેહ. ૭
જે જે જન જૂદા પડ્યા, વઢ્યા વૈદિકો સાથ;
કલ્પિત ધર્મ નવા કરી, કર્યા લોક નિજ હાથ. ૮
આખી પૃથ્વીમાં હતો, અસલ ધર્મ એક વેદ;
તેમાં પાખંડી થયા, તેણે પાડ્યા ભેદ. ૯
આર્યાવર્તમાં એકલો, રહ્યો વેદનો ધર્મ;
તેમાં બહુ ફાંટા પડ્યા, કરતા કલ્પિત કર્મ. ૧૦
કેટલા ફાંટામાં વળી, વેદ તણો આચાર;

પણ અંતર એક એકથી, ભિન્નાભિન્ન વિચાર ૧૧
પ્રગટ કરલી પ્રભુજીએ, સંસ્કૃત ભાષા સાર,
તેમાં પુસ્તક વેદના, છે સઘળા નિરધાર ૧૨
જ્યાંસુધી છે જક્તમાં, માનવ કેરો વંશ,
તેની ભાષાઓ સહુ, છે સંસ્કૃત અપભ્રંશ ૧૩
ભરતખંડ મધ્યે થયા, પાખંડીના પંથ,
જૂદા જૂદા મત લખી, ઘણા કરેલા ગ્રંથ ૧૪
તેથી ઢંકાયું સહુ, ખરૂ વેદનું જ્ઞાન,
અસ્થિ માંસના દેહને, ભજે કહી ભગવાન ૧૫
પૂજે તેની પાદુકા, કે કોય પૂજે ઘેર,
એવું આપણ દેશમાં, છે અજ્ઞાન અંધેર ૧૬
માટે મારા દેશની, પ્રાકૃત ભાષા માંગ
સાર સકળ સહુ વેદનો, પ્રકટ કરૂં છું ત્યાંય. ૧૭
શ્રમ કરી સઘળા વેદનો, સમજી લીધો સાર,
તે અક્ષરમાળા વિષે, પ્રકટ કરીશ વિચાર ૧૮
મજાચાર્ય મમ ભ્રાતનો, સાચો જે સિદ્ધાંત
તે આશય મનમાં ધરી, વર્ણું છું વેદાંત ૧૯

કક્કો-ચોપાઈ ત્રિતાલ

કક્કે કરતા છે બ્રહ્મ અનૂપ, શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ,
કોટિ કોટિ બ્રહ્માંડને કરે, ઉપજાવે પાળે ને હરે ૧
રહે વ્યાપક સઘળે તેહ, નથી ભૌતિક તેને તો દેહ
છે સરવે પ્રાણીની પાસ, વદે વેદમાં સર્વાવાસ ૨
એક દેશવિષે હોય જ્યાર, સઘળે કામ બને નહિ ત્યારે,
હોય ઈશ્વરને જો દેહ, કેમ પેસે સરવમાં તેહ ૩
માટી પાષાણ માંહે જત, કેમ સરજી શકે દેહવંત
ફળ હોય ઉદંબર તણું, ઝીણા જીવે ભરેલું ઘણું ૪
હોય દેહ પ્રભુને કાંય, કેમ પેસી શકે તે માંય,
વાસુદેવ છે તેનું નામ, માટે વાસ કરે સહુ ઠામ ૫
પ્રગટ પાળે હરે છે એક, એવો દેવ સરવગત એક,
અજ અદ્વૈત પુરુષ અનાદિ, ભાખે સઘળે કહે બ્રહ્મવાદી ૬
જરા મરણ આદિકને દેહ, સહુ ધર્મ પ્રકૃતિના તેહ
શુદ્ધ ચેતનમાં તે નથી, કહ્યું એમ વેદાંતે કથી ૭

નિરઅવયવ નિરામય નાથ, નથી તેને ચરણ શિર હાથ;
કોય પરઠે અવયવ જો એને, તોય વ્યાપક કહેવા તેને. ૮
એકદેશી ભણે જો ભાવે, દોષ અનવસ્થાદિક આવે;
વેદ વિશ્વત ચક્ષુ કહે છે, માટે વ્યાપક અવયવો રહે છે. ૯
શુદ્ધ ચૈતન અવય સહિત, તેથી કહેવાય એક અદ્વૈત;
સૃષ્ટિ કરવાની ઈચ્છા જેહ, કરી પ્રથમ પ્રભુયે તેહ. ૧૦
જડ ચૈતન ઈચ્છાની માંય, મળી મિશ્ર રહેલાં એ ત્યાંય;
જડ ભાગ પ્રકૃતિ સદાય, તેમાં પુરૂષથી ચૈતન થાય. ૧૧
છે મૂળ પ્રકૃતિ જેહ, ત્રિગુણાત્મક જાણવી તેહ;
ગુણ રાજસ તામસ સત્વ, થયાં તે થકી ચોવીસ તત્વ. ૧૨
પંચવીશમો પુરુષ રહ્યો, બહુ જીવરૂપે તે થયો;
પરિણામ પ્રકૃતિ તણો, થયો વિકૃતિ વિસ્તાર ઘણો. ૧૩
ઈચ્છારૂપ પ્રકૃતિ સાર, મહતત્ત્વ થયું તે ઠાર;
તે તો બુદ્ધિતણું છે નામ, લખું લક્ષણ તેનાં આમ. ૧૪
આ તો ઘટ ને આ તો પટ હોય, કરે નિશ્ચય છે બુદ્ધિ સોય;
થયો બુદ્ધિ થકી અહંકાર, એનું લક્ષણ એ નિરધાર. ૧૫
નથી કોય અમારા જેવો, અહંકારને જાણવો એવો;
ઉઠે સંકલ્પ અંતર બહુ, રૂપ મન તણું તેને કહું. ૧૬
પંચમાત્રાઓ સરજી કરી, રચ્યાં પંચમહાભૂત ફરી;
દશ ઈંદ્રિયો કીધી સાર, એવાં તત્ત્વ થયાં ચોવીસચાર. ૧૭
એથી સરજ્યાં છે અગણિત ઈંડ, તેમાં પ્રાણી અનેકના પિંડ;
વશ્યો પુરુષ પચીસમો જ્યારે, થયું સરવ સચેતન ત્યારે. ૧૮

ખખ્ખો

ખખ્ખે અક્ષર પદ કહે છે જેહ, તત્ત્વ સમસ્ત જાણવાં તેહ;
અક્ષર જીવ પુરુષ અવિનાશી, અક્ષરાતીત પ્રભુ સુખરાશી. ૧
રચી સૃષ્ટિ પ્રભુએ જ્યારે, દિવ્ય શરીર રચ્યાં સહુ ત્યારે;
જીવ અંશ પોતાના જેહ, દિવ્ય દેહમાં વાસ્યા તેહ. ૨
સત સંકલ્પ ને અમર કાય, જરા મરણ વ્યાધિ ના થાય;
ત્રિકાળજ્ઞાન વચનસિદ્ધિ સોય, ઈચ્છાસિદ્ધિ આદિ સહુ કોય. ૩
ગુણ હતા પ્રભુમાં જેવા, માટે અંશોમાં હતા તેવા;
જેવા હિરાવિષે ગુણ હોય, આવે હિરાકણીમાં સોય. ૪
વેદરૂપી જ કાયદો કીધો, દિવ્ય દેહધારીઓને દીધો;

મેં સરજી સુખી દેહ તમારી, માનજો વેદાજ્ઞાઓ મારી. ૫
તો દુ પીઆ દેહમાં દુઃખ દેવા, નહિ આપું તમને હું એવા,
નહિ માનો જો આજ્ઞાઓ મારી, થશે દુર્ગતિ તેથી તમારી. ૬
થશો પાપપરાયણ જ્યારે, દુઃખરૂપ થશે ફળ ત્યારે,
લખચોરાશી સરજી. કરી, તેમા નાખીશ તમને ફરી. ૭
નીચ કર્મ ઘણા જે કરશે, તે તો નર્કવિષે દેહ ધરશે,
નર્કલોકમાં કષ્ટ અપાર, તે તો ભોગવશે નિર્ધાર. ૮
મર્ત્યલોકદુઃખ સુખ સમ જાણો, નર્કલોક દુઃખ પરમ પ્રમાણો,
વેદધર્મ સંભળાવ્યો જ્યારે, આજ્ઞા એવી કરી કરતારે. ૯
પાળી આજ્ઞા પ્રભુની જેણે, કાંય પાપ કર્યાં નહિ તેણે,
એ તો અમર રહ્યા છે અદ્યાપિ, નથી પામતા કષ્ટ કદાપિ ૧૦
અમર અરૂજ ને ઇચ્છાચારી, ત્રિકાળજ્ઞાની ને બ્રહ્મવિચારી,
સદાકાળ સુખમાં છે સોય, લેશ ક્લેશ પામે નહિ કોય ૧૧
ઇંદ્રવરુણ યમ પવન કૃશાનુ, પ્રભુઆજ્ઞાવશ વરતે ભાનુ,
છે અધિકાર સોંપેલા જેવા, તે તે કામ કરે છે તેવા ૧૨
તેથી ભિન્ન દિવ્ય દેહધારી, નથી સૃષ્ટિ વિષે અધિકારી
અધિકાર કર્યો હોય જ્યારે, કોઈનું ભુંડું ભલું હોય ત્યારે ૧૩
તે તો કરમ થકી બંધાય, તેથી દિવ્યપણું મટી જાય,
માટે સાક્ષીરૂપ થઇ રહે છે, અમર લોક સહુ તેને કહે છે ૧૪
આજ્ઞા ભંગ અમર જો કરે, તો ચોગશી લાખ દેહ ધરે,
ઇંદ્રાદિક છે દેવ અધિકારી, વરતે પ્રભુઆજ્ઞા શિર ધારી ૧૫
ભુંડું ભલું કરવું કાંય પડે, ઈશઆજ્ઞાથી દોષ ના અડે,
ભુંડું ભલું કર્યા વિના કદી, અધિકારીને ચાલે નહીં ૧૬
કદી શિક્ષા કદી રક્ષા કરે, અધિકારી ઘટતુ આચરે,
બ્રહ્મા સર્જે ને વિષ્ણુ સહુ પાળે, શિવ સંહાર કરી સહુ ટાળે ૧૭
વરુણદેવ જળનો અધિપતિ, પાળે જળના જંતુ અતિ,
ઇંદ્ર વાયુ ને અગ્નિ જેહ, કામ કરે સુતિનાં તેહ ૧૮
સૂરજ જળ શોષણ કરી લે છે, કરી પ્રકાશ સહુને સુખ દે છે
યમરાજા કહેવાયા જેહ, જીવના કર્મ તપાસે તેહ ૧૯
દુઃખ નરકના વળતી દે છે, એમ સહુ દેવ કામ કરે છે,
ત્રિગુણાત્મક ઈચ્છા પ્રભુતણી, દેવ અનેકરૂપે તે ગણી ૨૦
રાજસ દેવ સૃષ્ટિ ઉપજાવે, સાત્વિક સહુના પાલક કહાવે,

કરે તામસી દેવ સંહાર, કરે કામ એ ત્રણ્ય પ્રકાર. ૨૧
છે પરબ્રહ્મ સદા સુખકારી, સરજ્યા સકળ પ્રથમ દેહધારી;
અંતસકરણ ઇંદ્રિયો આપી, કર્યા સ્વતંત્ર સર્વ નિષ્પાપી. ૨૨
પછે બોલ્યા પ્રભુજી એમ, તમે કરજ્યો કહું હું તેમ;
દિવ્ય દેહ તમોને મેં દીધા, નથી દુઃખીયા તો કોઇને કીધા. ૨૩
કર્યો સુખરૂપ દેહ તમારો, હવે દોષ નથી કાંય મારો;
કર્મ કરશો તમે જે સારાં, તો સુખ રહેશે સદાય તમારાં. ૨૪
માઠાં કર્મ થકી દુઃખ મળશે, જેવું વાવશો તેવું ફળશે;
કરશો પાપ તમે ધરી દેહ, જશો લાખ ચોરાશીમાં તેહ. ૨૫
પુણ્ય પાપ હશે સમ જ્યારે, નરલોકમાં નાખીશ ત્યારે;
દુઃખ સુખસમાન છે તેમાં, પણ અમરપણું નથી એમાં. ૨૬
અલ્પ પુણ્ય ને પાતક ઘણું, વપુ પામે તે તિર્યક્તણું;
ઘણું પાપ વધે છે જ્યારે, પડે નર્ક વિષે જઈ ત્યારે. ૨૭
તેના દુઃખનો ન આવે પાર, જઈ ભોગવે જીવ ગમાર;
પોતપોતાને કરમે કરી, દુઃખ ને સુખ પામે મરી મરી. ૨૮
એવાં વચન પ્રભુએ કહ્યાં, સાધુ પુરુષે સત્ય કરી ગ્રહ્યાં;
તજી આજ્ઞા જે અવળા વહ્યા, પડયા પાપે ચોરાશીમાં રહ્યા. ૨૯

ગગ્ગો

ગગ્ગે ગુણવંત માનવ દેહ, અતિ ઉત્તમ સહુથી એહ;
અન્ય દેહતણો એ રાય, એમાં સાધન સઘળાં થાય. ૧
બાવનઅક્ષર મુખથી બોલાય, મનનો આશય સહુને કે'વાય;
વેદ આદિ છે પુસ્તક જેહ, શીખે સંભળાવે વંચાય તેહ. ૨
એ છે અવર દેહનો રાજા, જીવમાત્ર માને છે માજા;
પ્રભુઆજ્ઞાઓ વેદમાં જેવી, સહુ પાળી શકાય છે તેવી. ૩
કરી પુણ્ય ને સ્વર્ગે જવાય, વળી ભક્તિ પ્રભુજીની થાય;
કર્મપાશનું બંધન જેહ, કાપી છૂટે ચોરાશીથી તેહ. ૪
નરદેહ એવો છે સાર, એમાં છે વળી ઉભય પ્રકાર;
છે કેટલીક આસુરી જાતિ, કેટલીક દૈવીતણી છે ભાતિ. ૫
આસુરી મૂઢ અચેત અધરમી, વિષયાસક્ત કઠોર કુકરમી;
કપટી કુટિલ મહાખલ કામી, હિંસાપ્રિય પરદારાગામી. ૬
વળી પરધન હરવા પ્રવીણ, લોભી લોલુપ પરદુઃખ દેણ;
હોય આસુરી સંપત્તિ જેને, પરનિંદા ગમે બહુ તેને. ૭

ઘણી રીસ ને ગર્વ અપાર, નહિ ભાવ કે ભક્તિ લગાર,
દાનપુણ્ય સુકૃત નહિ લેશ, ખુવે જન્મ વૃથા કરી ક્લેશ ૮
એના લક્ષણ અધમ અપાર, લખ્યે વાધે ઘણો વિસ્તાર
દૈવી જીવ તો હોય દયાળ, વળી જીવતણા પ્રતિપાળ ૯
સત્યશીલ સદા સુવિચાર, પરદુ:ખભંજન પરઉપકાર
નીતિ ભક્તિ સહિત સુધર્મ, કરે ઈશ્વર અર્થે કર્મ ૧૦
દૈવી જીવ પામી નરદેહ, ભવપાશથી છૂટે તેહ,
કરી સુકૃત જન્મ સુધારે, એ તો આત્મા પોતાનો તારે ૧૧
પામી ઉત્તમ દેહ અનૂપ, તરી જે ન શકે ભવકૂપ,
પશુ પામરથી તે ગમાર, તેને સરવે કરે ધિક્કાર ૧૨
મળે માનવીનો દેહ સાર, વળી ઉત્તમ કુળ અવતાર,
સહુ વિદ્યા ભણેલો સારી, હોય લોકવિષે અધિકારી ૧૩
સહુ દેશમા કહેવાય ડાહ્યો, શૂરવીર ન જાય વનાયો,
એવુ છતા બૂડે ભવ જેહ, જાણો ખર થકી ખોટો તેહ ૧૪
નર જે ભજે નહિ ભગવાન, તે તો શાના ઘણા ગુણવાન,
જ્યારે ના શક્યા પાપ નિવારી, જમહાથે ગયા જખ મારી ૧૫
ખટ શત્રુ ન જીત્યા પૂરા, તે તો શાના બિચારા શૂરા,
તેથી વૃક્ષો તણી દેહ સારી, છાયાસહિત છે પરઉપકારી ૧૬
જે કોય ઉત્તમ નરતનુધારી, થાય સરવેને સંતાપકારી,
સર્પ વિછીસમા તે જંત, પડે નર્કમા કલ્પ અનંત ૧૭
અરે માનવી કરી લે વિચાર, તારા આત્માનો કરને ઉદ્ધાર,
જો તુ દેહ ગમાવીશ એવો, પછી ક્યા મળશે એના જેવો ૧૮
શકે આત્મા પોતાનો તારી, એવી આણુ બીજી દેહ સારી,
આ તો કર્મભૂમિ કહેવાય, જેવુ વાવે તેવુ ફળ થાય ૧૯
તારા સગાનુ સુકૃત જેહ, તારે કામે નહિ આવે તેહ,
જે તુ કરીશ તારે હાથે, તે તો આવશે તારી સાથે ૨૦
તારા સગા સહોદર જેહ, તારા અર્થ લગી છે તેહ,
તારા આત્માને તે નહિ તારે, વળી નહિ આવે તારી વહારે ૨૧
તારો સાચો સગો છે ધર્મ, પ્રિય પાવન કરતા પર્મ,
સાથે આવે મુના પછી સોય, બાકી બીજુ નહિ આવે કોય ૨૨
તારા સગા સહોદર જેહ, કાયા બાળી ઘેરે રહે તેહ,
અંત્યે ધર્મજ આવશે સાથે, હેતે ઝાલશે તુજને હાથે ૨૩

ધધ્ધા

ધધ્ધા ઘટમાં કરી જો વિચાર, કહું કર્મના ત્રણ પ્રકાર,
મનસા વાચા ને કર્મે કરી, પુણ્ય પાપ તો થાય છે કરી ૧
કરે મનમાં પ્રભુનું ધ્યાન, શુભ ઈચ્છે સરવનું નિદાન,
કોયનું ભુંડું થવાનુ ન ભાવે, દયા પ્રેમસહિત ઉર આવે ૨
શુભ ઈચ્છા ઉઠે જો સદાય, એવાં માનસ પુણ્ય કહેવાય,
પરધન પરનારીને લેવા, પરદ્રોહ ને પરદુ ખ દેવા. ૩
એવા ઉપજે મનોરથ જેને, થાય માનસ પાતક તેને,
હવે સાંભળો વાચિક પાપ, જેને વચને સહુને હોય તાપ. ૪
જૂઠા બોલ કઠોર ને ગાળ, પરનિંદા ને અમથું આળ,
ભાડ ભાષણ કપટ ને ચાડી, અન્યાય અધર્મ વાતો આડી. ૫
કરવા કુકર્મ શીખવે કાય, દંભ ઈરષાને અનરથમાંય,
એવાં વાચિક પાપ અપાર, કરી સુકૃત ખુવે ગમાર. ૬
હવે વાચિક પુણ્ય છે જેહ, સહુ સજ્જન સુણજો તેહ,
પ્રભુનામનાં કીરતન કરવા, સત્ય વચન સદાય ઉચરવાં. ૭
પુણ્ય બોધ પવિત્ર વચન, સુણી હોય સુખી સહુ જન,
બ્રહ્મ ધર્મ કથાયો સાર, ભાગે ભ્રાંતિયો એવા ઉચાર. ૮
વેદપાઠ પ્રભુગુણગાન, દેવુ વચન વડે અભેદાન,
એવાં વાચિક પુણ્ય છે બહુ, સદ્દબોધથી સુધરે સહુ ૯
ગુણદાયક કરવા ગ્રંથ, લહે પ્રાણી તે પુણ્યનો પંથ,
કહું કાયિક પુણ્યની રીત્ય, પાળો ધર્મ આણીને પ્રીત્ય ૧૦
રાખે સારથિ અશ્વને જેમ, વશ ઇંદ્રિયો રાખવી તેમ,
દોષ દષ્ટે ન જોવું કાંય, જોવું ડહાપણ પ્રભુનું માંય. ૧૧
કાને કરવુ કથામૃતપાન, તેથી વાધે ઘણું ઘણું જ્ઞાન,
જીભે જપવો પ્રભુનો જાપ, કાઇ મિથ્યા ન કરવો આલાપ. ૧૨
હાથે કરવી હરિગુરુસેવા, જીવમાત્રને જાળવી લેવા,
ધર્મસાધનનાં જે કામ, નિત્ય નૈમિત્ય કર્મ તમામ. ૧૩
માત તાત ને સજ્જન દેવા, સ્નેહ રાખીને કરવી સેવા,
હોય પુણ્ય તણું જ્યા કામ, ચાલી ચરણે જવું તે ઠામ ૧૪
હવે કાયિક પાતક જેહ, સેવાનંદ સુણો કહુ તેહ,
પરદારા આલિંગન થાય, ધન પારકુ ચોરીને જાય. ૧૫
કોય ડુંગરમાં દવ બાળે, ઘાસ અનેક ગામ પ્રજાળે,

જીવહિંસા કરે કોય પાપી, કલ્પવૃક્ષ સરખાં દે કાપી. ૧૬
મદ્યપાન કરે મહામંદ, રચે પરધન હરવાના ફંદ;
એવાં કાયિક પાપ અપાર, કરે ગાફલ જીવ ગમાર. ૧૭
મનસા વાચા ને કર્મણા વડે, કરે પાપ તે નરકે પડે;
પુણ્ય કરમનાં સાધન થાય, કર્મ બંધન છૂટી જાય. ૧૮
બ્રહ્માનંદનો ભોક્તા હોય, તેને ક્લેશ ન વ્યાપે કોય;
આ ભૂતલ ઉપર જેવું, કરે કરમ મળે ફળ તેવું. ૧૯
થાય ત્રણ્ય પ્રકારે કર્મ, તેનો સાંભળજ્યો કહું મર્મ;
ક્રિયમાણ ને સંચિત સોય, ત્રીજું પ્રારબ્ધ તે થકી હોય. ૨૦
થાય ત્રણ અવસ્થાઓ એમ, તમે સાંભળજ્યો કહું તેમ;
દેહે કર્મ શુભાશુભ થાય, ક્રિયમાણ તો તેને કહેવાય. ૨૧
જ્યારે કર્મ કરી રહેવાય, સંચિત વાસના મધ્યે થાય;
તેનું સૂક્ષ્મ એવું છે નામ, સૂક્ષ્મ દેહમાં તેનો ઠામ. ૨૨
વાવે ખેતર ખેડીને જેમ, ક્રિયમાણને જાણવું તેમ;
પાકે અન્ન તે ભરે કોઠાર, થયું સંચિત તે નિરધાર. ૨૩
એમ ક્રિયમાણનું ફળ જેહ, રહે વાસનામધ્યે તેહ;
જ્યારે દેહ નવો બંધાય, સંચિત માંહથી પ્રારબ્ધ થાય. ૨૪
જાતિ આયુષ્ય સુખદુઃખ ભોગ, બને પૂરવકર્મસંજોગ;
કોય કહેશે જે ક્રિયમાણ જેહ, ઉપજે તેવું પામે લય તેહ. ૨૫
તેનું સંચિત કેઈ પેરે થાય, સુણજો ઉત્તર સંશય જાય;
કર્મ ઉપજે તે વિણસે ખરૂ, ફલ વાસનામાં રહે ભરૂ. ૨૬
કરે સુતાર કાષ્ટનું કામ, પછી વાંસલો પામે વિરામ;
કર્મ કીધા પછી મટી જાય, કર્યો ઘાટ મિથ્યા નવ થાય. ૨૭
જાય ક્રિયમાણ સંચિત રહે, બીજા દેહમાં તેનું ફળ વહે;
પ્રભુ કર્મનો સાક્ષી જેહ, ફળ આપે બનાવીને દેહ. ૨૮
પૂર્વકર્મનું સંચિત જેવું, થાય પ્રારબ્ધ દેહનું તેવું;
જ્યારે પ્રારબ્ધ સઘળું ખૂટે, તેનો દેહ તત્ક્ષણ છૂટે. ૨૯
જાતિ ને મનુષ્યાદિક દેહ, જીવે જ્યાંલગી આયુષ્ય તેહ;
ભોગ તે સુખ દુઃખ કહેવાય, સહુ કર્મસંજોગે થાય. ૩૦
કોય નાસ્તિક અધર્મી અચેતા, નથી પૂર્વજન્મ એમ કહેતા;
તેમાં જોતાં કરીને વિચાર, જૂઠું કલ્પિત છે નિરધાર. ૩૧
કોય જન્મ થકી દુઃખી દીન, હોય અંગ થકી વળી હીન;

કોય બાળપણાથી જંન, સુખી હોય છે સુંદર તંન. ૩૨
જ્યારે જન્મ ફરી નવ હોય, ઇષમ નિપજે એવું કોય,
જ્યારે ઈશ્વર એવુ કરે, ત્યારે નિર્દય પોતે ઠરે ૩૩
હોય વિષમપણું પ્રભુમાંહ્ય, જીવ જેવા ઠરે છે ત્યાંય,
એવું વેદ–ધર્મમાં નથી, પૂર્વજન્મ કહ્યો છે કથી ૩૪
જાતિ આયુષ્ય સુખ–દુખ–ભોગ, રચે દેહમા કર્મસંજોગ,
માટે નિર્દયતા પ્રભુ માંહ્ય, નથી વિષમપણું વળી કાય ૩૫
સૃષ્ટિ આદે તો સુખીયા સહુ, જીવમાત્ર રમ્યા હતા બહુ,
માની પ્રભુની આજ્ઞા ન જ્યારે, થયા પાપી ને દુખીયા ત્યારે ૩૬
માટે જીવોનો છે અપરાધ, નથી ઈશ્વરને કાંય બાધ,
જીવ કર્મ કરે છે જેવા, રચી દેહ આપે ફળ તેવાં ૩૭

ઙ

ઙઙ ઙ અક્ષર છે જેહ, આવે સંસ્કૃત માંહી એહ,
આવો સુખ પૈ સઘળા જંન, કહ્યા વેદમા એવાં વચન ૧
વેદ કાયદો પ્રભુએ કીધો, પછી માનવોને કર દીધો,
કહ્યું ધર્મનિરૂપણ પહેલુ, એમાં બ્રહ્મનિરૂપણ છેલુ ૨
કહુ વેદવચનનો જે સાર, સુણી સજ્જન કરજો વિચાર,
પ્રભુ કહે છે પાળો ધર્મ સાર, તમે આળસ ન કરો લગાર. ૩
તમને તારવા ઘોર સંસાર, ધર્મ રચ્યો છે મેં નિરધાર,
મૂકી બુદ્ધિ તમારી તે માંય, કરો વૃદ્ધિ જતન કરી ત્યાંય ૪
તમે વિષયોને લોભે કરી, માંહ્ય અધર્મ ઘાલશો ન ફરી,
ભાઇઓ અધર્મ છે દુખનુ મૂળ, તેથી તમને થશે બહુ શૂળ ૫
ધર્મરૂપી રૂડું કલ્પવૃક્ષ, તે તો આપ્યુ મે તમને પ્રત્યક્ષ;
સુખ જોઈતુ હોય જો તમારે, લેજો માગી ધરમ કને ત્યારે. ૬
જેને ધર્મ તણું બળ જેવું, તેને આપીશ હું સુખ તેવું,
ધર્મ આચર્યા વિના કહીં, સુખ માગ્યું તો આપીશ નહીં. ૭
પાપી કરશે પ્રાર્થના વળી, સુખ આપીશ નહિ સાંભળી,
આપુ પાપીઓને સુખ જ્યારે, કોય ધર્મ ન આચરે ત્યારે ૮
તેથી સૃષ્ટિ ન ચાલે સારી, વધે દુર્મતિ અનર્થકારી,
પછી વૃષ્ટિ કરે નહિ દેવ, સહુ પ્રલે કરે તતખેવ ૯
તમે સાથ પામો સહુ જંન, રખે આળસ કરતા મંન,
કોય કરશો નહિ વ્યભિચાર, રખે રમતા જાર જુગાર ૧૦

પ્રજા અરથે પરણજે નારી, પછી રહેજો સદા વ્રતધારી;
જેવું સરવે પદારથ સારૂં, વળી લાગે છે તમને તમારૂં. ૧૧
દેહ દારા સુતા સુત દામ, તેવું વહાલું મરવને તમામ;
આપ જેવા દેખે જન માત્ર, તેજ દેખતા છે ગુણપાત્ર. ૧૨
કોય કરશો નહિ મધુપાન, મળી માદક વસ્તુ આન,
કોય જીવની હિંસા નવ કરશો, તેથી સુખે કરી ભવ તરશો. ૧૩
સદા પરદુ ખભંજન થાજો, સાગ સજ્જન પાસે જાજો;
પ્રાણીમાત્ર ઉપર કરો પ્રીતિ, સારી શીખજો સઘળી રીતિ. ૧૪
બાહ્ય ભીતર રહેજો પવિત્ર, હજો માનવમાત્રના મિત્ર;
દેજો દીન જનોને દાન, બ્રહ્મરૂપનું ધરજો ધ્યાન. ૧૫
માત તાત ગુરુજન જેહ, ભક્તિભાવથી પૂજજો તેહ,
ઇંદ્રી જીતીને રહેશો જયારે, જીત્યું ત્રિલોક જાણજો ત્યારે. ૧૬
રહેશે વિષયોમાં બૂડીને કોય, સહેશે નર્કતણાં સુખ સોય;
ભલા ભૂપતણું ભલું થાય, એવું અંતર ઇચ્છો સદાય. ૧૭
કરજ્યો રક્ષણ યુવતીઓતણું, પુત્રપુત્રીને ભણાવજો ઘણું;
તજી દુર્ગુણ દેજો તમારા, સહુ લોકમાં કહેવાજો સારા. ૧૮
કહ્યાં વચન પ્રભુએ એવાં, જનમાત્રને અમૃત જેવાં;
કર્યો ધર્મ સરવેને સમાન, પછી બ્રહ્મતણું કહ્યું જ્ઞાન. ૧૯
હોય મોક્ષની કામના જેને, ગુરુશરણે જવું પછી તેણે;
અર્થ સમજવો વેદનો એવો, પછી બ્રહ્મને ઓળખી લેવો. ૨૦
કરવું શ્રવણ-મનન-નિદિધ્યાસ, તેથી બ્રહ્મનો થાય પ્રકાશ,
એમ બ્રહ્મને ઓળખી કરી, પછી ભક્તિ આચરવી ખરી. ૨૧
નાશવંત પદારથ જેહ, મને માનવું મિથ્યા તેહ;
નિત્ય તત્ત્વનો કરવો વિચાર, ચિત્ત ચૈતન્યમાં એકતાર ૨૨
વેદવાચક કંઠે કરીએ, નિત્ય પ્રાર્થના પ્રેમે ઉચ્ચરીએ,
પ્રભુનામનાં કીર્તન કરજો, એમ ભક્તિ કરી ભવ તરજો ૨૩

ચરચો

ચચ્ચા ચર્મ તણા દેહમાંય, પંચ વિષયો ભરેલા ત્યાંય,
તેમાં જીવે કર્યો છે વાસ, ઘેર્યો વિષયોએ ચારે પાસ. ૧
તેની સાથે થયો તલ્લીન, જેવું જળમાં રમે છે મીન,
વહાલું મીનને પાણી જેવું, વાહલું જીવને વિષયસુખ તેવું. ૨
થઇ મગ્ન વિષયમાં મહાલે, પ્રભુ આજ્ઞાથી ઉલટો ચાલે,

સુખભોગવિષે રતિ જેવી, પ્રભુ સાથે થતી નથી તેવી. ૩
ભોગ ભોગવે જીવ અપાર, તોય તૃષ્ણા ન છીપે લગાર;
જેમ સરિતાઓ સાગરમાંય, નિત્ય કોટિ ભળે જઇ ત્યાંય. ૪
તોય સાગર જેવો ને તેવો, જીવ ભૂખ્યો વિષયનો તેવો;
રાજ્ય કોટિ બ્રહ્માંડનું હોય, પૂરી તૃષ્ણા પડે નહિ તોય. ૫
વધે અધિક અધિક અનુદિન, રહે જીવ વિષય આધીન;
કરે કોય વિષય અંતરાય, તેથી ક્રોધ અતિશે થાય. ૬
ભોગ પામવા સહુથી સરે, કોય દેવઉપાસન કરે;
કરી સેવા ઘણું સુખ માગે, નાકલીટીયો તાણવા લાગે. ૭
ધન દારા પશુ પરિવાર, માગે દેવ પાસે સુખ સાર;
દેવ આપે નહિ કાંઈ જ્યારે, ગાળો દઇને પછાડે ત્યારે. ૮
હોય પથ્થરનો દેવ જેહ, ખંડી નાખે કહેવાડે તેહ;
વાંકું વાઘરીનું થાય જ્યારે, મારે દેવીને જુતીયે ત્યારે. ૯
વિષયી જીવો સરવ હોય એવા, સુખ સારૂ કરે બહુ સેવા;
જીવ લોભીયા જાણી અપાર, રહ્યા અદૃષ્ટ જગદાધાર. ૧૦
સહુ વિષયોમાં લંપટ દીઠા, પ્રભુ આકાશ અંતર પેઠા;
સદા શૂન્યને પડદે રહે છે, જેવાં કર્મ તેવાં ફળ દે છે. ૧૧
કોય નીચ નથી નર જેવા, કરી પાપ માગે સુખ એવા;
શુભ કર્મ કરી જો માગે, તોય દેવોને સારૂં લાગે. ૧૨
નીચ કર્મ જરાય નથી ટળતું, માટે માગ્યું કશું નથી મળતું;
પછી દેવોનો કાઢવો વાંક, નથી કુકર્મ તજતા શંક. ૧૩
ત્રાવે કાચકી કેરીની આશ, એ તો થાય છે અંતે નિરાશ;
સુખલોભીને સુખ ભરપૂર, મળે તોય ઇચ્છે ઘણું ઉર. ૧૪
નરલોક તણું સુખ જેહ, રહે દુઃખથી અસેલું તેહ;
સુખ પાછળ આવે છે દુઃખ, વળી દુઃખની પાછળ સુખ. ૧૫
સુખ સ્વર્ગ તણું છે જેહ, ભલું ભોમિથી અદકું તેહ;
પણ નિંદ્યું છે વેદો માંય, માટે શ્રેષ્ઠપણું નથી કાંય. ૧૬
કરે કર્મ આ લોક જેહ, જઇ ભોગવે સ્વર્ગે તેહ;
ક્ષીણ પુણ્ય થઇ જાય જ્યારે, નાખે પૃથ્વીની ઉપર ત્યારે. ૧૭
નવાં કર્મ સ્વર્ગમાં ન થાય, કર્યાં ભૂતલનાં ભોગવાય;
માટે કવિયે કહ્યું છે એવું, સુખ સ્વર્ગનું પૃથ્વીના જેવું. ૧૮
કોય તૃપ્ત વિષયથી ન થાય, માટે ઝાંઝવા જેવું કહેવાય;

જળ ઝાંઝવાની જે આશ, રાખે પીવા તે થાય નિરાશ. ૧૯
માટે વિષયો તણું સુખ જેહ, સુખાભાસ કહ્યુ છે તેહ;
સુખમાં પરિણામે દુઃખ રહે છે, માટે ગૌતમ દુઃખરૂપ કહે છે. ૨૦
ગણતાં સુખને દુઃખસમાન, મૃત્યુલોક છે દુઃખનું નિધાન;
માટે બંધ થકી મુક્ત થવા, જને ઇચ્છવું મોક્ષમાં જવા. ૨૧
થવા મોક્ષતણા અધિકારી, સહુ રીતિયો રાખવી સારી;
કાંય સુખ અથવા દુઃખ આવે, લેવાં ભોગવી સ્હેજ સ્વભાવે. ૨૨
પુણ્યકર્મ સદાય આચરવાં, ખારાં પાપ તણાં બંધ કરવાં;
જેમ આત્મામાં પાપ ન આવે, એમ રહેવું સદા શુદ્ધ ભાવે. ૨૩
પાપી આત્મા તો બંધન પામે, નર જાય છે નીચે ઠામે;
માટે પુણ્યનો કરવો પ્રકાશ, તજી ફળ ભોગવ્યાની આશ. ૨૪
કર્મ બ્રહ્મને અરપણ થાય, પાપ બાળીને ચોખ્ખો થાય;
વિષયાસક્ત થયેલા મંદ, જાણે વિષય એજ ગોવિંદ. ૨૫
એવું માનવે માનવું નહી, ના હોય આકપયે ઘૃત કહી;
હુતો રાય યયાતિ જેહ, ભોગ ભોગવતો બહુ તેહ. ૨૬
તેની વાસના તૃપ્ત ન થઇ, પછી બોલ્યો છે એવું કહી,
કોય ભોગથી તૃપ્ત ન થાય, એવું નિશ્ચે કરી ગયો રાય. ૨૭
મન રાખે વિષયમાં બોળી, ફરે રાખ શરીરે ચોળી;
ઘણા ગેરૂથકી પટ રંગે, કોય ફરે ઉઘાડે અંગે.
તેના મનતણી તૃષ્ણા ન જાય, ભેખ ભાંડના જેવા કહેવાય. ૨૮
વેદે નિંદ્યું વિષયસુખ બહુ, નથી બાવાજ બનવાનું કહ્યુ;
રહો ગૃહસ્થના આશ્રમમાંય, જીતી તૃષ્ણાને રહેવું ત્યાંય. ૨૯
રહો ગૃહસ્થ કે પાળો ત્યાગ, તજો મનથી વિષય અનુરાગ;
મટે મન થકી સઘળા રાગ, તેનું નામ કહો વીતરાગ. ૩૦
નથી ભેખ ધર્યે થતું તેહ, ભરવા ઉદર ફરે છે એહ;
યાજ્ઞવલ્કય જનક ને વસિષ્ઠ, હુતા ગૃહસ્થ વૈરાગીમાં ઇષ્ટ. ૩૧
ઘણા જ્ઞાની વૈરાગ્યસહિત, રહ્યા શોક ને મોહ રહિત;
ભેખ ધારી અપાશરે પેઠા, મઠ મંદિર બાંધીને બેઠા. ૩૨
ખેતીવાડી વિવિધ વેપાર, દામ ચામ આકાંક્ષા અપાર;
મોહ માન ને મમતા ઘણી, તૃષ્ણા ના ટળે અંતર તણી. ૩૩
કરે પાર વનાં પાખંડ, એવા ભેખ છે વેદ વિતંડ;
તેને કહું છું યથારથ બોધ, રખે સાંભળી કરતા ક્રોધ. ૩૪

શબ્દ આદિ વિષય છે જેહ, વિના આસક્તિ ભોગવો તેહ;
તેમાં આસક્ત રહેશો જ્યારે, કાંય ભેખ તમોને નહિ તારે. ૩૫
વેદવિધિએ વરવી નારી, પણ કરવી નહિ વ્યભિચારી;
પ્રજા ઉત્પન્ન કરવા કાજે, વેદઆજ્ઞા કરી મહારાજે. ૩૬
પ્રજાતંતુ છે ચાલતો જેહ, ધરી ભેખ ન તોડવો તેહ;
ધરી ભેખ કરે વ્યભિચાર, પડે રૌરવ નરકને દ્વાર. ૩૭
ભેખ ધરવાની ઇચ્છા હોય, કરવું પુત્ર થયા પછે સોય;
સહુ વિષયોનો કરવો ત્યાગ, કહીં કરવો નહિ અનુરાગ. ૩૮
જેવું ઓકરેલું હોય અંન, તેવું દામ દારા પર મંન;
રહી ગૃહસ્થ કરે જો ભોગ, તોય મનમાંહે જાણો રોગ. ૩૯
અતિ આસક્ત વિષયોમાં થાય, કોટિ જન્મ લગી કૂટાય;
એક એક વિષયવશ પ્રાણી, જુઓ દેહની થાય છે હાણી. ૪૦
અહિ એણ મરે છે જેહ, જુઓ નાદને લોભે તેહ;
રૂપ જોવાને લોભે કરી, પડે પતંગ દીપમાં મરી. ૪૧
હાથી હાથણી કેરે લોભે, પડી જાય અજાડીમાં થોભે;
ગજનો ગંધ લેવાને જાય, મરે ભમરો કર્ણ ઝપટાય. ૪૨
મીન જીભને સ્વાદે કરી, કાંટો વાગે ને જાય છે મરી;
એક એક વિષયવશ એમ, મરે જીવ બચારા તેમ. ૪૩
નર પંચવિષયવશ હોય, ક્યમ સંસાર તરશે સોય;
સહુ બંધન છૂટે જ્યારે, મળે મોક્ષ વિષે જઇ ત્યારે. ૪૪

છટ્ઠો

છટ્ઠો છલ તજી કરવાં કર્મ, સમજી વેદવચનનો મર્મ;
ચારે વર્ણ ને આશ્રમ ચાર, કહ્યો વેદમાં ધર્મ વિચાર, ૧
ચાલે તે થકી ઉલટો જેહ, મહાપાખંડી કહેવાય તેહ;
જે કો વર્ણધર્મ તજી દે છે, વર્ણસંકર તેને કહે છે. ૨
નિંદી ધર્મ કથે બ્રહ્મજ્ઞાન, જાય નર્કમાં તેજ નિદાન;
માટે ધર્મ સર્વેના કહું, સ્નેહસહિત સાંભળજ્યો સહુ. ૩
પહેલો વર્ણ છે બ્રાહ્મણતણો, સહુ વર્ણનો શિરોમણી;
તેણે કાંઈ ન કરવું પાપ, જીભે બ્રહ્મનો કરવો જાપ. ૪
વિદ્યા ભણવી ભણાવવી તેણે, દાન આપવું લેવું એણે;
વળી યજ્ઞ કરે ને કરાવે, ખટ કર્મ એ વિપ્રનાં કહાવે. ૫
અષ્ટ અંગે લહી હુંકાર, બ્રહ્મનિષ્ઠ થવું નિરધાર;

શુભ ધર્મ સદાય આચરવો, અન્ય વર્ણને ઉપદેશ કરવો. ૬
ધર્મ બ્રહ્મ બતાવે જેહ, કહીએ આચારજ તો એહ;
ગુરુપદવી તણો અધિકાર, નથી અન્ય વર્ણને લગાર. ૭
અન્ય વર્ણનો કોય વિદ્વાન, હોય વિદ્યા કલા ગુણ જ્ઞાન;
કળા શીખવી સઘળી તેની, પણ ગુરુપદવી નથી એની. ૮
મંત્ર મોક્ષ તણો હોય જેહ, લેવો બ્રાહ્મણ પાસેથી તેહ;
એવાં છે મનુકેરાં વચન, માટે ધર્મ ન ચુકશો જન. ૯
ક્ષત્રી વિદ્યા ભણે કરે યાગ, આપે દાન ધરી અનુરાગ;
અસ્ત્ર શસ્ત્રનો કરવો અભ્યાસ, પ્રજા પાળવી બારે માસ. ૧૦
સાધુ બ્રાહ્મણ અબળા ગાય, તેની ક્ષત્રિયે કરવી સહાય;
વૈશ્યે વિદ્યા ભણવી દાન દેવું, કરી યજ્ઞતણું ફળ લેવું. ૧૧
ખેતી વણજ કરે પશુ પાળે, કોય દીન તણા દુ:ખ ટાળે;
શૂદ્રે શિલ્પનાં શીખવાં કર્મ, સેવે સહુને તે એનો ધર્મ. ૧૨
પાળી ધર્મ ભજે પરબ્રહ્મ, એ છે સહુનો સાધારણ ધર્મ;
હવે આશ્રમ ધર્મ છે જેહ, કહ્યા વેદે સુણો એહ. ૧૩
બ્રાહ્મણ ક્ષત્રી ને વૈશ્યના તંન, વિદ્યા ભણવાનું કરવું જતંન;
આપે ઉપવિતનો સંસ્કાર, ગુરુકુળમાં જવું તેણીવાર. ૧૪
રહેવું બ્રહ્મચર્ય વ્રતધારી, આઠે અંગેથી તજવી નારી;
માગી ભિક્ષાને કરવો આહાર, ભણવી વિદ્યા ને તજવા વિકાર. ૧૫
આવે ગૃહસ્થાશ્રમમાં જ્યારે, નિજ વૃત્તિ ચલાવે ત્યારે;
નારીવર્ગનું પાલન કરવું, સાચે ઉદ્યમે ઉદર ભરવું. ૧૬
ઋતુકાળે દેવું ઋતુદાન, થવું શુદ્ધ કરીને સ્નાન;
પ્રજાતંતુ ચલાવવો સહી, પરનારીને અડવું નહી. ૧૭
અભ્યાગત કે અતિથિ જો આવે, સેવા કરવી અતિશુદ્ધ ભાવે,
દેવ પિત્રિ અતિથિ ને ગાય, અગ્નિ અર્કને સેવે સદાય. ૧૮
માત-તાત ગુરુજન જેહ, અતિપ્રેમથી પૂજવા તેહ;
દેવું શક્તિ પ્રમાણે દાન, નિત્ય ધરવું પ્રભુનું ધ્યાન. ૧૯
જે જે કર્મ કરે જે વાર, સત્ શબ્દનો કરવો ઉચ્ચાર;
કર્મમાત્ર બ્રહ્માર્પણ કરવું, પુણ્યમાર્ગે વિત્ત વાવરવું. ૨૦
વાનપ્રસ્થ પાળે જન જ્યારે, વાસ વનમાં કરે જઈ ત્યારે;
ફળમૂળ તણો કરી આહાર, જીતે ઇંદ્રીના વિષય વિકાર. ૨૧
છૂટે કર્મતણા સહુ પાશ, પછી લેવો તેણે સંન્યાસ;

આઠે પહોર પ્રણવનો જાપ, જપી બાળે પુરાતન પાપ. ૨૨
ધરે કેવલ બ્રહ્મનું ધ્યાન, ટળે દેહ તણું અભિમાન;
જીવ બ્રહ્મની એકતા હોય, એમ મોક્ષ પામે જન સોય. ૨૩
ધર્મ નારી તણો છે જેહ, તમે સાંભળજ્યો સહુ તેહ;
પતિ એહજ જાણવો દેવ, સાચે ભાવેથી કરવી સેવ. ૨૪
તેને વ્રત ન કરવું કાંય, આવ્યું સરવે પતિવ્રત માંય;
પતિવ્રત ધરે જે નાર, સહુ તીરથ તેને દ્વાર. ૨૫
કરે અન્ય પુરુષસુ રતિ, સહે નર્ક તણાં દુઃખ અતિ;
એવો ભય બહુ મનમાં ધારી, પતિઆજ્ઞાઓ પાળે નારી. ૨૬
પતિવિયોગ થાયે જ્યારે, ત્યારે બ્રહ્મચર્ય વ્રત ધારે;
પામે સ્વર્ગ તણું સુખ તેહ, એમાં રાખવો નહિ સંદેહ. ૨૭
સહુનો ધર્મ સાધારણ જેહ, સેવાનંદ સાંભળજે તેહ;
કોય જીવોની હિંસા ન કરવી, વાણી સત્ય સદાય ઉચરવી. ૨૮
બાહ્યાભ્યંતર રહેવું પવિત્ર, સહુ માનવ જાણવા મિત્ર;
મન ઇંદ્રિયથી રહેવું શુદ્ધ, નવ ચાલવું વેદ વિરુદ્ધ. ૨૯
પાળી ધર્મ પોતાનો સાર, ભાવે ભજવો ખરો કરતાર;
ચોરી જારી અધર્મ અનેક, સહુ તજવા કરીને વિવેક. ૩૦
પાળે ધર્મ તે સ્વર્ગે જાય, કરે પાપ તે નર્ક પળાય;
સારું મરવું સ્વધર્મે હોય, પરધર્મ ન પાળવો તોય. ૩૧
બૌદ્ધ યવન આદિક ધર્મ જેહ, પરધર્મ કહાવે તેહ;
જે જે ધર્મ છે વેદ વિરુદ્ધ, અલ્પ વિચારવાળા અશુદ્ધ.× ૩૨

જજ્જો

જજ્જા જક્તનો કરતાર એક, તેના અંશ છે જીવ અનેક;
અંશ અંશીને ભજશે જ્યારે, મળે મોક્ષમાં જઇને ત્યારે. ૧
ભજવો ઈશ્વર સાચો જેહ, ભક્તિ નામ કહેવાય છે તેહ;
એવી ભક્તિ છે દશધા સાર, તેમાં મુખ્ય પરા નિરધાર. ૨

× દરેક ધર્મ કે સંપ્રદાયનો પાયો અલૌકિક જ્ઞાન-ચારિત્ર ઉપર રચાવા છતા પાછળથી તે તે ધર્મ-સંપ્રદાયને બહાને અનીતિ ને અધર્મ સેવનારાઓ પણ પાકે છેજ. પરંતુ એવાઓને લીધે વેદધર્મને અશુદ્ધ કહેવો અયોગ્ય છે; તેમ કોઇ જૈન, મુસ્લીમ, બુદ્ધ, ખ્રિસ્તી કે પારસીઓના ધર્મને પણ અશુદ્ધ કહેવામા આવે એ અયોગ્ય છે. દરેક ધર્મ-સંપ્રદાયમાં સદુપયોગ કરી જાણનારા અસામાન્ય આત્માઓ પાક્યા છે. અને દુરૂપયોગ કરનારા તો અત્યારે સેંકડે નવાણું સર્વત્ર પડ્યા છે. ભિક્ષુ-અખંડાનંદ

ઉપજે પ્રેમ પ્રભુપર બહુ, પરા ભક્તિ તો તેને કહુ;
અતિ પ્રેમ અંતરમાં ઉછળાય, તેથી વિશ્વપતિ વશ થાય. ૩
ચઢે પ્રેમ ખુમારી જ્યારે, ટળી જાય મનોમલ ત્યારે;
રોમે રોમે ઉઠે રરંકાર, ચાલે નેત્રે તો નીર નિરધાર. ૪
દેહ ગેહનું ભૂલે ભાન, લાગે એક પ્રભુમાં ધ્યાન;
ગાતાં ગદ્‌ગદ્‌ કંઠે થાય, દિવ્ય રૂપ બધે દરશાય. ૫
ત્રણે લોકતણું સુખ જેહ, તૃણતુલ્ય ગણે સહુ તેહ;
હોય હ્રદયકમળ સવિકાશ, દેખે પૂરણ બ્રહ્મ પ્રકાશ. ૬
પરા ભક્તિ કહેવાય છે એહ, ઉગ્ર ભાગ્યથી આવે છે તેહ;
પરા ભક્તિ વસે ઉર જ્યારે, શુભ કર્મ સુફલ ફળે ત્યારે. ૭
પરાભક્તિથી પ્રગટે જ્ઞાન, રહે નિત્ય પ્રભુમાં ધ્યાન;
અતિ ઉત્તમ ભક્તિ છે એહ, મહામોક્ષનું સાધન તેહ. ૮
એવી ભક્તિ પ્રગટ કરનાર, ક્રિયા ભક્તિ છે નવધા પ્રકાર;
પહેલી શ્રવણ ને કીર્તન બીજી, વળી સ્મરણભક્તિ ત્રીજી. ૯
સેવાભક્તિ છે ચોથી સાર, પૂજા પંચમી છે નિરધાર;
છઠ્ઠી વંદનભક્તિ હોય, દાસભક્તિ છે સાતમી સોય. ૧૦
સખા આઠમી ભક્તિ જેહ, નવમી અરપણ કરવો દેહ;
હવે તેનો કહું વિસ્તાર, કરતાં પ્રાણી લહે ભવ પાર. ૧૧
સુણવો મહિમા પ્રભુનો જેહ, નામ શ્રવણભક્તિ છે તેહ;
ગુણ ગાવા પ્રભુના સાર, કરવાં કીર્તન એજ પ્રકાર. ૧૨
પ્રભુરૂપનું ચિંતવન થાય, તેને સ્મરણભક્તિ કહેવાય;
પ્રભુ રીઝે એવો આચાર, સેવા ભક્તિ એ છે નિરધાર. ૧૩
જેમ નારી પતિવ્રત ગ્રહે, પિયુઆજ્ઞા તણે વશ રહે;
ધરી ધ્યાન પ્રભુનું સાર, કરે અર્ચન મન ઉપચાર. ૧૪
વારંવાર કરે નમસ્કાર, ભક્તિવંદન એ નિરધાર;
હું છું દાસ પ્રભુ મમ સ્વામી, આજ્ઞા આધીન રહે શિર નામી. ૧૫
પ્રભુ પૂર્ણસનેહી છે માગ, સખા સર્વ થકી સહુ સારા;
મિત્ર મિત્રનો હોય ઉપકારી, આપે વસ્તુ જે જે હોય સારી. ૧૬
એમ જાણીને સુકૃત સરે, સહુ બ્રહ્મને અર્પણ કરે;
પ્રભુ આપે અક્ષય સુખ એને, સખા ભક્તિ વસે ઉર જેને. ૧૭
અર્પે આત્મા પ્રભુને જેહ, કહીએ આત્મનિવેદન તેહ;
દેહ ઇંદ્રી આત્મા મન પ્રાણ, અર્પે બ્રહ્મને ભક્ત સુજાણ. ૧૮
એમ બ્રહ્મસમર્પણ હોય, આપ અર્થે ન વાવરે કોય;

નવધા ભક્તિ કરે જે એમ, તેથી વાધે પ્રભુપદપ્રેમ. ૧૯
ક્રિયાભક્તિ તે માટે કહી, એ તો થાય છે બાહેર રહી;
રહે અંતરપ્રેમનો તાર, પરા નામ તેનું નિરધાર. ૨૦
પરા ભક્તિ ઉપજી નવ હોય, જીવ કૃતાર્થ ન બને કોય;
રહે અંતર પ્રભુપર રાગ, એવી ઉપજે જેનાં મહાભાગ્ય. ૨૧
બાહ્ય ચિહ્ન કશું ન જણાય, રહે અંતર પ્રેમ સદાય;
ક્રિયાભક્તિ છે નવધા જેહ, ઘણા દંભી કરે છે તેહ. ૨૨
પરાભક્તિ તો સારથી થાય, તેમાં જાઠ ન ચાલે જરાય;
જડ લોક અજાણ્યા જેહ, ભક્ત ઢુંગીને જાણે છે તેહ. ૨૩
માળા તિલકનો મહિમાય, કહી ભક્ત ઘણા પૂજાય;
માને લોક અજાણ્યા તેને, પણ માને નહિ પ્રભુ એને. ૨૪
માટે સાચે રાચે છે રામ, પૂરે ભક્ત તણાં મન કામ;
કહી શાંડિલ્ય શાસ્ત્રે પ્રમાણ, જાણે આચરી કોય સુજાણ. ૨૫
પ્રભુ પામવા સાધન જેહ, યોગ નામ કહેવાય છે તેહ;
તેમાં ભક્તિ, કર્મ ને ધ્યાન, ચોથો યોગ કહ્યો છે જ્ઞાન. ૨૬
ભક્તિયોગ પ્રભુને પ્યારો, સુખદાયક છે અતિ સારો;
ઝઝે પાતંજલ મતમાંય, ધ્યાનયોગ કહ્યો છે ત્યાંય. ૨૭
ચિત્ત ચંચલ છે જીવતણું, ધ્યાનવિના ઠરે નહિ ક્ષણું,
માટે યોગ કહ્યો મુનિરાય, જેથી ચિત્તવૃત્તિ સ્થિર થાય. ૨૮
પ્રભુરૂપમાં ચિત્ત સ્થિર રહે, યોગ મુનિવર તેને કહે;
બાહ્ય વિષયોમાં મન રહે ફરતું, વિના યોગ તે સ્થિર નથી ઠરતું. ૨૯
યોગકેરાં છે આઠજ અંગ, જન સાધે જો આણી ઉમંગ;
યમ નેમ ને આસન સાર, પ્રાણાયામ ને પ્રત્યાહાર. ૩૦
ધ્યાન ધારણા શુદ્ધ સમાધિ, આઠે અંગ લેવાં એજ સાધી;
યમ સાધન છે દશ જેહ, સુખદાયક છે સહુ તેહ. ૩૧
પહેલું જીવદયા મન ધરીએ, કોઈની ચોરી કશી નવ કરીએ;
શૌચ શાંતિ સરલપણું સાર, દઢ ધીરજ સૂક્ષ્મ આહાર. ૩૨
સત્ય બોલે ને હિંસા ન કરે, શુદ્ધ બ્રહ્મચર્ય વ્રત ધરે;
યમસાધન છે દશ એહ, પાળે પ્રથમ યોગેશ્વર તેહ. ૩૩
હવે નિયમ કહું દશ વીર, પાળે તે નર જો હોય ધીર;
ઘણી આસ્તિકતા મન માંય, રહે હરખ ભરેલો ત્યાંય. ૩૪
સહે કષ્ટ ધરમનું જેહ, તપ ઉત્તમ કહીએ તેહ;
દેવ અર્ચન ને વળી દાન, લાજયુક્ત ને ઉત્તમ જ્ઞાન. ૩૫

ત્રીજી રાગતણી કહું રીતિ, મળે સુખો તાંહાં બહુ પ્રીતિ;
કરે કુકર્મ તેટલા કાજે, પણ દોષ ગણી નવ લાજે. ૮
એના સુખમાં કરે કોય બાધ, નડે તેનો ગણી અપરાધ;
જાણો દ્વેષનું લક્ષણ એહ, કહું વાસના જીવમાં જેહ. ૯
વારે વારે કુતર્કોના વેલા, ભારે મોહ અવિદ્યા ભરેલા;
જેવો હોય કંકોડીનો કંદ, એમ જીવમાં વાસનાવૃંદ. ૧૦
દોડે સંકલ્પ વિકલ્પના ઘોડા, નથી અનર્થકારી તે થોડા;
મનસા વાચા ને કર્મણા વડે, પાપ કરાવી નરકે પાડે. ૧૧
કર્મવિપાક પ્રભુને નથી, કર્મરહિત સદા સર્વથી;
જીવ તો આ જન્મે કરે જેવું, મળે પરજન્મે ફળ તેવું. ૧૨
કર્મ કેરું પ્રારબ્ધ ઘડાય, નીતિ આયુષ્ય સુખદુઃખ થાય;
કર્મવિપાક તેને કહે છે, જેવાં કર્મ તેવાં ફળ દે છે. ૧૩
કરતુમકરતું છે જેહ, સમરથ અન્યથાકરતું છે તેહ;
કોટી બ્રહ્માંડ ઘડે ને ભાગે, તોય કર્મ તેને નવ લાગે. ૧૪
સમદૃષ્ટિ સર્વ પર રાખે, જીવને કર્મતણાં ફળ દાખે;
સૃષ્ટિ સરજે પાળે લય થાય, એ તો લીલા એની કહેવાય. ૧૫
જોતાં સૃષ્ટિનું વિચિત્રપણું, થાય જ્ઞાન એ કર્તાતણું;
ગુણ સૃષ્ટિ તણા પરખાય, તેથી કર્તા તણા ઓળખાય. ૧૬
છે વૈરાગ્ય ગુણ પ્રભુમાંય, નથી લેપાતો માયામાં કાંય;
ઘણું ઐશ્વર્યપણું છે એથી, સહુ કરવા છે સમરથ તેથી. ૧૭
ધર્મ ગુણ પ્રભુમાં રહે છે, સહુનો ન્યાય તે ઘટતો કરે છે;
સૃષ્ટિના જીવો ઉપર તેહ, કોટિ માતાથી અદકો સ્નેહ. ૧૮
જેને જોઇએ અનુકૂલ જેવું, તેને આપે યથાયોગ્ય તેવું;
ખાવા અન્ન ને પહેરવા પટ, જોઇએ મેઘ તો વરસાવે ઝટ. ૧૯
હુતો શૂન્ય મધ્યે અંધકાર, રવિચંદ્ર કર્યા કર્તાર;
સૂરજ આદિ અધિકૃત જેહ, પાળે આજ્ઞા પ્રભુની તેહ. ૨૦
રચ્યાં બીજમાં જેણે વૃક્ષ, કોણ બીજો છે એવો દક્ષ;
યોજ્યા જે જે પદારથ માંય, તેવા જીવ બને છે ત્યાંય. ૨૧
અણુ આદિથી બ્રહ્માપર્યંત, સહુ એક મસાલાના જંત;
રૂપ ગુણ પ્રકૃતિ સ્વભાવ, ભિન્ન ભિન્ન અનંત પ્રભાવ. ૨૨
એક એકના શત્રુને મિત્ર, એવી જાતિયો સરજી વિચિત્ર;
એવી અગાધતા પ્રભુતણી, કોટી રસનાઓ ના શકે ગણી. ૨૩
પ્રભુ અખંડ જ્ઞાનસ્વરૂપ, એક કાળે જુએ સહુનાં રૂપ;

રાખે સહુની સાથે સંભાળ, પ્રભુ પૂરણ પરમ કૃપાળ ૨૪
જીવ અલ્પજ્ઞ સર્વે કહેવાય, જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ થાય,
જાગ્રતનું જ્ઞાન સ્વપ્ને ન રહે, વળી નિદ્રામાં કાંય ન લહે ૨૫
જડ દેહધારી સહુ જીવ, દેહાતીત પ્રભુ છે સદૈવ,
બ્રહ્મ એક છે બીજો નહિ, બીજી માયા રચી છે સહી ૨૬
તેના અંશ છે જીવ અનેક, પ્રભુ આનંદકંદ છે એક,
પ્રભુ છે અવિનાશી સદાય, નાશવંત તે કેવાય માય ૨૭
જીવ જાણતો નથી તેને રાગ માયાવિષે રહે એને,
તેથી જીવને બંધન થાય, પ્રભુ જાણ્યાથી મોક્ષમાં જાય ૨૮
સૃષ્ટિ પહેલો અને સૃષ્ટિ અંતે, રહે એક સદા ભગવંત,
પરમાત્મા પરબ્રહ્મ રામ, ઈશ્વર ભગવંત એના નામ ૨૯
બ્રહ્મા વિષ્ણુ શંકર ને દેવી, આપી પ્રભુએ ઈશ્વરતા જેવી,
તેવી ઈશ્વરતા તેમાં રહી, પણ બ્રહ્મ બરાબર નહી ૩૦
સર સરિતા આદિ જળ જેહ, આવે મેઘ થકી સહુ તેહ,
એમ ઈશ્વરમાં પ્રભુ કેરી, આવે દેવોમાં જેટલી પ્રેરી ૩૧
એક ક્ષેત્ર તણો પતિ હોય, તેને ભૂપતિ કહે છે કોય,
આખી પૃથ્વીતણો જે પતિ, વળી તે પણ છે ભૂપતિ ૩૨
એમાં ફેર રહ્યો છે જેવો, દેવ બ્રહ્મ વિષે છે તેવો,
ખરો ભૂપતિ એક છે જેમ, ખરો દેવ પ્રભુ છે તેમ ૩૩
જેને આપ્યો જેવો અધિકાર, તેટલો તે અધિપતિ નિરધાર,
સહુ દેવ વિભૂતિ છે તેની, માટે શક્તિ સર્વમાં એની ૩૪

ટહી

ટકા ટેક ગ્રહે દ્રઢ જ્યારે, બને બ્રહ્મ ઉપાસના ત્યારે,
સ્થૂળબુદ્ધિના જોઈ અધિકારી, વ્યાસે જુક્તિ કરી એક સારી ૧
પંચદેવ છે ૐકાર માય, કહી ભેદ ઉભો કર્યો ત્યાય
પંચ દેવોનાં કીધાં પુરાણ, બ્રહ્મરૂપે કર્યાં છે વખાણ ૨
ભિન્ન ભિન્ન કહ્યો મહિમાય, બ્રહ્મદ્વૈત તેમાં પૂજાય
બ્રહ્મ નિર્ગુણ આનંદ ધામ, તેનાં પંચ પાડ્યાં છે નામ ૩
શિવ શક્તિ વિષ્ણુ ગણરાય, ભાનુ નામ તે બ્રહ્મનું ગાય
નામ કારણ કેરાં એહ, તેથી પંચ કહ્યા છે દેહ ૪
તેનાં વ્યાસે કહ્યાં છે પુરાણ, બ્રહ્મરૂપે કર્યાં છે વખાણ
મંદબુદ્ધિ ઉપાસકો સારૂ, કર્યું વર્ણન ન્યારૂં ન્યારૂં ૫
એક એકનો મહિમા અપાર, કર્યો વ્યાસે ઘણો વિસ્તાર,

પંચદેવો તણા ભક્ત જેહ, કરવા લાગ્યા કુતૂહલ તેહ ૬
જુદા જુદા પડી ગયા પંથ, તેના કવિઓએ કીધા ગ્રંથ,
ઘણો ભ્રમમાં પાડયો ભેદ, એકબીજાનું કરે ઉછેદ. ૭
એક અદ્વૈત કહે છે વેદ, તેમાં ભક્તોએ પાડયા ભેદ,
વિષ્ણુભક્ત કહે શિવ ખોટા, દેવ વિષ્ણુ સઉથી મોટા ૮
વિષ્ણુભક્તોમાં મોટા છે ઈશ, ધરે વિષ્ણુ પાદોદકી શિશ,
શિવ ધારે અમંગલ વેશ, તેમાં શુદ્ધપણું નહિ લેશ ૯
ધરી વિષ્ણુ પાદોદકી જ્યારે, થયા મંગળરૂપ એ ત્યારે,
ગજ ચર્મ કપાલ ને વ્યાલ, ડાક ડમરૂ ધરે રૂંઢમાલ ૧૦
મહાતામસી દેવ છે વામ, તેનું વૈષ્ણવ ના લે નામ,
દેવી માયા છે વિષ્ણુ તણી, માટે બળવંતી છે ઘણી.
એના સેવક થાય છે જેહ, દયાહીન અધર્મી તેહ ૧૧
પૂજે પંચ મકારે કરી, વેદ આજ્ઞા ન પાળે જરી,
શિવનો પુત્ર ગણપતિ જેહ, અડધો નર અને અડધો પશુદેહ. ૧૨
રવિ ભમતો રહે નભ માંય, એને જપ મળે નહિ કાંય,
અન્ય દેવ સર્વ છે એવા, નથી કોય હરિના જેવા. ૧૩
શિવભક્ત વદે છે એવું, નથી કોય સદાશિવ જેવું,
વિષ્ણુ આદિ છે સઘળા દેવ, પણ શંકર છે મહાદેવ ૧૪
સૃષ્ટિકર્તા છે એકજ શિવ, એક શિવ વિના સહુ જીવ,
જીવ માત્ર પશુ કહેવાય, પશુપતિ સદાશિવ રાય. ૧૫
વિષ્ણુ સેવક છે શિવતણા, તેથી આપ્યા છે વૈભવ ઘણા,
એક દિવસ કમળ હજાર, હરિએ શિવને સમર્પ્યા સાર ૧૬
એક ઓછું થયું તે માંય, કાઢયું નેત્ર પોતાનું ત્યાંય,
થયા પ્રસન્ન શિવ ભગવાન, પછી આપ્યા ઘણાં વરદાન. ૧૭
શિવની સેવકી દેવી સદાય, મહાદેવી તેથી કહેવાય,
બીજા દેવોમાં દૈવત જેહ, શિવભક્તિથી પામેલા તેહ ૧૮
રામકૃષ્ણ આદિ અવતાર, શિવભક્તિ ન ચુકે લગાર,
રામે સાગર બાંધ્યો જ્યારે, થાપ્યા તરત રામેશ્વર ત્યારે ૧૯
કૃષ્ણે શંકરપૂજન કીધું, તેથી ચક્ર સુદર્શન લીધું,
દેવીભક્ત કહે સહુ ખોટ, સહુથી શક્તિનું સામર્થ્ય મોટું. ૨૦
જેણે જેવી ઉપાસી છે દેવી, તેને આપી વિભૂતિ તેવી,
ઓછી શક્તિ તે નિર્બળ જીવ, ઘણી શક્તિ તે સમર્થ શિવ ૨૧
જ્યારે શક્તિ સર્વ માંથી જાય, ત્યારે કાષ્ઠસમી હોય કાય,

બ્રહ્મા વિષ્ણુ ને શંકર આદ, પામ્યા શક્તિ તણો પ્રસાદ. ૨૨
સૂરજભક્ત કહે સહુ કોક, સૂરજવડે છે સઘળા લોક;
હોય અંધારું બ્રહ્માંડ માંય, કોઈ દેખાતું ના ત્યારે કાંય. ૨૩
બ્રહ્મા વિષ્ણુ શંકરમય એહ, સૂરજે પામે હરે સહુ તેહ,
કહે ગણપતિ કેરો ભક્ત, થયું ગણપતિથી સહુ જક્ત. ૨૪
સૃષ્ટિ પહેલો એ દેવ છે જ્યારે, સર્વે પહેલો પૂજાય છે ત્યારે;
અન્ય દેવને પૂજે કોય, તેનું કારજ સિદ્ધ ન હોય. ૨૫
પંચદેવ ઉપાસક જેહ, અન્યોઅન્ય લડી મરે એહ;
ભેદવાદમાં ભમ્યા સહુ, તેથી કરે કુતૂહલ બહુ. ૨૬
સહુ ચાલે છે વેદ વિરુદ્ધ, કોય પંથ રહ્યો નથી શુદ્ધ;
પંચદેવોનાં કીધાં પુરાણ, તેનો અર્થ ન સમજ્યા અજાણ. ૨૭
પરબ્રહ્મ તણાં નામ પાડી, એ તો વ્યાસે ઉપાસના કાઢી;
લીલા વિગ્રહ સઘળા દેવ, બ્રહ્મભાવેથી કરવી સેવ. ૨૮
એવો મરમ ન સમજ્યા જેહ, થયા બ્રહ્મના દ્રોહિત તેહ;
એક એકની નિંદા કરે, તેથી કારજ કોય ના સરે. ૨૯
જડ પૂજીને જડવત્ થયા, કોય બ્રહ્મસ્વરૂપ ન લહ્યા;
મત વેદનો સમજો જેહ, કરે બ્રહ્મ ઉપાસન તેહ. ૩૦

## ઢાળ

કહ્યા વેદ તણો ગ્યો કાળ, આપ્યો ઋષિઓને કરવાનો પાઠ,
તેનો મહિમા કહ્યો છે બહુ, માટે જાણતા મુનિજન સહુ. ૧
હરિનામ કહે કોટી વાર, એક અક્ષર વેદ ઉચ્ચાર;
એ બ્રહ્મ અક્ષર છે વેદ, તેનો બ્રહ્માજી જાણે ભેદ. ૨
સૃષ્ટિના જનને ચાલવા કાજે, કહ્યો વેદ પ્રથમ મહારાજે;
હતો વેદ પ્રથમ તો એક, જેના વાક્યમાં ઝાઝો વિવેક. ૩
ચાર ભાગ કીધા જેના, કરતા પાઠ ઋષિજન તેના,
વેદ ઋષિઓને કંઠે હતો, ચાલ લખવાનો તે સમયે નહોતો ૪
ગયા કાળ કેટલાક જ્યારે, વેદ પાને લખાયા ત્યારે;
તેની શાખાઓ થઈ છે ઘણી, સંહિતાઓ કરી છે તે તણી. ૫
ઇતિહાસ તથા સંવાદ, લખ્યા વેદમાં ઋષિઓના વાદ,
વેદ પાને લખાયા જ્યારે, ઘણા ઋષિઓ મળ્યા છે ત્યારે. ૬
જેણે મોઢે કરેલો જેવો, તેણે તરત લખાવ્યો તેવો,
એમ વેદ ધરમ છે જેહ, પ્રગટ ઈશ્વરે કીધો તેહ. ૭

વેદધર્મની છાયામાંથી, વધ્યા ધરમ વચનના ત્યાંથી,
બીજા પ્રગટ્યા છે નાસ્તિક તણા, બહુ ધર્મ પાખંડીઓ ઘણા ૮
વેદ બ્રહ્મતણી છે વાણી, મહાસંસ્કૃત ગૂઢ પ્રમાણી,
મહામોટા આચાર્યો થયા, બ્હીતા બ્હીતા અર્થ કરી ગયા ૯
જેની બુદ્ધિમાં આવ્યો જેવો, તેણે અર્થ લગાવ્યો તેવો,
અર્થ ઉપરછલો સર્વ કહે, મૂળ આશય કો નવ લહે. ૧૦
તેથી ચાલ્યા મતાંતર ઘણા, પછી ગ્રંથ થયા તે તણા,
પ્રતિપાદન વેદોની સાથ, ધર્મ બ્રહ્મ કહ્યો છે ત્યાંય. ૧૧
બ્રાહ્મણ ક્ષત્રિય ને વૈશ્ય સમેત, ભણવો વેદ કરીને હેત,
કર્યું હોય ભાષાંતર તેનું, શુદ્ર જાતિયે ભણવું એનું ૧૨
ષટ્ શાસ્ત્ર થયાં છે જેહ, અર્થ વેદનો કહે છે એહ,
ધર્મ બ્રહ્મ કહ્યો છે શુદ્ધ, નથી શાસ્ત્રો તો વેદવિરુદ્ધ ૧૩
વેદવિરુદ્ધ ગ્રંથ જે હોય, ત્રણે વર્ણે ન સુણવા સોય
વેદવિરુદ્ધ હોય જો કદી, તેની સાથે તો બોલવું નહી ૧૪
ગ્રંથ પૃથ્વી ઉપર હોય જ્યાંય, સહુ વેદની છાયા માંહ્ય,
વેદ ચક્રવર્તી છે રાય, સહુ પંથોમાં તેની છાય ૧૫
નવા પંથ ચલાવ્યા છે જેણે, લીધું વેદનું કાંઈક તેણે,
બીજી ભેળી છે કલ્પિત વાત, પછી પંથ કર્યા વિખ્યાત ૧૬
કોય નાગ્રી મ્લેચ્છ મલીન, ધર્મ કર્મ ક્રિયા થકી હીન,
પરદારા આલિંગન જેહ, દીઠું વેદે તો નિંદ્યું તેહ ૧૭
તેણે પંથ ચલાવ્યો જ્યારે, કરી વેદોની નિંદા ત્યારે,
વેદે નિંદ્યા કરવા કર્મ, કાઢ્યો પાપીએ જૂદો ધર્મ ૧૮
વેદનિંદાઓ કરવાનું એથી, પડ્યું તેને પ્રયોજન તેથી,
દુરાચારી હતા જેના ચાલ, જેની હજી દેખાડે નિશાન ૧૯
સિદ્ધ કરવા પોતાનું કામ, વેદ નિંદી ગયા તે તમામ,
વેદવાક્ય યથાર્થ જાણો, એ તો ઈશ્વરઉક્ત પ્રમાણો ૨૦
બીજા ગ્રંથ જીવોક્ત કહેવાય, વેદપ્રમાણથી ખરા થાય,
જેમાં વેદપ્રમાણ ન હોય, આવે ખંડનમાં પછી સોય ૨૧
સત્ય વક્તા નથી જીવ હોય, તેની વાણી પ્રમાણ ન હોય,
હોય માનવે બોલેલું જ્યાંય, રાગદ્વેષ ને સ્વપક્ષમાંય ૨૨
ઈચ્છા પ્રમાણે ગોઠવે અર્થ, તેનું બોલેલું જાણવું વ્યર્થ,
હોય ઈશ્વર બોલેલું જેહ, આઠે અંગે યથાર્થ તેહ ૨૩

થયા નાસ્તિક દુર્મતિ જ્યારે, કરી વેદોની નિંદા ત્યારે;
તેના કુતર્ક સાંભળી કરી, ભોળા લોક ભમી ગયા ફરી. ૧૫
મહામુનિઓએ કીધો વિચાર, ખટશાસ્ત્ર રચ્યાં નિરધાર;
અર્થ વેદનો દર્શાવ્યો એમાં, સારા સુતર્ક કીધા છે તેમાં. ૧૬
જેણે સાંભળ્યો શાસ્ત્રનો બોધ, હણ્યા નાસ્તિકને કરી ક્રોધ;
સારા સુતર્ક સાંભળ્યા હતા, પડ્યા બંધ તે નરકે જતા. ૧૭
લોક ગતાનુગતિક સદાય, જતા પાછળ સઘળા જાય;
ખટ શાસ્ત્ર રચાયાં જ્યારે, થતા નાસ્તિક અટકયા ત્યારે. ૧૮
ખટ દરશનના ખટ પંથ, જુદા જુદા રચ્યા છે ગ્રંથ;
થયા ત્યાગી છ દર્શન તણા, વધ્યા ભેખ પછીથી ઘણા. ૧૯
વેદમારગી દર્શન માંય, મુખ્ય ત્રણજ વાતો ત્યાંય;
ધર્મ યોગ ને ત્રીજું જ્ઞાન, ધરે બ્રહ્મ તણું સહુ ધ્યાન. ૨૦
ભળી ભેખમાં નીચી જાત, મ્લેચ્છ આભિર શબર કીરાત;
તેને ના ગમ્યો શુદ્ધ આચાર, થયાં છંન્નુ પાખંડ તે વાર. ૨૧
ચારવાક સુગત ને જૈન, કાપાલીક પરમ મલીન;
અઘોરપંથી કાપડીયા ને વાદિ, ભેખ ભરથરી રાવળ આદિ. ૨૨
એવાં પાખંડ છંન્નુ થયાં, બધા દેશમાં ફેલી ગયાં;
મધ માંસ તણા જે આહારી, વળી કરનારા ચોરી ને જારી. ૨૩
સાધુ સંન્યાસીના શિષ્ય થાય, પણ જાતિસ્વભાવ ન જાય;
ધરી ભેખને પાખંડ કરે, ધર્મમારગે ના અનુસરે. ૨૪
ઘણા ચાલે તે વેદવિરુદ્ધ, ધર્મ પાળી શકે નહિ શુદ્ધ;
વેદશાસ્ત્રને મારે ઠોક, જુઠું બોલીને ભમાવે લોક. ૨૫
જાણે પંથ પોતાનો વધે, વેદ શાસ્ત્રને નિંદે બધે;
ભોગ દેખીને થાય છે ભૂર, પછી ઇંદ્રી લડાવે અસૂર. ૨૬
વેદ શાસ્ત્રનો મારગ જેહ, કોય ટાળી શકે નહિ તેહ;
હોય પાખંડ પંથ અપાર, તેનો નાશ કરે કરતાર. ૨૭
સહુ શાસ્ત્ર ભલાં છે હમેશ, મુખ્ય વેદાન્ત શાસ્ત્ર વિશેષ;
મળે મોક્ષનો મારગ એમાં, સહુ માન્ય આપે છે તેમાં. ૨૮
કોય મ્લેચ્છ ચલાવે છે પંથ, બાંધે કલ્પિત જૂઠા ગ્રંથ;
છંદશાસ્ત્ર થકી એ વિરુદ્ધ, તેમાં ગોઠવે શબ્દ અશુદ્ધ. ૨૯
કહે બ્રહ્મથી આઘું છે ધામ, તેનું કોય ન જાણે નામ;
લોક બ્રહ્મમાં અટકયા જ્યારે, અમે આવ્યા તનુ ધરી ત્યારે. ૩૦

આને પંથ અમાગમા જેહ, તેને તરત દેખાડીશું તેહ,
નથી ધર્મ કર્મનું કામ, ભજ્ર અમને પોચે નિજ ધામ ૩૧

છંદ

છટ્ઠા ઢુંગી તણા જુઓ ઢંગ, રમે રામ તણા બહુ રંગ,
વેદ ગાયો અગુણ અવિકારી, તેને ગાયો ઘણો વ્યભિચારી ૧
તેનો થાય અખંડ વિહાર, જાણો અમને તેનો અવતાર,
દેહ દાગ ને દામ તમારૂં, કરો બ્રહ્મ સમર્પણ સારૂં ૨
વેદ ભેદ લહે નહિ જેનો, અમે મંત્ર તો આપીશું એનો,
સખીભાવ તમે ધરો સાર, કરજો શ્રીહરિ સાથ વિહાર ૩
કોય બ્રહ્મ ઉપર કહે ધામ, તજ વેદ વિધિ તણા કામ,
સખીભાવે ઉપાસશો જ્યારે, નિજ ધામને પામશો ત્યારે ૪
કોય કહે હુ નાગાયણ આપ, અર્પો તન મન ધનને પાપ,
પછી શો રહ્યો દોષ તમારો, થયા મુક્ત એવું મન ધારો ૫
જેવુ ધારે પતિવ્રતા નારી, એવી ભક્તિ કરો તમે મારી
મત કોયનો ન ધરશો કાન, માનો હુજ ખરો ભગવાન ૬
કોય યવનોએ કીધા ગ્રંથ, વળી પ્રૌઢ ચલાવ્યો પંથ,
વેદ શાસ્ત્રની નિંદા કરે, કહે ગ્રંથ અમારા સરે ૭
નથી જાણતા શાસ્ત્રોમા કાય, પણ નિંદે છે લોકોની માય,
ન્યાયે ચાલવાનુ કહે ન્યાય, મીમાંસા કહે મન વશ થાય ૮
કરી નામ ઉપર એમ અર્થ, પછી શાસ્ત્રને માને વ્યર્થ,
એવા પાખંડ વાધ્યા જ્યારે, વેદ ધર્મ બગાડયો ત્યારે ૯
કોય કહેશે વચન વેદ તણા, સહુ ઈશ્વરે મુખથી ભણ્યા,
માન્યા પાખંડીએ નહિ તેને, શો દોષ લગાવ્યો એને ૧૦
ભાઇઓ કારણ એનુ છે જેહ, તમે સુણજો જશે સંદેહ,
કહી વેદમા રીતિ જેવી, કોઇને નવ ગમી પાળવી તેની ૧૧
બીજુ કારણ છે વળી દ્વેષ, તેથી માન્યો નહિ ઉપદેશ,
અણગમતા વચન સહુ ખંડી, નવા કલ્પિત થયા પાખંડી ૧૨
જેમ પાળે પતિવ્રત નારી, માને વેશ્યાઓ તેને નઠારી,
તેને જાર ઉપર છે પ્રીત, માટે નિંદે સતીની રીત ૧૩
વેદે નિંદ્યુ છે જે જે કુકર્મ, માન્યો પાખંડીઓએ તે ધર્મ,
જારકર્મ અધર્મ છે જેહ, જુઓ વેદે તો નિંદ્યુ છે તેહ ૧૪
કહે પાખંડીઓ એમ કરી, જારભાવથી રીઝે છે હરિ,

વેદ બ્રહ્મને વ્યાપક કહ્યો, ભેદવાદ પાખંડીએ ગ્રહ્યો. ૧૫
પહેલાં વેદના રક્ષણ કાજે, રચ્યાં ષટ દર્શન મુનિરાજે;
તેમાં પાખંડ છંન્તુ થયાં, હાલ હજારો ફેલી ગયાં. ૧૬
જુઓ સાંખ્યે કહ્યો છે યોગ, તેમાં તજવા વિષય રસ ભોગ;
જીભ ઉપસ્થ જીતાય જ્યારે, ફળે યોગનાં સાધન ત્યારે. ૧૭
લોક યોગીને માનતા જોઈ, વેશધારી બને ખલ કોઈ;
રસ ઈંદ્રિ ન જીતાઇ એથી, કાઢયા જોગીયે જુદા તેથી. ૧૮
તેણે ગોઠવ્યા એવા ગ્રંથ, કાઢયો કૌલતણો એક પંથ;
મદ્ય માંસ ને મૈથુનાનંદ, માન્યો મોક્ષ રચી બહુ ફંદ. ૧૯
પહેલું પાખંડ યોગીમાં હવું, દેખાદેખી વધ્યા પછી બહુ;
વળી ચાર્વાક બૌદ્ધ ને જીન, થયાં પાખંડ મોટાં મલીન. ૨૦
સ્નાન શૌચ ગમ્યું નહિ જ્યારે, બહુ વિપ્રોને નિંદ્યા ત્યારે;
નિંદ્યા આચાર્ય સઘળા ત્યાંય, મૂકયાં દૂષણ વેદોની માંય. ૨૧
વેદ વિપ્રો ઉપર કરી દ્વેષ, આણ્યો કલિજુગ આખો દેશ;
કોયમાં સંપ રહ્યો નહિ કાંય, વેરઝેર વધ્યાં સહુ માંય. ૨૨
હુતી યવનજાતિ તે વાર, નિજ કુળમાં કરતા વ્યભિચાર;
સગા ભ્રાતની પુત્રીને વરે, એવો ધર્મ ચલાવ્યો સરે. ૨૩
ઘણા ઘાતકી હિંસક ક્રૂર, મારે મનુષ્યને એવા અસૂર;
ધરી પાખંડ ધર્માભિમાન, ઘણા હિંદુનું લીધું જાન. ૨૪
જોયો કુસંપ હિંદુઓ માંય, થાપ્યું રાજ્ય પોતાનું ત્યાંય;
વેદધર્મના રક્ષક જેહ, ટાળ્યા મ્લેચ્છોયે સઘળા તેહ. ૨૫
બહુ બાળી નાખ્યા છે ગ્રંથ, કરવા પ્રૌઢ પોતાનો પંથ;
વર્ષ પાંચસે રાજ્ય તે રહ્યું, સહુ હિંદુનું દૈવત ગયું. ૨૬
વેદશાસ્ત્રોના આચાર ગયા, નવા પાખંડી ઉભા થયા;
કોય કહે હું હરિ અવતાર, આવ્યો કરવા જગત ઉદ્ધાર. ૨૭
કોય કહે મુને મોકલ્યો દેવે, તારૂં તરત મુને જો સેવે,
કોઇ દેવપૂજાને તજાવે, પછી પગલાં પોતાનાં પૂજાવે. ૨૮
કોય યવનો તણા મત જોઇ, દેવમૂર્તિ ન પૂજે કોઈ;
કોયે કૃષ્ણ લખ્યા વ્યભિચારી, જેના સંગમાં અગણિત નારી. ૨૯
તેના પોતે કહે અવતાર, રમે રાસ કરે વ્યભિચાર;
કોય બ્રહ્મ પોતાને માને, જક્તકર્તા કહે નહિ કાને. ૩૦
કોય મુંડે વરણ સહુ કોય, પછી ભેળા જમે છે સોય;

પહેલા ભક્ત ને વળતી સંત, પછી પોતે બને ભગવંત. ૩૧
માને લોક ઘણા જેમ જેમ, કરે જુક્તિયો જુદી તેમ;
ધન ધૂતી ભરે ભંડાર, કરે ભોગ અનંત પ્રકાર. ૩૨
ધનલોભે કવિજન આવે, પછી ગ્રંથ પોતાના રચાવે;
કવિ કહે છે વિંધ્યાચળ જેહ, પડયો સ્વામીને નમવા તેહ. ૩૩
એવી જુક્તિઓ જોડી અપાર, ઠગી ખાય બધોય સંસાર;
હણે પાખંડીઓને એવો, નથી નરપતિ વિક્રમ જેવો. ૩૪
પરદેશી છે રાજા હાલ, જુએ હિંદુના જુદા ચાલ;
પરધર્મી ઠર્યા વળી એહ, દુઃખ મનથી દેતા નથી તેહ. ૩૫
હિંદુ ધર્મ જે હાથે ઝાલે, પણ વેદની રીતિ ન ચાલે;
નાખે ધર્મ પોતાના માંય, ભલું લોકોનું ના કરે કાંય. ૩૬

## રેણા

રેણા જીવ પડયા રણમાંય, પરિપંથી મળ્યા પછી ત્યાંય;
તેણે મારગ અવળો બતાવ્યો, પછી દાવ તે ચોરેનો ફાવ્યો. ૧
એમ પંથતણા ગુરુ જેહ, કર્મજાળમાં ઘુંચવે તેહ;
પછી જીવોનું ધન હરી લે છે, પરબ્રહ્મ પોતાને કહે છે. ૨
જીવમાત્રનો એવો સ્વભાવ, સહુને પ્રભુ મળવાનો છે ભાવ;
તેને સાચા ગુરુ નથી મળતા, તેથી રહે છે બિચારા ઝળતા. ૩
નથી સત્સંગ મળતો સારો, મળે કોયેક ઢોંગી ધુતારો;
જેને સાચી પરીક્ષા ન હોય, ખોટાં નાણાંથી રીઝે સોય. ૪
નથી જીવોને વિચાર એવો, હું તે શું ને પ્રભુ હશે કેવો;
ઠગ ગુરુઓને શરણે જાય, તેથી કારજ કાંઇ ન થાય. ૫
પ્રભુરૂપ શકે નહિ જાણી, પછી મૂઢ મરે મત તાણી;
ખરી ભક્તિ કરી નથી શકતા, જૂઠી વાતો કરે છે બકતા. ૬
નાશવંત પદારથ જેહ, ભજે બ્રહ્મ જાણીને તેહ;
જેવું નીર વલોવે કોય, તેમાં પામે નહિ ઘૃત સોય. ૭
મિથ્યા વસ્તુ સાચી કહે જેહ, ખરો નાસ્તિક કહીએ તેહ;
મળે બાળકને ઠગ કોય, આપે કાચ હીરો કહી સોય. ૮
હોય તેની પરીક્ષા જ્યારે, એક કોડી ન ઉપજે ત્યારે;
એમ સાચ વના સહુ ફોક, જૂઠી વાતે ઠગે ઠગ લોક. ૯
ભજે બ્રહ્મ વિના અન્ય જેહ, નવ છૂટે ચોરાશીથી તેહ;
પ્રભુ ઠામે પોતાને ભજાવે, ખરા નાસ્તિક તે જન કહાવે. ૧૦

જાણે રામ નવું ન રચાય, પશુ જીવ તેને પ્રભુ ગાય;
જેનું જાય સુષુપ્તિમાં જ્ઞાન, તેને કેમ કહીએ ભગવાન. ૧૧
કહ્યો વેદવિષે પ્રભુ જેહ, ભૂલ્યાં ભરતખંડી જન તેહ;
લાગ્યાં પાખંડ ભજવા જ્યારે, પડયાં દુઃખ અતિશે ત્યારે. ૧૨
પરદેશીનાં આવ્યાં રાજ, ખંડયાં દેવળ દેવોની લાજ;
જન માત્ર થયા છે જૂઠા, તેથી રામ રહ્યા છે રૂઠયા. ૧૩
ભૂલ્યા બ્રહ્મની ભક્તિએ જ્યારે, ખોયાં રાજ્ય ક્ષત્રિયોયે ત્યારે;
પ્રજા પીડાય પાખંડ ભજી, પામ્યા દુઃખ ધરમ શુભ તજી. ૧૪
પ્રભુ સદ્ ચિદ્ આનંદ જેહ, તજી તેને ભજે નર દેહ;
ગંગાકાંઠે ખણે કૂપ જેમ, કરે અલ્પમતિ સહુ એમ. ૧૫
રચે ઇચ્છાએ ઇંડ અનંત, ભજે તે પ્રભુ કોઇક સંત;
બીજા પૂજે છે આળપંપાળ, તેથી ના મટે કર્મ ને કાળ. ૧૬
રચે પંથ વહાલા ગ્રંથ જેહ, ઘણું આપ વખાણે તેહ;
તેને સાંભળે સાંભળનાર, થાય ભ્રષ્ટ પુરુષારથ ચાર. ૧૭

તત્તો

તત્તા તનુ ધરી કરવું સાર, સાધી પુરુષાર્થ લેવા ચાર;
ધર્મ અર્થ ને કામના જેહ, મોક્ષસહિત પુરુષારથ એહ. ૧
ચારે સિદ્ધ ન થાયે જેને, વૃથા જન્મ ધર્યો કહે તેને;
પુણ્યકર્મનાં સાધન થાય, ધર્મ પુરુષારથ તેને કહેવાય. ૨
ઉભય લોકમાં આનંદ આપે, ધર્મસાધન પુણ્યપ્રતાપે;
ભૂમિ ભવન વસન ધન અન્ન, પશુ વૃક્ષ ને રત્ન વાહન. ૩
સત્યયુક્ત રળે ધન જેહ, કહ્યો અર્થ પુરુષારથ એહ;
સદ્ વિદ્યા ને સદ્ગુણ ગ્રહે, શુભ કીર્તિ જુગોજુગ રહે. ૪
ખરું અર્થનું સાધન એહ, રહે સ્વર્ગવિષે જઈ તેહ;
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, તેને લોભે ના હોય અંધ. ૫
ભોગ ભોગવેલું ધન હોય, કામ નામ કહાવે સોય;
પંચ વિષયોએ ભરિયો દેહ, પણ નીતિથી ભોગવે તેહ. ૬
પછી તુચ્છ વિષયસુખ જાણી, સજે મોક્ષનું સાધન પ્રાણી;
સુખ લોક ચતુર્દશતણું, તેમાં અંતે રહ્યું દુઃખ ઘણું. ૭
ઉંચો જાય ને નીચો પડે, એમ દેહ ધરી આથડે;
શોક મોહ જરા ને મરણ, નવ છૂટે વિના પ્રભુશરણ. ૮
પરમાનંદની પ્રાપ્તિ છે જેહ, મોક્ષ નામ કહાવે તેહ;

પરબ્રહ્મ તણું પદ પામે, તેથી દુઃખ અત્યંત વિરામે. ૯
માટે મોક્ષ પુરુષારથ જેહ, ધરી દેહને સજવું તેહ;
કહ્યાં એ પુરુષારથ ચાર, ખરો ધર્મ તેમાં આધાર. ૧૦
અર્થ કામ ને મોક્ષની માંય, તજે ધર્મ ફળે નહિ કાંય;
જેમાં ધર્મને બાધ ન આવે, સિદ્ધ પુરુષાર્થ તેજ કહાવે. ૧૧
ચોરી અર્થ પુરુષારથ માંય, ધર્મહાનિ કરે છે સાંય;
કામસાધનમાં પરનારી, સેવે જાય ધરમફળ હારી. ૧૨
કરે મોક્ષનો કોય ઉપાય, દુષ્ટ કર્મ આચરતો જાય;
બાધ લાગે ધરમને જ્યારે, થાય ભ્રષ્ટ પુરુષારથ ત્યારે. ૧૩
માનો ધર્મ સર્વનું મૂળ, એથી ઈશ્વર રહે અનુકૂળ;
કરે રક્ષણ સઘળે ઠામે, કાંય વિઘ્ન થવા નવ પામે. ૧૪
ધર્મમૂળને છેદે જ્યારે, ડાળ સૂકાય સઘળાં ત્યારે;
ધર્મમૂળ સદાય સિંચાય, અર્થ કામ ને મોક્ષ તો થાય. ૧૫
કોય ધર્મને આચરે સાર, વળી મોક્ષનો સાધે પ્રકાર;
તજે અર્થનું સાધન જાય, પેટ કાજે પરાધીન થાય. ૧૬
જમે પારકું જ્યારે અન્ન, તેથી જાય છે તેનું પુણ્ય;
પુણ્યરહિત થશે જન જ્યારે, તેનું પાપ બળે નહિ ત્યારે. ૧૭
પાપ ભોગવે ધરી અવતાર, મરે અવતરે વારંવાર;
પછી મોક્ષ ન પામે કહીં, માટે અર્થને તજવો નહીં. ૧૮
વળી ધર્મ તજે જન જ્યારે, કાંય મોક્ષ મળે નહિ ત્યારે;
એક એકને ના હોય બાધ, એમ સાધે પુરુષારથ સાધ. ૧૯
કહ્યાં ચાર પ્રકારે જેહ, નવ સાધે ધરી નરદેહ;
વૃથા જીવતર તેનું એવું, અજા કંઠપયોધર જેવું. ૨૦
કોય આળસુ ત્યાગી થાય, ભીખ માગીને પારકું ખાય;
વૃથા તે નરનો અવતાર, જેણે ખોયાં પુરુષારથ ચાર. ૨૧
કોય અર્થના લોભીયા એવા, હોય મધુતણી માંખના જેવા;
મહાપાપ કરી મરી જાય, ધન સાંચેલું કોઈક ખાય. ૨૨

થય્યા

થય્યા સ્થિરચર જાતિના દેહ, મળે કર્મ થકી જીવ તેહ;
પરદ્રવ્ય તણા હરનારા, બ્રહ્મહત્યા આદિ કરનારા. ૧
અસત વસ્તુનુ ચિંતન કરે, મહાચાંડાલ તે અવતરે;
મિથ્યા વચન સદા ઉચરે, વળી ચાડી નિરંતર કરે. ૨

સહુ પ્રાણીને ભય કરનાર, પામે મૃગ પક્ષીનો અવતાર;
પરદારા ને પરધન હરે, બહુ પ્રાણીની હિંસા કરે;
છેદે વૃક્ષ નિરંતર જેહ, પામે સ્થાવર જાતિનો દેહ. ૩
ઇંદ્રીજિત તપસ્વી હોય, આત્મજ્ઞાની વૈરાગી સોય;
ધર્મશીલ વિદ્યાવંત જેહ, જાણો સાત્વિક કર્મ છે એહ. ૪
સદા શુદ્ધ જેનો આચાર, પામે દેવતણો અવતાર;
નૃત્ય વાજીંત્ર વહાલાં જેને, વિષયાસક્ત અસ્થિર ચિત્ત તેને. ૫
એવાં રાજસ કર્મી જેહ, પામે માનવ કેરો દેહ;
પરનિંદા વળી પરદ્રોહ, હોય નાસ્તિકતા મદમોહ. ૬
લોભ નિરત ને આળસવાન, અતિ અધર્મ ઘોર અજ્ઞાન;
એવાં તામસ કર્મ છે જેને, પશુજાતિમાં નાખે છે તેને. ૭
જીવ દેહ તજીને જાય, જેવાં કર્મ તેવી ગતિ થાય;
એની પંચગતિ છે જેહ, તમે સાંભળજો કહું તેહ. ૮
પહેલી નરકગતિ નિરમાણ, બીજી તિર્યંચ છે પરમાણ;
ત્રીજી માનવગતિ કહેવાય, ચોથી સ્વર્ગગતિ વળી થાય. ૯
મોક્ષ પંચમી કેરૂં નામ, પામે કર્મે કરી સહુ ઠામ;
ઉંચાં કર્મ કરેલાં હોય, પામે માનવની ગતિ સોય. ૧૦
તેમાં સાધન સઘળાં થાય, વળી સ્વર્ગ ને નરકે જવાય;
વિના મોક્ષ ગતિ ચાર જેહ, જાણો બંધન સઘળું તેહ. ૧૧
મરે અવતરે વારંવાર, મળે સુખદુઃખ કર્માનુસાર;
જ્ઞાન બ્રહ્મનું થાય છે જેને, મળે મોક્ષ તત્ક્ષણ તેને. ૧૨
એક નર વિના બીજી ગતિ, નથી મોક્ષ થતો તે વતિ;
બીજાં બંધન છે નિરધાર, નરદેહ છે મોક્ષનું દ્વાર. ૧૩
પામી નરતનુ સહુથી સરે, સાધન મોક્ષ થવાનાં ના કરે;
કરી કુકર્મ નરકે જાય, તે તો આત્મહત્યારો થાય. ૧૪
નરવિના જાતિ સહુ જેહ, નામ તિર્યંચ કહીએ તેહ;
એ તો જીવને બંધન સહુ. સુખ થોડું ને દુઃખ બહુ. ૧૫
તિર્યંચ જીવ છે તામસી દેહ, અન્યોઅન્ય લડી મરે તેહ;
એક એકનું કરે છે ભક્ષ, રમે મૃગયા ને મારે પ્રત્યક્ષ. ૧૬
કરી વાહન ખેડે લોક, સદા તિર્યંચ જાતિને શોક;
તરુ તિર્યંચને સહુ કાપે, પામે દુઃખ અતિશે પાપે. ૧૭
ઘણાં પાપ થયાં હોય જેને, મળે નર્ક તણાં દુઃખ તેને;

નર્ક દુઃખ અનેક પ્રકાર, મહાત્રાસ તણા છે ઠાર. ૧૮
મહાપુણ્ય કરેલાં હોય, મળે સ્વર્ગતણાં સુખ સોય;
ભાત ભાતના ભોગવે ભોગ, જરા આદિ ન પીડે રોગ. ૧૯
મળે મોક્ષતણી ગતિ જ્યારે, ઠરી ઠામે રહે જીવ ત્યારે;
ફરી પામે નહિ અવતાર, બ્રહ્માનંદમાં હોય એકતાર. ૨૦
એમ કર્મ શુભાશુભ વડે, ચઢે ઉંચો ને નીચો પડે;
ઘટમાળા ફરે છે જેમ, ફરે જીવ નિરંતર તેમ. ૨૧
નાશી વસ્તુ માને અવિનાશી, તેથી અંતે મળે દુઃખરાશી;
પ્રભુ ભૂલીને અવરને ભજે, તેથી દુઃખ ન ભાગે રજે. ૨૨
સાચો જાણીને સરજનહાર, ભજે તેથી પામે ભવપાર;
પુણ્યકર્મથી ચોખ્ખો થાય, મળ પાપરૂપી બળી જાય. ૨૩
કરે યોગ પ્રભુનો જ્યારે, મળે સાયુજ્યમુક્તિ ત્યારે;
કહી મુક્તિ ચતુરધા જેહ, દેવલોકો વિષે હોય તેહ. ૨૪
તેનું સારૂપ્ય સાલોક્ય નામ, વળી સામીપ્ય સાયુજ્ય ઠામ;
રૂપ દેવસરીખું હોય, નામ સારૂપ્ય મુક્તિ હોય. ૨૫
દેવલોકવિષે જઇ રહે, તેને સાલોક્ય મુક્તિ કહે;
મળે દેવની પાસે ઠામ, તેનું સામીપ્ય મુક્તિ છે નામ. ૨૬
દેવરૂપવિષે ભળી જાય, તેને સાયુજ્ય મુક્તિ કહેવાય,
હોય સગુણ ઉપાસક જેહ, એવી મુક્તિ મળે છે તેહ. ૨૭
નિર્ગુણ બ્રહ્મ ઉપાસે જ્યારે, ભળે બ્રહ્મવિષે જઇ ત્યારે;
બ્રહ્મ સાયુજ્ય એનું નામ, મહા આનંદ કેરૂં ધામ. ૨૮
જેમ સરિતાઓ સિંધુમાં મળે, એમ જીવ તે બ્રહ્મમાં ભળે,
દેવલોકવિષે જે જાય, મહાપ્રલયવિષે એક થાય. ૨૯

દદો

દદા દેવો તણાં જે ધામ, સ્વર્ગલોક છે તેનું નામ,
શિશ વૈરાટ કેરૂં છે જ્યાંય, રચી દેવોને રાખ્યા ત્યાંય. ૧
પહેલી સૃષ્ટિ રચી કર્તારે, દેહ દેવો તણા રચ્યા ત્યારે;
નથી નિર્દયતા પ્રભુ માંય, દુઃખરહિત કર્યા સહુ ત્યાંય. ૨
શોક મોહ જરા નહિ મરણ, ભૂખ તરસ રહિત સુવરણ;
ષટ ઉર્મી રહિત સહુ કીધા, વળી સરપાવ બીજા દીધા. ૩
અષ્ટ મહાસિદ્ધિ ત્રિકાળજ્ઞાન, સત્ય સંકલ્પ મહાગુણવાન;
એવી ઉત્તમ પદવી દીધી, પછી આજ્ઞા પ્રભુજીએ કીધી. ૪

વિશ્વ વાડી છે મારી જેહ, તમે રક્ષણ કરજો તેહ;
મારી આજ્ઞામાં રહેશો જ્યારે, સદા રહેશો સુખી તમે ત્યારે. ૫
થશે પાપના કરનારા જેહ, મળશે લક્ષ ચોરાશીના દેહ;
થયો અપરાધ વળતો જેનો, કર્મી દેવોમાં દેહ થયો તેનો. ૬
ઉંચી પદવીએ હુતા જેહ, નીચી પદવીમાં નાખ્યા તેહ;
દિવ્ય ગુણ થયા પછી ઓછા, શુદ્ધ-દેવો થકી થયા છોછા. ૭
ખટ ઉર્મિ વળગી જ્યારે, કર્મ કરવા લાગ્યા સહુ ત્યારે;
ઈર્ષ્યા પતન વિયોગ સંતાપ, યુદ્ધ કરતાં થવા લાગ્યું પાપ. ૮
નડે આપત્તિઓ બહુ એવી, શુદ્ધ અમરોને ના નડે તેવી;
પ્રભુઆજ્ઞા બરાબર માની, તેથી ના થઈ દૈવત હાનિ. ૯
કર્મી દેવો ઠર્યા છે જેહ, દશ જાતિયો થઈ છે તેહ;
યક્ષ રાક્ષસ વિદ્યાધર, ગુહ્યક કિન્નર ને અપછર. ૧૦
સિદ્ધ ગાંધર્વ ભૂત પિશાચ, થયા ઓછા ઘટી ગયું સાચ;
બ્રહ્મા વિષ્ણુ ને ત્રીજા મહેશ, યમ વરુણ કુબેર સુરેશ. ૧૧
સૂર્ય ચંદ્ર ને અશ્વીન નામ, એક એકથી ઉંચાં ધામ;
એક એકનાં જુદાં જૂથ, સુર અસુરનાં વઢતાં વરૂથ. ૧૨
વસુ આઠ ને આદિત્ય બાર, તુષિત છત્રીસ રુદ્ર અગીઆર;
વિશ્વેદેવ તોતેર કહેવાય, વાયુ ઓગણપચાસ થાય. ૧૩
ચૌદ વૈકુંઠ સાધ્ય છે બાર, દશ સુશરમા નિરધાર;
માહારાજિક છત્રીસ કહીએ, આમાં સ્વર વળી ચોસઠ લહીએ. ૧૪
કરે અમૃતનું સહુ પાન, કરે કોઇક નૃત્ય ને ગાન;
ચંદ્ર સૂરજ તારા છે જેહ, ઘણા તેજવાળા છે તેહ. ૧૫
કોય તત્ત્વો તણા અધિપતિ, ફરે સ્વતંત્ર સઘળે ગતિ;
સ્વેચ્છાચારી બહુરૂપધારી, કરે આનંદ ઉત્સવ ભારી. ૧૬
કોય સ્થાનધારી કોય ફરતા, કોય વિમાને બેસી વિચરતા;
સહુ દેવોનો ઈંદ્ર છે રાય, તેની સભા સુધર્મા ભરાય. ૧૭
સુખ દેવો તણું છે જેહ, ઘણું ભૂતલના થકી તેહ;
શુભ કર્મ કરી નર કોય, ઇચ્છે દેવો તણું સુખ સોય. ૧૮
મહાજ્ઞાની મુનિજન જેહ, સુખ દેવોનું નિંદે છે તેહ;
નાશી ભૂતલનું સુખ જેવું, દેવલોક તણું પણ તેવું. ૧૯
યોગ વિયોગ રોગ નડે છે, માટે વૈદનું કામ પડે છે;
રાગ દ્વેષ છે દેવોમાંય, ભય શોક પામે છે ત્યાંય. ૨૦

અધિકારી છે દશ દિક્‌પાલ, તેનાં ધામને ગામ વિશાલ
બ્રહ્મા બ્રહ્મસદનમા રહે છે, તેને બ્રહ્મપુરી સહુ કહે છે ૨૧
અમરાવતી ઇંદ્રનું ધામ, કરે વૃષ્ટિ તણું તે કામ
તેજોવતી છે અગ્નિ તણી. શિવ કૈલાસપુરીના ધણી ૨૨
અલકાનગરી કુબેરની જેહ, કહાવે ભંડારી દેવોનો તેહ
ગંધાવતી છે નગરીનું નામ, વાયુદેવ રહે તે ઠામ ૨૩
પુરી ભોગાવતી છે સાર, દેવ વરુણ વસે તે ઠાર,
પુરી નિઋતિ એવુ નામ, તેમાં રાક્ષસ કેરા ઠામ ૨૪

ધોળ

ધર્મરાજાનું છે ધામ, પુરી સંજમની એવું નામ,
ચિત્ર વિચિત્ર દફતરદાર, સહુ લેખ તણા લખનાર ૧
જમદૂત છે તેના પાળા, મહાક્રૂર ભયંકર કાળા,
ઊર્ધ્વરોમ વિકટ મુખદંત, લાવે ઝાલીને જીવ અનંત ૨
મારે માર કરીને રીસ, જીવ પાડે છે ચીસે ચીસ,
ત્રાહ ત્રાહ કરે છે પોકાર, તોય મારે છે માર અપાર ૩
પ્રભુઆજ્ઞા કરી જેણે ભંગ, તેના નાખે ઉતરડી અંગ,
જીવ કેરો છે સૂક્ષ્મ દેહ, સહુ કર્મનો કરતા તેહ ૪
તેનું અંગુષ્ઠમાત્ર પ્રમાણ, સુખદુઃખ તણો તેહ જાણ
એ તો અજરામર છે અંગ, તેનું નામ છે વાસનાલિંગ ૫
જાય પાપી તજી સ્થૂલદેહ, જમકિંકર ઝાલે છે તેહ
બહુ માર્યે મરી નવ જાય, એવું લિંગશરીર કહેવાય ૬
પાપ પુણ્ય કર્યાં હોય જેહ, મારી કબૂલ કરાવે તેહ
પાપ કરમના દેવાને દંડ, ત્યાહાં નર્કતણા છે કુંડ ૭
શુદ્ધ વૈરાટ કેરૂં છે ત્યાય. યમરાજ વસે તે માંહ્ય,
કુંડ નર્કતણા છે એમાં, પાપી જીવને નાખે છે તેમાં ૮
જીવ દેખીને જાય છે ધ્રુજી, કર્યાં કર્મ આવે છે સૂઝી,
અરે હાય હવે શું થાશે, દુઃખ દારુણ કેમ ખમાશે ૯
રૂવે કરગરે લાગે પાય, પણ જમને દયા નવ થાય
જમરાય વદે છે એવું, ભોગ ભોગવો કીધું છે જેવું ૧૦
વેદઆજ્ઞા પ્રભુની જેહ, તમે ભંગ કરી છે તેહ,
તમે સાંભળ્યા નાસ્તિક ગ્રંથ, માન્યો પાખંડી કેરો પંથ ૧૧
હિંસા દ્રોહ નિંદા ને ચાડી, જુઠાબોલા અધર્મી અનાડી,

ચોર જાર ને પરધન હરતા, તમે દોષ થકી નવ ડરતા. ૧૨
તમે ભોગવો પાપ તમારૂં, એમાં જોર ન ચાલે અમારૂં;
પ્રભુઆજ્ઞા તણે વશ અમે, માફી કરી શકીયે નહિ ક્યમે. ૧૩
તમે માનવનો દેહ પામી, થયા લંપટ લૂણહરામી;
કોટી વાર આવો આ ઠાર, નથી લાજ તમોને લગાર. ૧૪
એમ ધર્મરાજા ત્યાંહાં કહે છે, પછી દૂતોને આજ્ઞા દે છે;
ચૌદ કોટિ ભયંકર એવા, દેખી જીવ છળી જાય તેવા. ૧૫
એક વારે પડે છે માર, પછી જીવ કરે છે પોકાર;
ઘણું રુદન કરે ને પસ્તાય, હવે કોણ કરે અહીં સહાય. ૧૬
જક્તકર્તા પ્રભુને ભૂલ્યો, ધન દારાના સુખમાં ફૂલ્યો;
કર્યાં કુકર્મ કોટિક ઘણાં, ફળ પ્રકટ થયાં તે તણાં. ૧૭
પરદારા ને પરધન હરતો, છળ-ભેદ નિરંતર કરતો;
નાખ્યો તામિસ્ર નરકમાં તેને, એક સહસ્ર વર્ષ લગી એને. ૧૮
જેણે માણસ નાખ્યાં મારી, તેની લૂંટી જતા ધન નારી;
મહાતામિસ્ર નરકની માંય, નાખ્યો લાખ વરસ લગી ત્યાંય. ૧૯
ગઉ-બ્રાહ્મણના હણનાર, વળી ચોર જૂઠા ને જાર;
મહારુરુ નરકની માંય, કોટિ વરસ સહે દુઃખ ત્યાંય. ૨૦
એવાં નરક અઠ્ઠાવીસ કહે છે, જેવાં પાપ તેવાં દુઃખ સહે છે;
કહ્યાં પુરાણ માંહે વિસ્તારી, નથી લખતો હું એમ વિચારી. ૨૧

નન્નો

નન્ના નિર્ગુણ બ્રહ્મ સદાય, જેની ઈચ્છાએ જક્ત રચાય,
નભ વાયુ અનલ જલ ધરા, રચ્યા લોક ચતુર્દશ ખરા. ૧
રવિકિરણે હરે રસ જેહ, કરી વૃષ્ટિને વરસાવે તેહ;
અન્ન ઔષધિ માંહી પોષાય, તેના ભક્ષથી વીર્યજ થાય. ૨
નર નારી તણો કરે સંગ, રજવીરજ મળે એક રંગ;
પહેલે માસે બને છે એવું, રસ સંયુક્ત કચરા જેવું. ૩
બને, માસ બીજે હોય જ્યારે, પિંડ માસ તણો તેણીવારે;
ત્રીજે માસ આવે જેણીવાર, બને ઇંદ્રિયો કેરો આકાર. ૪
ચોથે માસે સકળ અંગ સોય, સ્થિર કઠિન કલેવર હોય;
માસ પાંચમે રુધિર ભરાય, છઠ્ઠે માસે રોમ નખ થાય. ૫
મન ચેતન સાતમે હોય, નાડી સ્નાયુ શિરા સહુ કોય;
માસ અષ્ટમો હોય જ્યારે, ત્વચા માંસ સ્મૃતિ હોય ત્યારે. ૬

બલ ઓજ મતિ ને પ્રાણ, અંત:કરણવિષે હોય જાણ,
પૂર્વજન્મ તણી સ્મૃતિ જેહ, આવે જીવને સઘળી તેહ ૭
પાપપુણ્ય કર્યાં હોય જેવા, સહુ સાંભરી આવે છે તેવા,
સ્તુતિ કરે પ્રભુની માંય, હવે નહિ કરૂં કુકર્મ કાંય ૮
કરો બાહેર જો એક વાર, નહિ વિસારૂં સરજનહાર,
શ્રુતિ ધર્મ સનાતન જેહ, ઘણી પ્રીતિથી પાળીશ તેહ ૯
સૃષ્ટિકર્તા પ્રભુને ભજેશ, નહિ માનું હું પાખંડ લેશ,
કરે કોટિ પ્રતિજ્ઞાઓ એમ, માસ નવમો વીતી ગયો તેમ ૧૦
માસ દશમો થયો છે જ્યાંય, દયા કીધી દયાળે ત્યાંય,
વાયુ પ્રસૂતિકાળનો જેહ, પ્રભુઆજ્ઞાથી પ્રગટે તેહ ૧૧
જેમ છૂટે ધનુષ થકી તીર, એમ બાહેર કાઢે શરીર,
વાયુ બ્રહ્માંડકેરો ત્યાંય, શ્વાસ સાથે પેસે દેહ માંય ૧૨
જાતિસ્મરણ ભૂલી જવાય, જડ બુદ્ધિ તત્ક્ષણ થાય,
ઘણુ આવરે છે અજ્ઞાન, ભૂલે જીવ પોતાનું ભાન ૧૩
સ્તનપાન કરે પછી તેહ, વાધે દિન દિન સઘળો દેહ,
માત તાત લડાવે લાડ, ઉગે વળતી અવિદ્યાનું ઝાડ ૧૪
પંચપર્વા અવિદ્યા છે જેહ, વ્યાપે પંચ અવસ્થામાં તેહ
પહેલી બાળપણાની માંય, વ્યાપે સમતા અવિદ્યા ત્યાંય ૧૫
પશુ કરતાં ઘણું અજ્ઞાન, પર આપતણું નહિ ભાન
તામિસ્રનામા અવિદ્યા જેહ, વ્યાપે કુમારવયમાં તેહ ૧૬
ખેલે ખેલ તે બાળક માંય, બીજી ચિંતા કરે નહિ કાંય,
થાય યુવાવસ્થા જ્યારે, અંધતામીસ્ર વ્યાપે ત્યારે ૧૭
કામ ક્રોધ ને લોભ અપાર, ધન દારા ઉપર બહુ પ્યાર,
મદ મોહ ને મત્સરનું જોર, કરે કુકર્મ એથી અઘોર ૧૮
પછી વૃદ્ધાવસ્થા માંહ, વ્યાપે મોહ અવિદ્યા ત્યાંય
જુએ પુત્રતણું મુખ જ્યાંય, ઘણો હરખ વધે ઉર ત્યારે ૧૯
મરે ત્યારે કરે બહુ શોક, ફૂટે છાતી ને મૂકે પોક
વૃદ્ધ અવસ્થા વાધે છે જેમ, મહામોહ વધે છે તેમ ૨૦
જુએ પુત્ર તણા વળી પુત્ર, ઘણું હરખે દેખી ઘરસૂત્ર
કોય ઘરમાં ગણે નહિ તેને, તોય ચિંતા સર્વની એને ૨૧
વધે તૃષ્ણા ઘટે બળ તોય, પ્રભુ ઉપર પ્રીતિ ન હોય,
મહાઘોર અવિદ્યાએ ગ્રહ્યો, વારે વારે તેમાં જાયે વહ્યો ૨૨

વળી દેહ તજીને જાય, બહુ માર તે જમનો ખાય;
નરદેહ પ્રભુએ આપ્યો, તોયે મોહનો પાશ ન કાપ્યો. ૨૩
પછી લાખ ચોરાશીની માંય, ભમે જીવ કલ્પ લગી ત્યાંય;
કરે બ્રહ્મ ઉપાસન જ્યારે, ઠરી ઠામે બેસે જીવ ત્યારે. ૨૪

પપ્પો

પપ્પા પરમારથ છે જેહ, મળે સત્સંગ કરતાં તેહ;
કોય નર્યું પરમારથ કહે છે, તે તો જળથકી સહુ ફલ દે છે. ૧
જળ મેઘ થકી વળી હોય, તેને કહે પરમારથ કોય;
મેઘ અર્ક થકી ઉપજે છે, કોય તે પરમારથ કહે છે. ૨
જે છે અર્ક તણો કરનાર, પ્રભુ તે પરમારથ સાર;
મળે સજ્જન કેરો સંગ, તેને લાગે રુદેમાં રંગ. ૩
પાળે આજ્ઞા પ્રભુની જેહ, સાચા સજ્જન કહીએ તેહ;
મન કર્મ વચનં શુદ્ધ હોય, નહિ લેશ કુલક્ષણ કોય. ૪
ભાવ ભક્તિ ભરોસો અપાર, દૃઢ ધીરજ ધર્મવિચાર;
પ્રભુ સાથે નિરંતર પ્રીત, એવી સજ્જન કેરી રીત્ય. ૫
જને બાળપણાથી જઈ, તેની સંગતિ કરવી સહી;
નવા વૃક્ષને રોપીએ જ્યારે, જલ સિંચી ઉછેરીએ ત્યારે. ૬
થાય જ્યાંલગી મોટું ઝાડ, કરવી ત્યાંસુધી ચોફેર વાડ;
જ્યારે પીયે પાતાલનું તોય, પછી વૃક્ષ ડગે નહિ કોય. ૭
એમ બાળપણા થકી જન, કરે સત્સંગ સારું જતન;
સત્પુરુષોનો સાંભળે બોધ, કરે કુસંગ કેરો શોધ. ૮
હોય બાલ અંતઃકર્ણ ઝીણું, તેમાં એ પેસે સારું કે હીણું;
નથી તેને તો કાંય વિવેક, માટે કુસંગ છોડવો છેક. ૯
કુણું વૃક્ષ વાળે તેમ વળે, શીખે બાળ જેવું સાંભળે;
મોટું વૃક્ષ કઠણ હોય જેમ, પ્રૌઢ બાળ બગડશે તેમ. ૧૦
હોય વીસ વરસનું અંગ, કરે ત્યાં સુધી સારાનો સંગ;
જેની બુદ્ધિ કઠોર જો હોય, રહે મૂઢ મરણ લગી સોય. ૧૧
તેને સત્સંગ જોઈએ સદાય, તેથી મન તણો મેલ ધોવાય;
વાંસ તુમડું જુઓ છે કેવું, ચઢે શિલ્પી તણે કર તેવું. ૧૨
બને જંત્ર તે ગુણવંત થાય, તેથી ગાન મધુર ગવાય;
રહે ગંગાને કાંઠે જીન, મળ ધોતો નથી તે મલિન. ૧૩
એમ જડપથી ઉપજેલા જેહ, સત્સંગે ન સુધરે તેહ;

મન જેના ઘણું છે મલીન, ભલા સંગે રહે ભાગ્યહીન ૧૪
સત્પુરુષોની પાસે રહે, તોય સદ્ગુણ તેના ન ગ્રહે
રહે પારસ માંહીને નાગ, ત્યારે પારસનો શો વાંક ૧૫
જોઈ ચુંબક લોહ ખેંચાય, પણ કાષ્ઠને કંઈ ન થાય
એમ સત્પુરુષો ભણી મન, નથી આણતા આસુરી જન. ૧૬
જેમ કમળ તણો જઈ વાસ આવી ભમર ભમે ચોપાસ,
નહિ મેંડકને મન કાંય, કળે કુમતિ કાદવ માંય ૧૭
સ્વર મોરલીનો સાંભળે જ્યારે, શુદ્ધ નાગ આવે ત્યારે,
હોય પામર પડવા જેહ, સુણી સાદર કરે નહિ સ્નેહ ૧૮
જન સત્સંગ કરવા ન જાય તે તો જીવત પ્રેત કહેવાય,
જેના ઉરમાં અવિદ્યાનો કોપ, દેખે તે શઠ સાધુમાં દોષ ૧૯
સુણી સજ્જનના જશ કાંય, દાઝે દુષ્ટ ઘણો મનમાંય,
કરી નિંદા ને નરકે જાય, કોટિ કલ્પ લગી કુટાય ૨૦
સુણી સજ્જનના જશ સાર, જેને આવે છે હરખ અપાર
એ તો દેહસહિત દેવ જેવા, કરે વાસ વૈકુંઠમાં એવા ૨૧
નિત્ય સત્સંગ ગંગમાં નહાય, તેના દુષ્કૃત દૂર પળાય
હોય કાગના લક્ષણ જેમાં, થાય હંસ સરીખા એમાં ૨૨
કોય મોટાપણાનું માન, ધરી સત્સંગ ન કરે અજાણ
પામે શ્વાન તણા અવતાર, પછી ભોગવે દુઃખ અપાર ૨૩
વેદતત્ત્વ બતાવે જ્યાંય, સદા સત્સંગ કરવો ત્યાંય
જૂઠી જુક્તિઓ સાંભળે જન, તેનું નિશ્ચય ના રહે મન ૨૪
દુરાચરણીની સાંભળે વાણી, થાય દુષ્ટ પછી તે પ્રાણી
સદાચરણીની સાંભળે જ્યારે, સદાચરણ શીખે સહુ ત્યારે ૨૫
લોભી લોલુપ ચોર ને જાર, દુર્વ્યસની દગો કરનાર,
જૂઠાબોલા ગંજેરી ને ભંગી, તેનો જે જન હોયે સંગી,
તેની વાણી સુણે જન જ્યારે, થાય દુર્મતિ સુકૃત હારે ૨૬
સત્યશીલ સંતોષી સુજાણ, વદે વાણી જે વેદપ્રમાણ,
જ્ઞાનભક્તિ ધર્મપર જન તેના મુખતણાં સુણવાં વચન ૨૭

ફફ્ફો

ફફ્ફા ફોગટ નરતનું તેહ, ખોયો દુર્ગુણમાં જેણે દેહ
બગડે બાળપણાથી બાળ, લાગે માત પિતાને ગાળ ૧
હિત ઉપદેશ દેનાર સાથ તેમાં પરેથી રે માન ને તાન

ત્રીજ બાંધવ ને સતી નારી, આપે વિદ્યા ગુરુ શીખ સારી. ૨
મિત્ર પાંચમો છઠ્ઠો રાય, સાતમો તે આચાર્યજ થાય;
સારા હિત ઉપદેશક હોય, તેથી બાળ ન બગડે કોય. ૩
ફરે કુસંગમાં જન જ્યારે, કરે કુકર્મ સઘળાં ત્યારે;
કરે કેક કુભક્ષ અનેક, નહિ સાર અસાર વિવેક. ૪
નીચ નારી તણો કરે સંગ, પીયે ગાંજો બગાડે અંગ;
મધુપાન કરે મહામંદ, કરી કેક કરે છે કુછંદ. ૫
કામ–ક્રોધ વસે વપુમાંય, અતિ અવગુણ ઉપજે ત્યાંય;
દશ અવગુણ કામથી હોય, કહું સાંભળજો જન સોય. ૬
રમે દ્યૂત ને મૃગયા ખેલે, મિથ્યા દોષ કોયને શિર મેલે;
ઉંઘે દિવસે ને પરત્રિય સંગ, મદ્યપાન ને ગાન તરંગ. ૭
નૃત્ય વાજીંત્રના નાદ કરે, વળી ઘેર ઘેર જોતો ફરે;
દશ લક્ષણ કામીનાં એહ, સુણો ક્રોધ તણાં કહું તેહ. ૮
કરે ચાડી ને નિજ બળ બકે, કોયના સદ્‌ગુણ સહી નવ શકે;
પરના ગુણમાંહિ દેખે દોષ, બોલે કઠણ વચન કરી રોષ. ૯
દેખી રંકને તાડન કરે, રાખે ઈર્ષા ને પરધન હરે;
એવા ક્રોધમાં અવગુણ હોય, તેથી નરકે પડે જન સોય. ૧૦
અતિલોભ છે પાપનું મૂળ, કરે ધર્મ થકી પ્રતિકૂળ;
કરે કેક નિરંતર જેહ, ધન ખુવે ને બગડે દેહ. ૧૧
કીર્તિ કાંતિ ને લજ્જા જાય, બુદ્ધિ બગડે ને આળસુ થાય;
ગળે વળગ્યું કેમ નવ છૂટે, રૂપવંત તણું ધન ખૂટે. ૧૨
મરે ભૂખે સુતા સુત દારા, થાય વ્યસનીના હાલ નઠારા;
પરનારીના વ્યસની જેહ, બહુ પાપી બને છે તેહ. ૧૩
ઘણો ધિક્કાર હોય આ લોકે, પરલોકમાં જમડા ઠોકે;
હોય વેશ્યાના વ્યસની જેહ, બને શ્વાન બરાબર તેહ. ૧૪
ચાટ્ય શ્વાનતણી હોય જેવી, જાણો વેશ્યા અધમ હોય એવી;
કુંડ હોય ચમારના જેવો, સંગ વેશ્યા તણો પણ તેવો. ૧૫
પરદારા તણું કરે હર્ણ, તેને માથે ભમે છે મર્ણ;
હુતા કીચક રાવણ જેવા, થયા મરણ તણે વશ તેવા. ૧૬
કામે અંધ બને નરનારી, જાય સુકૃત સઘળું હારી;
થઈ સુર્પણખા કામ અંધ, ખોયું નાક મળ્યો મહાદંદ. ૧૭
ખોયું રાક્ષસ માત્રનું મૂળ, એમ ગર્દ મળ્યાં ઘણાં કુળ;

વળી જે જન હોય જુગારી,તે તો જાય છે સર્વસ્વ હારી. ૧૮
દ્યૂત કવિતાનું કહેવાય રૂપ, માગે ભીખ રમે જો ભૂપ;
જુઓ નળ નેયુધિષ્ઠિર રમ્યા,રાજ્ય ખોયાંને વનમાં ભમ્યા. ૧૯
દ્યૂત કેરા ઘણા છે પ્રકાર, જુઓ મુંબઇના શેર બજાર;
વસ્તુ વેપારની હોય જેહ, કોય દ્યૂત રમે છે તેહ. ૨૦
વૃક્ષ વાહન ભક્ષણ તણું, કોય જળ તરવા રમે ઘણું;
એવાં દ્યૂત રમે જન જેહ, પામે દુઃખ અતીશે તેહ ૨૧
વળી મૃગયા રમે છે જેહ, ધર્મશાસ્ત્રે તો નિંદી છે તેહ;
થયું મૃગયા થકી બહુ પાપ, તેથી દશરથને થયો શાપ. ૨૨
થયું પાંડુ ગજાને તેવું, અતિ મૃગયામાં પાતક લેવું;
રમે મૃગયા તે નિર્દય થાય, તેથી ધર્મ પોતાનો જાય. ૨૩
હરે પારકા પ્રાણને જેહ, વેર દેવા ધરે ફરી દેહ;
પરમાટી વડે હોય પુષ્ટ, દેતા વેર સહે મહાકષ્ટ. ૨૪
ધર્મ ઉદ્યોગ ના કરે જેહ, જન જીવતો મરેલો તેહ;
જેના અંગમાં આળસ પેસે, પગ લાંબીને ગોરે બેસે ૨૫
પરનિંદા સદાય કરે છે, પાપ પારકા પોતે લે છે;
દોષરૂપ દરિદ્રી થાય, સુખ સંપત્તિ સઘળી જાય. ૨૬
નહિ હરિકીર્તનપર હેત, જૂઠે જન્મ ગમાને પ્રેત,
મન આળસુનું હોય મૂઢ, જેમ સૂર્ય ન દેખે ઘૂડ. ૨૭
એવા અવગુણ આળસમાંય, શઠ સુકૃત ના કરે કાંય,
નિજ આત્મા શકે નહિ તારી, ખુવે આળસે ઉમર સારી ૨૮

બબ્બો

બબ્બા બાવન અક્ષર જેહ, ઉપજે ૐકાર માંયથી તેહ,
તેનું નામ છે સૂક્ષ્મ વેદ, કોય ગુરુ વના નો લહે ભેદ ૧
થયાં ૐકારના બે રૂપ, એક નિર્ગુણ સગુણ સ્વરૂપ,
રહ્યો નિર્ગુણ ગગનાકાર, નહિ અક્ષરબિંદુ ઉચ્ચાર ૨
સ્થૂલ સૂક્ષ્મ નહિ ત્યાં કાંય, સહુ ઉપજે ખપે તે માંય,
સહુ સમતા આવી શેષ રહે છે, તેને તત્ત્વમસિ પદ કહે છે. ૩
થયો અક્ષરરૂપે જેહ, જાણો સગુણ ૐકાર છે તેહ,
આણ અંગ ને ચાર છે પાદ, સ્વર અક્ષર બિંદુ ને નાદ. ૪
જ્યોતિ જનાળા કળા ને રૂપ, એવો ૐકાર સગુણ સ્વરૂપ,
કોટિ બ્રહ્માંડનું બીજ એહ, મહાવિષ્ણુ છવીસમો તેહ. ૫

બ્રહ્મ ઈશ્વર અક્ષરધામ, રામ કૃષ્ણ નારાયણ નામ
કોટી કલ્યાણમય ગુણ એહ, શિવ શંકર કહેવાય તેહ ૬
બ્રહ્માંડ હિરણ્યગર્ભ ને માયા, ચોથે પાદે છે ઈશ્વર રાયા
અકાર ઉકાર ને જે મકાર, અર્ધમાત્રા સહિત પદ ચાર ૭
રહ્યો અકાર બ્રહ્માંડ સંગ, હિરણ્યગર્ભ ઉકારનું અંગ
રહી મકારરૂપે માયા, અર્ધમાત્રા તે ઈશ્વર કાયા ૮
તામસ સાત્વિક રાજસ જેહ, ત્રણે માત્રા તણા ગુણ તેહ
તત્ત્વ ચોવીસ તે થકી થાય, પ્રલેકાળે તે માંહે સમાય ૯
ક્ષરરૂપ તો ત્રિપદ કહે છે, ચોથે અક્ષર ઈશ્વર રહે છે,
કરે બ્રહ્મઉપાસન કોય, એક અક્ષર જાણે સોય ૧૦
સ્થૂલ સૂક્ષ્મ કારણ જેહ, મહાકારણ જીવના દેહ
લય ચિંતન કરવું ધારે, ચાર માત્રાયે પ્રણવ વિચારે ૧૧
સ્થૂલ બ્રહ્માંડ જાણીને એમ, કરે અકારમાં લય છેક,
સૂક્ષ્મ દેહ હિરણ્યગર્ભ સાર, કરે ઉકારમાં એકતાર ૧૨
કારણદેહ માયાદેહ મરે, તેનો મકારમાં લય કરે,
જીવ ઈશ્વરના આકાર, અર્ધમાત્રાવિષે એકતાર ૧૩
પછી એક અક્ષર થઈ રહે, લય ચિંતન તેને કહે
દ્વૈતભાન રહે નહિ જ્યારે, થાય શુદ્ધ સમાધિ ત્યારે ૧૪
જગત નામરૂપાત્મક જેહ, નહિ અક્ષરથી ભિન્ન તેહ
એવું ઉપજે તેવો લય થાય, રહે શેષ તે બ્રહ્મવિચારે ૧૫
સહુ ઉપનિષદોની માંય, કહી પ્રણવ ઉપાસના ત્યાંય,
કરે જે જન નિરંતર અભ્યાસ, છૂટે બંધન માયાપાશ ૧૬
ધ્યાનયોગથી દર્શાય હરિ, બેસે બુદ્ધિ ઠેકાણે ઠરી,
કરે એ વિના અન્ય અભ્યાસ, તેથી બ્રહ્મ ન હોય પ્રકાશ ૧૭
રહ્યો અરણીમાં અગ્નિ જેહ, મથ્યા વિના ન પામીએ તેહ
એમ દેહમાં દેહી રહ્યો, ધ્યાનયોગથી જાય છે લહ્યો ૧૮
પહેલી અરણી શરીર દૃઢ સાર, બીજી અરણી જાણો ૐકાર
ધ્યાનરૂપી મંથન હોય જ્યારે, આત્મા અગ્નિ પ્રકટ હોય ત્યારે ૧૯
કર્મ કાષ્ઠ અનેક પ્રકાર, બાળી ભસ્મ ક .નિરધાર
પંચભૂતોની ધારણા ધારે, હોય ભૂતની શુદ્ધિ ત્યારે ૨૦
કરે મૂર્તિનું પૂજન જ્યાર, ધારે પ્રાણપ્રતિષ્ઠા તે માય
પંચદેવ પ્રાણમય જાણી, પૂજે પ્રેમે કર્મ મન વાણી ૨૧

જપે મંત્ર કે નામ અપાર, થાય અક્ષરરૂપ ૐકાર;
રૂપ દેખાય દષ્ટિએ જેહ, થયા ૐકારથી સહુ તેહ. ૨૨
જે જે વેદવિધિનાં કર્મ, વળી બ્રાહ્મણનો જે ધર્મ,
સહુ બ્રહ્મ ઉપાસનમાંય, એથી ભિન્ન ન જાણવું કાંય ૨૩

ભભ્ભો

ભભ્ભા બ્રહ્મ અરૂપ સદાય, અહંશબ્દવડે ઓળખાય,
એક અહં બહુરૂપે થયું, જુઓ એમ શ્રુતિ માંહે કહ્યું. ૧
દેહ માંહે અહં છે જેહ, જડ સાથે જડાયું છે તેહ,
કીધું પંચવિષય રસ પાન, તેથી ભૂલ્યો પોતાનું ભાન. ૨
માની દેહ પોતાનું આપ, તેથી ભોગવે પુણ્ય ને પાપ,
ભરે અવતરે ઝાઝાં દેહ, તેની સાથે રમે જીવ તેહ. ૩
પૂર્વ દેહે કીધેલા જેવા, કરી દેહમાં ભોગવે તેવાં,
આ લોક તથા પરલોક, જઈ ભોગવે હરખ ને શોક. ૪
મોટું બ્રહ્માંડ વૃક્ષ વિશાળ, ચૌદ લોક છે તેનાં ડાળ,
જે જે ડાળવિષે જીવ જાય, પંચ વિષયોરૂપી ફળ ખાય ૫
દેહાતીત અહં છે જેહ, શુદ્ધ શિવ સનાતન તેહ,
નથી પંચ વિષય ફળ ખાતો, નિજાનંદ માંહે રહે માતો ૬
વસ્યો આકાશ અંતર વાસ, જુએ સાક્ષી સર્વને પાસ,
આને જીવને કર્મફળ સોય, એને લેપી શકે નહિ કોય ૭
જેની આજ્ઞામાં સઘળા દેવ, જય માની કરે સહુ સેવ,
અગ્નિ અર્ક પ્રકાશિત કરે, ધીમે ધીમે તો વાયુ ફરે. ૮
મેઘ માને સુરજાદા ઘણી, જાણે શિશ ઉપર છે ધણી,
તેના ભયથકી કંપે કાલ, વળી ડરતા રહે દિક્પાલ. ૯
હૃદયસાગર ચુકી ન જાય, બહુ બીતો રહે જમરાય,
એવો સમર્થ ઈશ્વર જાણો, કહ્યું વેદે તે સત્ય પ્રમાણો ૧૦
સખા સરખા છે સુવર્ણ સાર, એક વૃક્ષ ઉપર તેનો ઠાર,
એક કીધો છે ફળનો આહાર, બીજો નજરે રહ્યો જોનાર. ૧૧
થયો ખાનારો નિર્બળ જંત, રહ્યો જોનારો બળવંત,
કરે કોટીગણો ઉપકાર, તેને ના લહે જીવ ગમાર ૧૨
વિષરૂપ વિષય રસ આહારી, મૂક્યો પૂર્ણસ્નેહ વિસારી,
ભોગ પામવા સહુથી સરે, અન્ય દેવ ઉપાસન કરે. ૧૩
મૂળ મિત્ર ને જન્મનો સંગી, તેને ના ભજે જીવ કુઢંગી,

ફરી અનળો ને અન્યને ભજે, સુખ શાંતિ મળે નહિ રજે ૧૪
ઘણું ઇચ્છે વિષયસુખ લેના, કરે દેવ અનેકની સેના,
એમ ભૂલ્યો ભમે ભવપંથ, નથી સાભળતો સદ્ગ્રંથ ૧૫
જાય પાખંડ પંથમાં ધાયો, તેણે ચિત્ત હરીને વાળ્યો
મૂઢ મિત્ર ના મેળવે તેહ, પ્રીતે પૂજાવે પોતાનો દેહ ૧૬
આપે પોતાના મનનો જાપ, તેથી ના ટળે જીવોના તાપ,
મળે સદ્ગુરુ સાચા જેને, પૂર્ણસ્નેહી મેળવે તેને ૧૭
કર્મ કાગના તગત તજાવે, કોટિ બ્રહ્માંડ કર્તા ભજાવે,
કરી હંસને હંસ મેળાવે, સાચા સદ્ગુરુ તેજ કહાવે ૧૮

મમ્મો

મમ્મા મહિમા પ્રભુનો જેહ, જાણે ભક્ત પ્રભુના તેહ,
જેનો સંકલ્પ કિંચિત્ થાય, તેથી કોટિ બ્રહ્માંડ રચાય ૧
સરજે પાળે ને સંહારે તેહ, અતિ અદ્ભુત મહિમા એહ,
આદ્ય અંતે મધ્યે રહે એક, રચે ઇચ્છાથી છંદ અનેક ૨
નથી જીવની પેઠે કલેશ, કાંય કર્મ અડે નહિ લેશ,
મહુ સરજેલી વસ્તુ તેહ, નાશવંત છે સઘળી તેહ ૩
પ્રભુ એકસદા અવિનાશી, અતિ અતુલિત મહિમા પ્રકાશી,
સદા ભક્તતણા ભયહારી, ગુણ જેના છે મંગળકારી ૪
જાણે મહિમા પ્રભુનો જેહ, ખરા ભક્ત પ્રભુના તેહ,
ભજે પૂરણ આણીને પ્રેમ, કરે કામ રીઝે પ્રભુ જેમ ૫
વિના નાસ્તિક બીજા અપાર, કરે ભક્તિ અનેક પ્રકાર,
કોય વિષયાનુરાગી જંત, ભજે વિષયમાટે ભગવંત ૬
પ્રભુ આપે વિષયસુખ જ્યારે, ભૂલી ઉપકાર ભક્તિ વિસારે,
કોય વિષયોતણું સુખ પામે, તોય ભક્તિ ઘણી ઉર જામે ૭
કોય ધનતણે અર્થે ભજે છે, મળે ધન પછી ભક્તિ તજે છે,
કોય ધનવંતા હોય ઘણા, તોય ભક્ત બને પ્રભુતણા ૮
મેય ધન ને વિષયસુખમાંય, ભજે તૃપ્ત થયેલા ત્યાંય,
નિજ આત્માનું કલ્યાણ ચહાય, કરે સુકૃત પ્રભુગુણ ગાય. ૯
કરે પ્રભુને સમર્પણ સોય, કરી આશા ન રાખે કોય,
આપે રાજ્ય ત્રિલોકનું તેને, તોય ઇચ્છા નથી કાંય એને ૧૦
એવા જનનું મુમુક્ષુ નામ, સદા મતુષ્ટ પૂરણકામ,
સોંપે સુકૃત પ્રભુને જ્યારે, ફરી જન્મ થતો નથી ત્યારે. ૧૧

ફરી જન્મ તો થાય છે તેને, હોય સુખતણી તૃષ્ણા જેને;
સાચા ભક્ત મુમુક્ષુ જેહ, કોય ઇચ્છા કરે નહિ તેહ ૧૨
પ્રભુ આપવાનું કરે કાંય. તોય ઈચ્છા નહિ મન માંય,
પ્રભુ ભક્તતણા પ્રતિપાળ, સહુ કામે કરે સંભાળ. ૧૩
પ્રભુ છે સદા રમાનિવાસ, સહુ લક્ષ્મીઓ તેની પાસ
વસે ભક્ત તણા ઉરમાંય, સહુ લક્ષ્મીઓ આવે ત્યાંય. ૧૪
જે જે ભક્ત તણું હોય કામ, સહુ પૂરણ કરે તે શ્યામ,
સાચા ભક્ત પ્રભુના જેહ, મુખે માગે નહિ કાંઇ તેહ. ૧૫
માગે મૂરખ ભક્તિ કરી જ્યારે, થયો માગણમરખો ત્યારે,
નાશવંત પદારથ ચ્હાય, તેથી ભક્તિચિંતામણિ જાય. ૧૬
કરે ભક્તિ જગતસુખ માટે, ખુએ પારસ કોડીને સાટે;
કાચા ભક્ત છે સ્વારથી જેહ, ભજે સ્વારથસુધી તેહ ૧૭
સરે સ્વારથ પોતાનો જ્યારે, પછી મૂઢ પ્રભુને વિસારે,
કોય કાઢે છે ભક્તનો વેશ, પ્રભુમહિમા લહે નહિ લેશ. ૧૮
નવ જાણે પ્રભુ હશે કેવા, કરે તુચ્છ અનાત્માની સેવા,
નથી જાણતા જૂઠ કે સાચ, ખુવે હીરો ને સંઘરે કાચ. ૧૯
કોય પંથવાળા રચે ધામ, ભજે જીવ તે નરનું નામ,
કોય દાટીને ઘાલેલાં પ્રેત, પ્રભુ જાણી પૂજે કરી હેત ૨૦
કોય ધુણે તેનું કરે ધ્યાન, જુઠું સાચું ન જાણે હેવાન,
એવા ભક્ત ભમેલાને જોઈ, દેવ હાસ કરે સહુ કોઈ. ૨૧
અન્ય દેવ ભજે છે જેહ, કહ્યા દેવો તણા પશુ તેહ;
પ્રભુમહિમા શકે નહિ જાણી, કહ્યા તે નર પામર પ્રાણી ૨૨
રચે ઇચ્છાએ આખું જક્ત, એવા પ્રભુતણા કોઇક ભક્ત,
નહિ પરખ પામરને કાંય, પ્રભુ માને છે પથ્થર માંય. ૨૩
સહુ સૃષ્ટિવિષે જન જેવા, તમે સમજી લેજો કહું તેવા,
એક ભજે તેનેજ ભજે છે, એક ભજે તેનેજ તજે છે. ૨૪
એક ભજતા અભજતા હોય, સમ જાણી ભજે નર હોય,
ભજે ભજતા પુરુષને જેહ, નર કહીએ કૃતઘ્ની તેહ. ૨૫
કરે ઉપકારીનો ઉપકાર, એ તો સરખો થયો વહેવાર;
બીજે ભજતાને ના ભજે મૂઢ, એ તો કહાવે કૃતઘ્ની ગૂઢ. ૨૬
ભજે ભજતા ન ભજતાને એવો, નર જાણીયે ઈશ્વર જેવો,
સહુનો સરખો કરે ઉપકાર, પ્રભુ પરમ દયાળુ અપાર. ૨૭

કોટિ માતાથી અદકુ હેત, તેને મૂકે વિસારી અચેત;
જાણો નાસ્તિક તે નર એવા, જાયં કુણમાં અંગારા જેવા. ૨૮

યય્યા

યય્યા યત્ને કરી નરદેહ, દીધો પ્રભુએ કૃપા કરી તેહ;
નીચ નાસ્તિક ના ભજે તેને, કહીએ લૂણહરામી એને. ૧
કોઇ આચારજી શીખ દે છે, પ્રભુ ભજવા નિરંતર કહે છે;
તેને ઉત્તર દે છે ગમાર, અમને પૈળનો નથી પરવાર. ૨
કયી નેળાએ ભજીએં હરિ, કરે મૂઢ પછી મશ્કરી;
ધનદારામાં પ્રીતિ છે એવી, નથી શઠને પ્રભુપર તેવી. ૩
ચૉરે ચકલે તો બેસી રહે છે, ઘણી નિંદા ને ચાડી કરે છે;
ભાંડ ભામિની નાચે જ્યારે, નથી નિદ્રા તો આવતી ત્યારે. ૪
કથાકીર્તન કાને ન ભાવે, ઘણું ઉંઘે ને આળસ આવે;
એવા આસુરી જીવ અભાગી, પ્રેતદેહ પામે તનુ ત્યાગી. ૫
અહો માનવો ના થશો એવા, સજો સાચા ગુરુની સેવા;
સાચા ગુરુઓનાં લક્ષણ એવાં, કહ્યાં શ્રુતિમાંહ્ય જેવાં. ૬
હોય બ્રાહ્મણ ધર્મવિચાર, લહે વેદ વેદાંતનો પાર;
તેને શરણે જવું છલ ત્યાગી, લેવો ધર્મનો ઉપદેશ માગી. ૭
કહે આચારજ જે વચન, લેવાં સોંપીને તન–મન–ધન;
ધર્મ પાળવો શિશને માટે, નવ ચાલવું બીજી વાટે. ૮
મહાવાક્ય છે બ્રહ્મની વાણી, ગુરુમુખથી કર્ણદ્વારે આણી;
માટે ગુરુ ગોવિંદ છે એક, માની વચન ધરવી દૃઢ ટેક. ૯
વેદવચને પળાવે નેમ, પછી પાળવા આણીને પ્રેમ;
કહું નેમ તણી હવે રીત્ય, સહુ પાળવા રાખીને પ્રીત્ય. ૧૦
પહેલું શૌચ કહું તુને મિત્ર, બાહ્ય–ભીતર રહેવું પવિત્ર;
બાહ્યમૃત્તિકા જલતણું સ્નાન, મન શુદ્ધ કરે પ્રભુધ્યાન. ૧૧
બીજી સંસારી વસ્તુ જેહ, જાણો અર્થની જ્યાંલગી દેહ;
નહિ આવે મુવા પછી સાથે, આવે ધર્મ કર્યું હોય હાથે. ૧૨
માટે સંસારમાં રહી જંન, ધર્મ બ્રહ્મમાં રાખવું મંન;
ત્રીજો સત્સંગ કરવો સાંય, નીતિ જ્ઞાન વિદ્યા મળે જ્યાંય. ૧૩
નીતિજ્ઞાન વિદ્યાહીન જેહ, તજો સંગ અસાધુ છે તેહ;
દુર્વ્યસની દુર્મતિ ને પાપી, ધર્મજ્ઞાનને નાખે ઉથાપી. ૧૪
ખલ નાસ્તિકનો કરે સંગ, નાખે નરકે કરે ધર્મભંગ;

વેદ વિપ્રને દે જે ગાલ, તજો સંગ જાણી ચાંડાલ. ૧૫
શોધે ચાલવું પંથે જોઈ, કહીં જીવ ન હણવા કોઇ;
કોય પ્રાણી ન પીડે જેવું, કશું કર્મ ન કરવું તેવું. ૧૬
થાય અખિલ તણો ઉપકાર, એવો ધર્મ સરવ થકી સાર;
જેને જેવો કહ્યો અધિકાર, તેથી ઉલટું ન કરવું લગાર. ૧૭
વળી પાંચમે જાણવો ભેદ, પ્રભુમુખ તણી વાણી છે વેદ;
ઘણી શ્રદ્ધાએ ભણવા તેહ; લહી અર્થ વિચારવો એહ. ૧૮
નિત્ય પાઠનો રાખવો નેમ, કહ્યુ વેદમાં વર્તવું તેમ;
વેદવચન ઘણાં છે ગૂઢ, જેના પદમાં વિચાર છે પ્રૌઢ. ૧૯
જે જે જક્તવિષે છે પંથ, જૂદા જૂદા કરેલા ગ્રંથ;
મૂળ જોતાં છે વેદમાં તેનાં, એવાં અમૂલ્ય વચન છે એનાં. ૨૦
સહુ સૃષ્ટિ રચી કરતારે, વેદવચન કથ્યાં તેણી વારે;
અતિ અગમ અરથ છે એનો, જીવ જાણી શકે નહિ તેનો. ૨૧
જે જે જુગમાં પાખંડી થયા, જૂદા જૂદા અરથ કરી ગયા;
ગ્રહ્યો પોતપોતાનો પક્ષ, તેથી પંથ થયા બહુ લક્ષ. ૨૨
કહ્યો વેદવિષે પ્રભુ જેવો, કોયે નિશ્ચે થયો નહિ તેવો;
કોયે સગુણ કહ્યો સાકાર, કોયે નિર્ગુણ ને નિરાકાર. ૨૩
કોયે નારીરૂપે કરી ગાયો, કોયે નરરૂપ જાણીને ધાયો;
બ્રહ્મ શબ્દ નપુંસક જાણી, ગયા કોય અકર્તા વખાણી. ૨૪
ભેદવાદ કરી કરી બહુ, કરી ક્લેશ વઢે છે સહુ;
ખરો અર્થ લહે જન જેહ, કહે અનંતગુણાકર તેહ. ૨૫
જન ધારે પ્રભુને જેવો, તેને દરસે હૃદયમાંહે તેવો;
મતવાદ કરે તે મૂઢ, પ્રભુમહિમા ન જાણે પ્રૌઢ. ૨૬
છઠું લક્ષણ જાણવું એહ, સુખ દુઃખ ગણે સમ તેહ;
જે જે આવી પડે તે સહેવું, દૃઢ ધીરજ રાખીને રહેવું. ૨૭
હવે સાતમું લક્ષણ જેહ, ગ્રહેવુ બ્રહ્મચર્યજ વ્રત તેહ;
પાળે એકપતિવ્રત નારી, જાણો તેજ સદા બ્રહ્મચારી. ૨૮
નર એકપત્નીવ્રત ગ્રહે, અન્ય નારી માતાસમ લહે;
બ્રહ્મચર્યજ છે તેનું નામ, જેણે જીતી લીધો હોય કામ. ૨૯
કહું આઠમું લક્ષણ એહ, નીતિ ધર્મ ન ચૂકે તેહ;
પ્રભુ જાણવો અંતરજામી, કોટિ બ્રહ્માંડનો છે સ્વામી. ૩૦
જીવમાત્રના અંતર માંય, દેખે કર્મ સકલ રહી ત્યાંય;

થાય યોગ એ ત્રણનો જ્યારે, સનેપાત બને છે ત્યારે;
વળી મોહ મહાદુઃખ મૂળ, તેથી થાય અતિ ઘણાં શૂળ. ૨
મદ મત્સર છે જ્વર મોટા, તેથી હાલ બને છે ખોટા;
વળી પંચવિષયના વિકાર, દુઃખ તે થકી થાય અપાર. ૩
દ્વેષ દંભ કપટ છલવંત, એવાં માનસરોગ અનંત;
કરે સુકૃત જે જે પ્રાણી, તેની તરત કરે છે હાનિ. ૪
લોહપાત્ર તપાવેલા માંય, જલબુંદ પડે એક જ્યાંય;
જાય અણચલી તત્ક્ષણ જેવું, બળે પુણ્ય એ રોગથી તેવું. ૫
એકાદશમું છે લક્ષણ એહ, ટાળે રોગ જતન કરી જેહ;
કરે સત્સંગ શુદ્ધ વિચાર, તેથી મનતણા જાય વિકાર. ૬
હવે દ્વાદશની કહું રીતિ, સારી રાખવી સઘળી નીતિ;
જરા આવે નિવૃત્તિ જ્યારે, મિથ્યા લવરી ન કરવી ત્યારે. ૭
ગુણ ગાવા પ્રભુના એમ, ઘણો અંતર આણીને પ્રેમ;
ધર્મજ્ઞાન તણા ગ્રંથ જેહ, જોવા સાંભળવા સહુ તેહ. ૮
લુણી લવરી કરી દિન ખોશે, જમહાથે જશે ત્યાં રોશે;
કાયા વાચા ને મન તણાં પાપ, કરી ભોગવશે પરિતાપ. ૯
ગુણ તેરમાના કહું તેવા, માત તાત ગુરુની સેવા;
સતી ધાર્મિક જન વિદ્વાન, તેનું કરવું નહિ અપમાન. ૧૦
ભક્તિ ધર્મવંતા હોય જ્ઞાની, તેને લેવા ગુરુસમ માની;
કરે નિંદા જે સજ્જન તણી, ચઢે રીસ પ્રભુને ઘણી. ૧૧
પ્રભુનિંદા પ્રભુજી સહે, નિંદે જનને તેનું મૂળ દહે;
રાખે ભક્તજનોપર રીસ, તેનો નાશ કરે જગદીશ. ૧૨
રાખે ચૌદમે પ્રભુમાંહે ચિત્ત, ધર્મ નીતિ તણી શુભ રીત;
ગ્રહે હંસ તણા ગુણ જ્યારે, કોટિ કાગડા નિંદે ત્યારે. ૧૩
તેના શબ્દ સુણીને કાન, છોડી દેવું નહિ ધર્મધ્યાન;
નીચ કાગનો એવો સ્વભાવ, પરવિષ્ઠા ભખ્યાનો ભાવ. ૧૪
સારી સુગંધી કાગ ન ચહાય, ખુશી સાથે તે દુર્ગંધી ખાય;
એમ દુરિજન વાયસ જેહ, નિંદે સજ્જનને શઠ તેહ. ૧૫
કલિકાળમાં કાગડા ઘણા, વિરલા હંસ હશે હરિ તણા;
જેવું ગુણકા સતીને વેર, મૂઢ પંડિતની એ પેર. ૧૬
દેખે દુરિજન સંતને જ્યારે, આવે ઇર્ષ્યા અભાગીને ત્યારે;
દેખી દુષ્ટતણો એવો દેશ, નિજ ધર્મ ન છોડશો લેશ. ૧૭

પૂજે પંદરમે પરબ્રહ્મ, રીઝે એવાં કરો શુભ કર્મ;
જીવમાત્ર પ્રભુના જાણી, ભક્ષ ભૂખ્યાને તરસ્યાને પાણી. ૧૮
કોઇ દુઃખીયા તણાં દુઃખ હરજો, દીન જાણી દયા ઘણી કરજો;
સહુ પ્રાણીને સુખ ઘણું થાય, એવો કરવો સદાય ઉપાય. ૧૯
એવો ધર્મ વસે ઉર જેને, જાણો પ્યારા પ્રભુના તેને;
પીડે પ્રાણીને આણીને ગર્વ, એ તો શત્રુ પ્રભુના છે સર્વ. ૨૦
હણી પરધન સુખીયા જણાય, ધીરે ધીરે જડામૂળ જાય;
જાણી માનવ આપસમાન, કોઈનું કરવું નહિ અપમાન. ૨૧
કહું સોળમું લક્ષણ સાર, જૂઠો કરવો નહિ અહંકાર;
જાણી સર્વને આપ સમાન, દયા રાખવી ને દેવું માન. ૨૨
અભિમાની કરે અભિમાન, તેથી દૂર રહે ભગવાન;
હોય દેશાભિમાની કોય, ગણે દેશીને વલ્લભ સોય. ૨૩
કોય પંથી ઘણા પ્રિય માને, પરપંથીને અધમ પ્રમાણે;
એવા જે અભિમાની હોય, સમદર્શી ન કહેવા સોય. ૨૪
અભિમાન કરી મરી જાય, તેથી રીઝે નહિ જગરાય;
એવા જાણીને અળગા રહીએ, સારું નરનું કશું નવ કહીએ. ૨૫
કહું સત્તરમો ગુણ સાર, કંઈ ચોરી ન કરવી લગાર;
પોતપોતાના ઉદ્યમમાંય, રાખી સંતોષ રહેવું ત્યાંય. ૨૬
લેવી લાંચ કે લૂંટવું જેહ, સહુ ચોરી બરાબર તેહ;
કોય વસ્તુમાં ભેગ કરે છે, કરી કપટ ને પરધન લે છે. ૨૭
લખી જુઠું ને લે ધન જેહ, મહાચાંડાલ જાણવા તેહ;
મૂકી આળ હરે પરદામ, આતતાઈ છે તેવાનું નામ. ૨૮
એવા પાપીને જે હણનાર, તેને દોષ ન લાગે લગાર;
આતતાઈ તણો કરે સંગ, તેનું પાપે ભરાય છે અંગ. ૨૯
અષ્ટાદશમું છે લક્ષણ જેહ, મદ્યપાન ન કરવું તેહ;
ભખે કેફી પદારથ જ્યારે, તેની બુદ્ધિ ભમી જાય ત્યારે. ૩૦
ઓગણીસમે એક વિચાર, નિજ ધર્મ આચરવો એ સાર;
પરધર્મ છે યવનો તણો, મહાક્રૂર ને હિંસક ઘણો. ૩૧
કરે જંગમ જીવનો આહાર, તેનો ધર્મ અશુદ્ધ અપાર;
દુઃખ આપણને હોય જેવું, બીજા દેહમાં જાણવું તેવું. ૩૨
હવે વીસમાની સુણો વાત, પ્રભુ ભજવો જાણી સાક્ષાત;
પ્રભુ સ્વામી ને હું છું દાસ, એમ રાખવો દૃઢ વિશ્વાસ. ૩૩

વેદવચન પ્રભુના જેહ, ધરી પ્રીતિથી પાળના તેહ,
પ્રભુ પૂજ્ય ને હુ છુ પૂજનગે,હુ છુ સેવક સેવ્ય એ મ્હારો ૩૮
હુ છુ સૃષ્ટિ ને સ્રષ્ટ છે નાથ,એમ સમજી રહેવુ મન સાથ,
ભક્તિ ભાવ રાખીને એમ,પ્રભુ ભજવો આણી અતિ પ્રેમ ૩૫
એકવીસમે ભેદ છે એમા, એક સગુણ ને નિરગુણ તેમા,
કરે સગુણ ઉપાસના જ્યારે, થાય ચિત્તની શુદ્ધિ ત્યારે ૩૬
કરે નિર્ગુણ ભક્તિ જેહ, થાય મુક્તિ ધરે નહિ દેહ,
બ્રહ્મધ્યાન ને બ્રહ્મવિચાર, લાગે બ્રહ્મવિષે એકતાર ૩૭
બ્રહ્મજ્ઞાન જથારથ હોય, ભળે બ્રહ્મવિષે જીવ સોય,
આ હુ જીવ ને આ છે બ્રહ્મ, ગુરુમુખથી સમજવો મર્મ ૩૮
મનમા મનન કરી રે તેહ, કરી નિશ્ચે ટાળે સદેહ,
થયો નિશ્ચે તે મનમા જ્યારે, જીવ બ્રહ્મ મળે એક ત્યારે ૩૯
સોહમસ્મિએ વૃત્તિ અખડ,થયો મુક્ત છૂટે જ્યારે પિંડ,
એવો અભ્યાસ જે જન કરે, આગે કર્મ તો દેહ ન ધરે ૪૦
કહી ધર્મની સીડી એહ, ચઢે પામે પરમ પદ તેહ
કહે વેદમા વિચાર એવા, બીજા પથોમા ના મળે તેવા ૪૧

લહેરો

લખ્યા લોક સકળ કરતાર, કહ્યો વેદવિષે નિરાકાર,
અજ વ્યાપક એક અખડ, સર્જે પાળે હરે બહુ છડ ૧
પથ વેદ વિરુદ્ધ છે જેહ, રૂપ કલ્પે છે જૂજવા તેહ
કોય નારીનો કહે છે આકાર, કોય પુરુષ કહે નિર્ધાર ૨
કોય અર્ધનારીશ્વર માને, કોયે લખ્યો નપુસક માને
કોય દેવ જેવુ કહે રૂપ, એમ અનતના કલ્પે સરૂપ ૩
નરનારીથી જક્ત ન હોય, કેવળ પુરુષે બને નહિ કોય,
કરી ન શકે નપુસક વળી, રચે નારી પુરુષ બે મળી ૪
માટે અર્ધનારીશ્વર કહે છે,શિવ શક્તિ યુગલ થઈ રહે છે,
વળી દેવરૂપે છે તેહ, મનુષ્યથી સમર્થ એહ ૫
એવી કલ્પના કરનાર જેહ, સુણો સિદ્ધાત વેદનુ તેહ
વેદ છે પ્રભુમુખતણી વાણી, તમે તેની ગતિ નથી જાણી ૬
વેદે વ્યાપક ને નિરાકાર, કહ્યો એવો જક્તકરતાર,
એકદેશીને આકાર હોય, કોયે ઉપજાવેલુ હોય સોય ૭
જુઓ ઘટ એકદેશી સાકાર, તેનો કરનારો છે કુભકાર,

એમ દેવ મનુષ્ય સાકાર, તેનો કરનારો જગકરતાર. ૮
એકદેશી છે સઘળા તેહ, નથી વ્યાપક પૂરણ એહ,
એમ નિયામતા કાય જડે, કરતા કરતાનો કહેવો પડે. ૯
જ્યારે એવું રહે નવ ધારે, કહે એકજ કર્તા ત્યારે,
એક કર્તા કહેતામાં એહ, ઠરે પોતે પોતાનોય તેહ. ૧૦
અગ્નિ અગ્નિને બાળે જેવો, લાગે દોષ આત્માશ્રય એવો,
કરે કર્તા બીજો અંગીકાર, ઠરે બે કર્તા નિર્ધાર. ૧૧
બીજો કર્તા હોય પહેલા તણો, વળી બીજાનો પહેલો ગણો;
બન્ને ઉપજેલા છે નિર્ધાર, માટે જોઈએ તેનો કરનાર. ૧૨
બેથી ત્રીજો ન હોય જ્યારે, ઠરે બીજાનો પહેલો ત્યારે;
બીજો પહેલાનો કર્તા ગણાય, દોષ અન્યોન્યાશ્રય થાય. ૧૩
હવે એ દોષ ટાળવા સાર, ત્રણ કર્તા માને નિર્ધાર,
થાય પહેલાનો કર્તા બીજો, વળી બીજાનો કર્તા ત્રીજો ૧૪
ત્રણ કર્તા એ નિશ્ચે કરે, ત્યારે ત્રીજાનો પહેલો ઠરે,
ત્રણે ઉપજેલા છે સોય, માટે કર્તાવિના નવ હોય ૧૫
માટે ત્રીજાનો પહેલો મનાય, તેમ ચક્રક દોષ તો થાય,
ફરે ઘંટીની પેઠે જેહ, કહીએ ચક્રક દોષ તો તેહ ૧૬
હવે એ દોષ ટાળવા જાય, કર્તા ત્રણથી અધિક ગણાય,
કહે પહેલાનો કર્તા બીજો, વળી બીજાનો કરનારો ત્રીજો ૧૭
ત્રીજ કેરો તો ચોથો કહે, તેનો પાંચમો છઠ્ઠો લહે;
છઠ્ઠા કેરો તો સાતમો થાય, એમ પંક્તિઓ ચાલી જાય. ૧૮
કર્તા કેરા કર્તા કથ્યા કરે, ત્યારે અનવસ્થા દોષજ ઠરે;
લારે લાર ચલાવતો જાય, સો વર્ષે ગણી ન રહેવાય. ૧૯
એવી કર્તાની પેઢીઓ જેહ, કીયો સાચો ઠરાવશે તેહ,
સાચા કર્તાનો નિશ્ચે નવ થાય, વિનિગમના વિરહ તે કહેવાય. ૨૦
વણી વુંચવણી દોષ જેહ, વિનિગમના વિરહદોષ તેહ,
કહ્યા કર્તાના કર્તા જે બહુ, એ તો સંભવે નહિ કાંઈ સહુ ૨૧
જ્યારે સઘળા તણો લોપ કરે, છેલ્લો એકજ કર્તા ઠરે,
પહેલા લોપીને છેલ્લો ઠગવે, પૂર્વલોપ નામે દોષ આવે. ૨૨
પૂર્વજાતને લોપે જ્યારે, પછે માનવો છેલ્લાને ત્યારે,
એની ગડબડો મિથ્યા થાવે, કર્તા કર્યાવિના તો ન ચાલે ૨૩
ફોગટ ઘનરીમાં લાગે ન લાગે, ઉલટા બદ્દોષ માથામાં વાગે,

માટે કર્તા નથી સાકાર, નથી એકદેશી નિર્ધાર. ૨૪
નિરાકાર ને વ્યાપક તેહ, કરે ઉત્પત્તિ સ્થિતિ લય એહ;
હોય આકારવાળું જેહ, સઘળું સાવયવ હોય છે તેહ. ૨૫
જુઓ ઘડેલો છે ઘટ જ્યારે, સહુ સાવયવ દીસે છે ત્યારે;
કરી પરમાણુ ભેગાં અપાર, કોય હોય તેનો કરનાર. ૨૬
કહીએ સાવયવ વસ્તુ તો તેહ, એને જો હોય કરતાનો દેહ;
ત્યારે સાવયવ થાય છે સોય, જોઈએ કરનારો તેમનો કોય. ૨૭
તેને સાકાર કહીએ જ્યારે, ખટ દોષ લાગે તેણી વારે,
એકદેશી તે માનવો પડે, સઘળે ક્યમ કરી સાથે ઘડે. ૨૮
સર્જે પાળે હરે સહુ ઠામ, ત્યાંયે ક્યમ બને ઈશ્વરી કામ,
એક સ્થળથી બીજે સ્થળ જાય, દોડાદોડ દશે દિશ થાય. ૨૯
કોટિ બ્રહ્માંડમાં એક તંકે, દેહવાળો પહોંચી ન શકે,
હોય સર્વત્ર વ્યાપક જેહ, સઘળે સરખો પહોંચી શકે તેહ. ૩૦

વચ્ચો

વચ્ચા વળતો વદે પ્રતિવાદી, કહ્યો વ્યાપક બ્રહ્મ અનાદિ;
તેને હોય નહિ જ્યારે દેહ, ઠર્યો આકાશ સરખો તેહ. ૧
નિરાકાર ને વ્યાપક હોય, ક્યમ જક્ત કરી શકે સોય;
કુંભકાર છે સાકાર જ્યારે, ઘડે ઘાટ ઘટાદિક ત્યારે. ૨
ભાઈ સાંભળ ઉત્તર એનો, તુંને ભેદ બતાવું છું તેનો;
તારૂં દષ્ટાંત આકાશ જેહ, નથી વસ્તુ કશી પણ તેહ ૩
જક્તકર્તા છે વ્યાપક એવો, સત્ય જ્ઞાન ને આનંદ જેવો;
એક અવ્યય રૂપ અનંત, મહામંગલમય ભગવંત. ૪
નથી આકાશ જેવો અવસ્ત, તેની સત્તાયે વિશ્વ સમસ્ત;
નથી તે કુંભકારના જેવો, એકદેશી રહ્યો નથી એવો. ૫
હોય સાકાર ને એકદેશ, સઘળે સાથે ન હોય પ્રવેશ;
બિંદુ બીજ ચરાચર માંય, રચે ઘાટ રુચિ રહી ત્યાંય. ૬
વિના હાથ રચે છે જેવા, હાથવાળે બને નહિ તેવા;
જુઓ ઈંડજના ઈંડાની માંય, જળ કેવળ હોય છે ત્યાંય. ૭
તેમાં પખીનો સુંદર દેહ, રચે કરવિના કરતા તેહ,
હાથવાળો અને સાકાર, નવ પેસી શકે ત્યાં લગાર. ૮
એકદેશી ને આકાર હોય, તોલ માપમાં આવે સોય,
તોલ માપ જે વસ્તુનો થાય, તેને કાળ કરારે ખાય. ૯

આવે પ્રમાણ માંહ્ય આકાર, હોય જડતા પ્રકૃતિ વિકાર;
હોય આકાર ને એકદેશ, ક્યમ સર્વમાં કરશે પ્રવેશ. ૧૦
એમ સાંભળી કહે પ્રતિવાદી, અમે સાકાર માન્યો અનાદિ;
તેની શક્તિ છે વ્યાપક જેહ, સહુ ઠામે રહી છે તેહ. ૧૧
તેનો ઉત્તર સાંભળો ભાઇ, તમે વ્યાપક શક્તિને ગાઈ;
ત્યારે શક્તિ ને શક્તિવાન, થયું દ્વૈત અનાદિ નિદાન. ૧૨
અર્ધનારી ઇશ્વર થયો એહ, નથી વેદ તણો મત તેહ;
શક્તિમાર્ગીનો મત એવો, વેદબાહ્ય તમારોય તેવો. ૧૩
શક્તિ વ્યાપક સઘળે રહી, સ્રજે પાળે સંહારે છે સહી;
એવું માનવું પડે છે જ્યારે, બ્રહ્મ કહેતાં શું જાય છે ત્યારે. ૧૪
શક્તિમાંહ્ય જે સામર્થ રહ્યું, શક્તિવંતામાંથી સહુ ગયું;
શક્તિવાનમાં શક્તિ ના રહી, જક્તકર્તા તો શક્તિ થઈ. ૧૫
વ્યાપક શક્તિ કર્તા કહી જ્યારે, અમે બીજું કહેતા નથી ત્યારે;
વ્યાપક બ્રહ્મ છે કર્તા અમારો, તમે શક્તિ એવું નામ ધારો. ૧૬
નામ ભેદ ને વસ્તુ તો એક, એકદેશી કહે તે અવિવેક;
બ્રહ્મ વ્યાપક કર્તા જેહ, સહુ સૃષ્ટિ રચે છે તેહ. ૧૭
એક ઠામે એ સાકાર કહેશે, બીજે ઠામે બીજો કોણ રહેશે;
ઠામે ઠામે જુદા જુદા હોય, જોઇએ કરનારો સરવેનો કોય. ૧૮
વ્યાપક શક્તિ કરે છે કામ, શક્તિવાળો રહ્યો છે નકામ;
ત્યારે શક્તિ ઠરી બળવાન, શક્તિવાળો તો કાષ્ઠસમાન. ૧૯
પ્રતિવાદી કહે તેણી વાર, જાણો શક્તિ એ તો હથિયાર;
હોય હથિયારથી જેમ કાજ, એમ શક્તિ રચે સહુ સાજ. ૨૦
એનો ઉત્તર સાંભળો તમે, માત્ર હથિયારે ના બને ક્યમે;
એકદેશી અને જડ જેહ, હોય હથિયાર સઘળાં તેહ. ૨૧
સઘળે વ્યાપક તે નવ હોય, વિના જ્ઞાન રચે ક્યમ સોય;
કહો વ્યાપક જે હથિયાર, કરો દષ્ટાંત જોઈ વિચાર. ૨૨
ઝાલે વાંસલો હાથે સુથાર, છોલે કાષ્ઠને આગલી ધાર;
બીજે ભાગે ના છોલાય જેમ, એકદેશી છે હથિયાર તેમ. ૨૩
તમે શક્તિ કહી હથિયાર, વળી તે તણો જે ઝાલનાર;
એકદેશી ઠર્યાં બેહુ ત્યાંય, સઘળે સૃષ્ટિ બને નહિ કાંય. ૨૪
વળી શક્તિ છે વ્યાપક જેહ, કિયે રૂપે ને લક્ષણે તેહ;
સત્ય જ્ઞાન આનંદ જે કહ્યું, તે તો બ્રહ્મતણું રૂપ કહ્યું. ૨૫

એથી બીજુ કહેતાં જડકરે, પછી સૃષ્ટિ તે ક્યમ કરીકરે;
કહ્યું સુતાર નામ તો તેને, હોય વાંસલો નિંઝણું જેને. ૨૬
સત્ય જ્ઞાન આનંદ જેમાં હોય,સઘળે સૃષ્ટિ કરી શકે સોય;
ત્રણે લક્ષણ છે બ્રહ્મમાંય, જડ નક્તિમાં તે નથી કાંય. ૨૭
જડે કર્તાપણું નવ થાય, એક દેશમાં રહે સદાય;
માટે સાકાર મત નથી શુદ્ધ, સહુ કલ્પિત છે વેદવિરુદ્ધ. ૨૮

શરશો

શરશા આકાર દીસે છે જેહ, તે તો પંચભૂતોનો છે દેહ;
પહેલી સૃષ્ટિ રચી કરતારે, કર્યો શબ્દ પ્રગટ તેની વારે. ૧
ફેલ્યો શબ્દ તે શૂન્યની માંય, થયુ આકાશ તે થકી ત્યાંય;
તાળી પાડતાં ગરજે છે જેહ, રૂપ આકાશ જાણવું એહ. ૨
થયો સ્પર્શ આકાશથી સાર, તેથી પવન થયો નિરધાર;
થયુ પવન થકી વળી રૂપ, તેથી તેજ થયુ છે અનૂપ. ૩
થયો તેજ થકી રસ જ્યારે, જલ પ્રકટ થયું તેની વારે;
જલ માંહીથી ગંધજ થયો, ઠરી પૃથ્વીરૂપે રહ્યો. ૪
પંચમહાભૂત કહેવાય એહ, સેળભેળ કર્યા સહુ તેહ,
પહેલું ઇંડ બનાવ્યુ એક, પછી કીધો પ્રભુએ વિવેક. ૫
એક પુરુષ બીજી નારી, તેની જોડી બનાવી સારી;
તત્ત્વસંયોગે ચેતન થયાં, પણ જ્ઞાનવિના મૂઢ રહ્યા. ૬
દશ ઇંદ્રિ અંતકરણ જેહ, તેમાં મૂક્યાં પ્રભુએ તેહ,
થયાં તોય સુષુપ્તિરૂપ, મૂક્યો અંશ પછીથી અનૂપ. ૭
સત્ય જ્ઞાન ને આનંદ જેહ, આવ્યાં અંશમાં લક્ષણ એહ,
થયાં જાગ્રત ને સાકાર, બલ બુદ્ધિ ને જ્ઞાન અપાર. ૮
તેનું આદિપુરુષ છે નામ, પ્રજા તેની છે લોક તમામ;
વેદ કેરો છે કર્તા એહ, તેથી આદિગુરુ છે તેહ. ૯
ધર્મ ઐશ્વર્ય જ્ઞાન વૈરાગ્ય, લક્ષ્મી કીર્તિ સમેત સુભાગ્ય;
ખટ ભાગ્ય માટે ભગવંત, ભજે સગુણ ઉપાસક સંત. ૧૦
કરે સગુણ ઉપાસન જ્યારે, મળે દૈહિક સુખ સહુ ત્યારે,
ભજે નિર્ગુણ બ્રહ્મને જેહ, પામે આત્મતાનું સુખ તેહ. ૧૧
પંચ વિષયો થકી સુખ હોય, સુખ દૈહિક કહીએ સોય,
બ્રહ્મ આનંદનું સુખ જેહ, સુખ આત્માનુ કહીએ તેહ. ૧૨
મળે વહાલું અતીશે જ્યારે, પામે સુખ અતીશે ત્યારે;

સહુથી આત્મા છે વહાલો અપાર, એવું બીજું નથી નિર્ધાર. ૧૩
સહુને વહાલું લાગે છે ધન, ધન કાજે સહે સહુ તન;
ઉંચાં નીચાં કરે છે કર્મ, ધન કાજે જતો કરે ધર્મ. ૧૪
વળી ધનથી છે વહાલી નારી, ધન ખરચીને પરણે છે પ્યારી;
તેથી પુત્ર છે વહાલો જ્યારે, સહુ સાંચેલું સોંપે છે ત્યારે. ૧૫
વહાલો પુત્રથી પોતાનો દેહ, પુત્ર જાતાં જવા ન દે તેહ;
હોય બૂડતો કે દવે બળતો, મૂકે બાપ પડે નહિ બળતો. ૧૬
એવા દેહથી વિષયસુખ પ્યારૂં, સહે કષ્ટ તે પામવા સારૂં;
દમે ઇંદ્રી કરે તપયોગ, ઘણા સ્વર્ગના પામવા ભોગ. ૧૭
સ્વર્ગભોગ થકી વળી ઘણું, સુખ જાણવું આત્માતણું;
આત્મા સુખ ઇચ્છે છે જેહ, જાણે ક્ષણિક સ્વર્ગસુખ તેહ. ૧૮
દેહદમન કરે બહુ જ્યારે, પામે સ્વર્ગતણું સુખ ત્યારે;
ક્ષીણપુણ્યે ચોરાશીમાં જાય, વળી દેહ ધરી અથડાય. ૧૯
સહુ ઇંદ્રીય-વિષયસુખ એવું, નથી અક્ષય આત્માના જેવું;
ઘણો વહાલો છે આત્મા જેમ, તેના સુખતણી અવધિ તેમ. ૨૦
જાણી ઉત્તમ સર્વથી આવું, આત્મજ્ઞાની સર્વને થાવું;
પ્રિય આત્મા પોતાનો જેહ, ભવ તારી શકે નહિ તેહ. ૨૧
આત્મઘાતી તો જાણવો તેને, નથી ઉદ્ધારી શકતો એને;
પોતે પોતાનું આપ બુડાડે, તેને બીજો તે ક્યમ કરી કાઢે. ૨૨
સાધન પોતે પોતાનાં ના કરે, ત્યારે બીજાથી ક્યમ કરી તરે;
પડે પોતે મહાજલમાંય, હાથ ચરણ હલાવે ન કાંય. ૨૩
નવ ઝાલે કશોય આધાર, મરે તેજ બૂડી નિરધાર;
માટે તરવાનાં સાધન સાર, નર ના કરે તેજ ગમાર. ૨૪

પપ્પો

પપ્પા પટ્ શત્રુ ન જીતાય, નિશ્ચે નરક વિષે લઇ જાય;
કામ ક્રોધ લોભ મદ ગર્વ, હર્ષસહિત છે શત્રુ એ સર્વ. ૧
પેસે જીવના મનમાં જ્યારે, બહુ સંકલ્પ ઉઠે છે ત્યારે;
મન ચંચલ થાય છે તેથી, ઉપજે કોટી મનોરથ એથી. ૨
અતિ આરંભે કંઇ કંઇ કામ, પલમાત્ર ઠરે નહિ ઠામ;
કરે શત્રુને કબજે કોય, શકે સુકૃત ઉપજાવી સોય. ૩
ઘણું જ્ઞાન થયું હોય જેને, શત્રુ ઘેરી શકે નહિ તેને;
જ્ઞાની અજ્ઞાની સરખા દેખાય, સહુ કામ તે કરતા દેખાય. ૪

બેમાં અંતર છે ભાઇ એવો, એક ભૂચર ખેચર જેવો;
જ્યારે ચોફેર લાગે લ્હાય, ત્યારે ખેચર ઉડી જાય. ૫
રહે ભૂચર ત્યાં ને ત્યાંય, બળી જાય છે પાવકમાંય;
જ્ઞાની કર્મ કરે છે જેહ, નથી બંધન પામતા તેહ. ૬
શુક સનકાદિક બહુ યોગી, તેવા જનક આદિક સહુ ભોગી;
કર્મકાંડી વસિષ્ઠનિ આદિ, હુતા જ્ઞાની સકલ બ્રહ્મવાદી. ૭
જ્ઞાની કર્મ કરે સહુ કોય, પણ આસક્ત તેમાં ન હોય;
જેથી પાપરહિત થવાય, કરે એવા ઉપાય સદાય. ૮
પાપ કર્મ અજ્ઞાની તો કરે, બહુ આસક્તિ તેમાંય ધરે;
જ્ઞાની અજ્ઞાનીમાં ભેદ એહ, કોય જાણે છે જ્ઞાની તેહ. ૯
સત્ય સાચવે સંસાર માંય, ત્યારે આત્મા પોતાનો ત્યાંય;
કોય આરંભથી અળસાય, કરી લાંઘા ને જીવેથી જાય. ૧૦
અતિ અજ્ઞાને શરીર મુએ છે, આત્મઘાતકી શાસ્ત્રમાં કહે છે;
તેનું કારણ કહું છું એક, તે જોજો કરી વિવેક. ૧૧
કરવા પાપના આરંભ જેહ, મના શાસ્ત્રોમાં કીધા છે તેહ;
હોય પુણ્યના આરંભ સાર, નથી શાસ્ત્રોમાં કીધા નકાર. ૧૨
કોય કહેશે જે આરંભ સહુ, હોય પાપ ભરેલા બહુ;
મત જાણવો ખોટો તેનો, જુઓ શાસ્ત્રોમાં વિવેક એનો. ૧૩
પુણ્ય–પાપના મારગ જેહ, શાસ્ત્રમાત્રમાં કહ્યા છે એહ;
પુણ્યમાર્ગ પાપ હરે છે, એવું સર્વેનાં શાસ્ત્રોમાં કહે છે. ૧૪
વેદ–આજ્ઞાએ ચાલે છે જેહ, નથી પાપે લેપાતા તેહ;
કૃષ્ણે ગીતા અર્જુનને કહી, આતતાઇને હણવા સહી. ૧૫
આતતાઇને મારે જેહ, નથી પાપે લેપાતા તેહ;
હણ્યા અર્જુને જો નવ હોય, થાત પાપી પ્રજા સહુ કોય. ૧૬
એકબીજાનું લૂંટી જાય, મોટું મત્સ્ય નાનાને ખાય;
એમ સૃષ્ટિ સકલ છે જેહ, વિના કાળ પ્રલે હોય તેહ. ૧૭
આતતાઇ ઘણા છે આજ, જુઓ કેવાં કરે છે કાજ;
કોય જૂઠા તો લેખ લખે છે, ધન લોકોનું તે હરી લે છે. ૧૮
કો બાળે છે અન્ન ને ઘાસ, કોય વિખથી કરે છે નાશ;
કો કરે છે ચોરી ને જારી, કો લેઇ જાય છે પરનારી. ૧૯
આતતાઇ છે એવાનું નામ, આજ હોય છે ગામે ગામ;
તેને રાજા ના દંડે જ્યારે, દોષ રાજાને લાગે છે ત્યારે. ૨૦

હુતો અર્જુન જ્ઞાની નરેશ, પાપી રહિત ર્ક્યો સહુ દેશ,
તેને પાપ ન લાગ્યું કશાય, ગયો અંતે તે વૈકુંઠમાંય ૨૧
એમ પાળે પોતાનો ધર્મ, તેને કાંય અડે નહિ કર્મ,
નિજ ધર્મ તજી દે જેહ, ઘણો પાપી કહેવાય છે તેહ ૨૨

ઇતિ જ્ઞાનકક્કો સંપૂર્ણ



# ૨—છાંદોગ્ય સાર

દોહા

શિષ્ય કહે સભા વિષે, કહ્યું વિધિએ જેહ;
સર્વેના હિતકારણે, કહો કૃપા કરી તેહ. ૧
વળતા ગુરુ વાણી વદે, સાંભળ શિષ્ય સુજાણ;
આત્મજ્ઞાન વિધિએ કહ્યું, તે કહું તુને પ્રમાણ. ૨
જે અત્યંત દુર્લક્ષ છે, ભૂમા જેનું નામ;
જે પ્રત્યક્ છે સર્વમાં, તે આત્મા સુખધામ. ૩
સર્વ અનાત્મા વસ્તુથી, અતિશય વહાલો જેહ;
અહંકારાદિકથી પરો, આત્મા કહીએ તેહ. ૪
મિથ્યાફળ જેથી મળે, એવાં સઘળાં કર્મ;
તેને કહીએ પાપમય, છે દુ ખદાયક પર્મ. ૫
તેના આશ્રયભૂત છે, સ્થૂલ ને સૂક્ષ્મ દેહ;
આત્મા અળગો તે થકી, અપહત પામ્યા તેહ. ૬

છપ્પા

જરા મરણ ને શોક, મોહ વળી જેમાં રહે છે;
ક્ષુધા પિપાસા થાય, એહ ષટ ઉર્મી કહે છે.
દેહ તથા મન પ્રાણ, વિષે એ ધર્મ રહ્યા છે;
આત્મા તેથી ભિન્ન, નિત્ય નિર્લેપ રહ્યા છે.
વળી વિજર વિમૃત્યુ વિશોક છે, ક્ષુધા તૃષા જેમાં નહી;
સત્ય કામ સંકલ્પ સત્ય, એ આત્મા જાણો સહી.

દોહા

દેહ ઇંદ્રિ મન પ્રાણનો, જ્યાં સુધી અધ્યાસ;
જન્મ મરણ સંસારનો, થાય ન ત્યાં લગી નાશ. ૧
જ્ઞાન થાય આત્માતણું, ટળે દેહઅધ્યાસ;
જેમ રજ્જુ જાણ્યા પછી, મટે સર્પનો ત્રાસ. ૨
સંસારી આત્મા વિષે, સંકલ્પ ઉપજે જેહ;
સ્વપ્ન તણી પેરે સહુ, વૃથા થાય છે તેહ. ૩
આત્મા આપ લહ્યા પછી, દેહ અહંતા જાય;
મિથ્યા દેખે જગતને, તો સંકલ્પ ન થાય. ૪

થાય કદાપિ કલ્પના, તર્ત તેજ બની જાય,
બની જાય છે તર્ત ત્યાં, કારણ જાણો એહ,
જ્ઞાની પદાર્થમાત્રને, બ્રહ્મ ગણે છે તેહ. ૬
સત્યરૂપ આત્માતણો, સંકલ્પ સત્યજ હોય;
ઉપજેલા બુદ્ધિ થકી, વૃથા થાય છે સોય. ૭
અધિષ્ઠાન આત્મા થકી, ઇચ્છાદિક જે કોય,
જ્ઞાની ભિન્ન ગણે નહિ, સત્ય થાય છે સોય ૮
ધર્મ સકળ સંસારના, છે બુદ્ધિની માય,
તેથી વિલક્ષણ આત્મા, તેમાં નવ રહે કાંય. ૯
અધિકારી જનમાત્રને, જાણ્યો જોઇએ જેહ;
જાણ્યાતણો પ્રકાર જે, કહું છું તમને તેહ. ૧૦
બ્રહ્મચર્ય આદિક સકળ, સાધન સંપન થાય,
બ્રહ્મવેત્તા ગુરુ જોઇને, તેને શરણે જાય ૧૧
સમિધાદિક કરમાં ગ્રહી, જવું ગુરુને શર્ણ,
વાક્ય કહે વેદાંતનાં, તે સાભળવા કર્ણ. ૧૨
પ્રમાણગત અસંભાવના, તેમાં બળતા જાય,
અસંભાવના પ્રમેયની, મનન થકીજ પળાય. ૧૩
ટળશે વિપરીત ભાવના, નિદિધ્યાસે નિર્ધાર,
એ અભ્યાસ કર્યા થકી, થઇ રહે સાક્ષાત્કાર. ૧૪

### ચોપાઈ વિતાલ

ખરા ખોટાનો સંશય થાય, અસંભાવના તે કહેવાય;
વેદાંતવાક્ય સુણતાં ના રહે, તે પ્રમાણગત સંશય કહે. ૧
મનન કર્યાથી નિશ્ચય હોય, પ્રમેયગત તો કહીએ સોય;
અવળો અર્થ સમજે જન જેહ, વિપરીત ભાવના કહીએ તેહ. ૨

### સોરઠા

વેદાંત તણાં વચન, અદ્વૈત પ્રતિપાદક હશે,
તે પ્રતિપાદક અન્ય, સંશય એજ પ્રમાણગત. ૧
સત્ય જીવ બ્રહ્મભેદ, કે અભેદ સાચો હશે,
એ સંશય ઉચ્છેદ, થાય મનનથી પ્રમેયનો ૨
સત્ય ગણે જે દેહ, જીવ બ્રહ્મ જૂદા ગણે,
નિદિધ્યાસથી તેહ, ટળે એ વિપરીત ભાવના. ૩

ચોપાઈ ત્રિતાલ

એમ કરતાં વેદાંત વિચાર, આપે થઈ રહે સાક્ષાત્કાર;
સર્વાત્મભાવ પામે સોય, ભેદ ભાવના ન રહે કોય. ૧
સર્વ પદાર્થ પ્રાપ્તજ થાય, સકળ લોકમાં તે પૂજાય;
આત્મારૂપ સકળ તેને લહે, માટે પ્રાપ્તિરૂપ થઈ રહે. ૨
કહ્યું જ્ઞાન બ્રહ્માએ જેહ, દાનવ દેવે સુણીઉં તેહ;
પોતપોતાને સ્થાનકે ગયા, પછી વિચાર મન માંહે થયા. ૩

દોહા

ઇંદ્રે સઘળા દેવને, કહી સંભળાવી વાત;
આત્મજ્ઞાન આવ્યા વિના, સુખ ન મળે સાક્ષાત. ૧
સકળ લોકની સંપદા, જ્ઞાને પ્રાપ્તિ થાય;
એવો બ્રહ્માએ કહ્યો, જ્ઞાન તણો મહિમાય. ૨
ભોગ્ય પદાર્થ સર્વની, વિણ શ્રમ પ્રાપ્તિ હોય;
માટે મારે જાણવા, યોગ્ય વસ્તુ છે સોય. ૩
દાનવ શત્રુ આપણા, છિદ્ર તણા જોનાર;
ભેદ ન જાણે આપણો, કરવા તેહ પ્રકાર. ૪
સાવધાન રહીને સહુ, સાચવજો આ સ્થાન;
હું બ્રહ્મા પાસે જઇ, શીખી લાવું જ્ઞાન. ૫
વળતી સર્વે દેવને, આપીશ હું ઉપદેશ;
તેથી દાનવમાત્રને, સહેજે જીતી લેશ. ૬
ઇંદ્રે સઘળા દેવને, કહી વાર્તા જેમ;
દાનવમાં વિરોચને, કહી સંભળાવ્યું તેમ. ૭
ઇંદ્ર વિરોચન બે જણા, ચાલ્યા બ્રહ્મા પાસ;
આત્મતત્ત્વને જાણવા, મનમાં મોટી આશ. ૮
કોઇ મર્મ જાણે નહિ, એવો હુતો ભાવ;
દૈવજોગથી તે સમે, એવો બન્યો બનાવ. ૯
જે વેળા બ્રહ્મલોકમાં, ઇંદ્રે કર્યો પસાર;
વિરોચન પણ તે સમે, આવી મળ્યો તે ઠાર. ૧૦
બે જણના મનને વિષે, હતો પરસ્પર દ્વેષ;
નિજ સ્વાર્થને સાધવા, બાધ ન જાણ્યો લેશ. ૧૧
બુદ્ધિવંત છે બે જણા, સંપી ચાલ્યા સાથ;
સમિધાદિક વસ્તુ સહુ, હેતે લીધી હાથ. ૧૨

આત્મતત્ત્વને જાણવા, આતુર હતા અપાર;
બ્રહ્માને ચરણે જઈ, નમન કર્યાં બહુ વાર. ૧૩
કર જોડી ઉભા રહ્યા, ઇંદ્ર વિરોચન રાય;
બ્રહ્મા તેના મનતણો, જાણી ગયા અભિપ્રાય. ૧૪
ઇંદ્ર વિરોચન બે જણા, છે બળબુદ્ધિ નિધાન;
ઇચ્છે છે અંતર વિષે, લેવા આત્મજ્ઞાન. ૧૫
અભિમાની છે અતિ ઘણા, વળી એકએકમાં વેર;
તેનો ગર્વ ઉતારવા, કરવી કાંઈક પેર. ૧૬
એમ વિચાર કર્યો અજે, પોતાના મન માંય;
બત્રીસ વર્ષ થતાં લગી, આદર ન કર્યો કાંય. ૧૭
અજ અવળું ભાળી રહ્યા, કહ્યું સુણે નહિ કાન;
ઇંદ્ર વિરોચન રાયનું, કર્યું ઘણું અપમાન. ૧૮
બત્રીસ વર્ષ થતાં લગી, કર્યા સકલ સુખત્યાગ;
કર જોડી ઉભા રહ્યા, ધરી ગુરુપદ અનુરાગ. ૧૯
જે કોઈ મહારાજાતણો, અપરાધી હોય દાસ;
કર જોડી સામો રહે, કરે કૃપાની આશ. ૨૦
આધીન થઈ ઉભા રહ્યા, ઇંદ્ર વિરોચન એમ;
વાર વાર વિનતિ કરે, બ્રહ્મા રીઝે જેમ. ૨૧
બ્રહ્મચર્ય ધારી રહ્યા, ત્યાગ કરી ભવભોગ;
આત્મ તત્ત્વને ઇચ્છતાં, ગયો ગર્વ ભય રોગ. ૨૨

ચોપાઈ ત્રિતાલ

વર્ષ બત્રીસ વહી ગયાં જ્યારે, બોલ્યા જગતપિતામહ ત્યારે;
અહો ઇંદ્ર વિરોચન વીર, શા માટે સહો દુઃખ શરીર. ૧
સ્થૂળ ભોગ ત્રિભુવન જેહ, આપ્યાં તમને ઈશ્વરે તેહ;
દુઃખે પામવા જોગ બ્રહ્મલોક, તેમાં આવી સહો શીદ શોક. ૨
એવું વચન વિધિએ કહ્યું જ્યારે, બોલ્યા ઇંદ્ર વિરોચન ત્યારે;
અપહત પાપ્મા આત્માનાં નામ, ભૂમા અપાર સુખતણું ધામ. ૩
તેને જાણે જથારથ જન, હોય અજિત અજરામર તન;
ભોગ્ય વસ્તુ છે જગમાં જેહ, પામે શ્રમ વિના સઘળી તેહ. ૪
સભા મધ્યે આપે એમ ભાખ્યું, અમે સાંભળી ઉરમાં રાખ્યું;
આવ્યા શરણે જાણી ગુરુ ઈશ, વર્ષ વ્યતીત થયાં બત્રીસ. ૫
ભોગ સકળ કીધા પરિત્યાગ, રાખ્યો તવ પદમાં અનુરાગ;
કૃપા હવે જગનાથ, આપી ઉપદેશ કરો સનાથ. ૬

દોહા

એવો ઇંદ્ર વિરોચને, વિનય કર્યો બહુ વાર;
મંદ હાસ્ય કરી બોલીયા, બ્રહ્મા દેવ ઉદાર. ૧
પ્રથમ જાગ્રતને વિષે, દક્ષિણ આત્મા જેહ;
રહે છે દક્ષિણ નેત્રમાં, કહ્યો વિધિએ તેહ. ૨
પુરુષ પ્રસિદ્ધ પ્રકાશમય, દક્ષિણ નેત્રે વાસ;
તે છે સહુનો આત્મા, અજર અમર અવિનાશ. ૩
શોક મોહ જેને નહિ, ક્ષુધા પિપાસા કોય;
સત્યકામ સંકલ્પ સત્ય, અપહત પાપ્મા સોય. ૪
સર્વ પ્રકાશિત આત્મા, ભયવર્જિત બ્રહ્મરૂપ;
જોનારો છે જગતનો, ઉજ્જ્વળ જ્યોતિ અનૂપ. ૫

છપ્પા

બ્રહ્માએ સાક્ષાત, સત્ય આત્મા કહી દીધો;
ઇંદ્ર વિરોચન મૂઢ, અર્થ અવળો ગ્રહી લીધો.
જેમ ગોળ છે મિષ્ટ, મધુરો સદા સ્વભાવે;
પિત્તરોગી હોય જીભ, તેહને કટુતા આવે.
તેમ વિષય સંસ્કારના, વિકાર મનમાં જાગીઆ;
અન્ય અર્થ કરી કલ્પના, ગુરુને કહેવા લાગીઆ. ૧

દોહા

હે ભગવંત આ દેહનું, પ્રતિબિંબ છે જેહ;
છાયા તેની નેત્રમાં, છે દીઠામાં તેહ. ૧
તે છાયાને આત્મા, તમે કહ્યો નિર્ધાર;
એમ અમે બુદ્ધિબળે, દીઠું છે બહુ ઠાર. ૨
જેવું કહો છો નેત્રમાં, તેવું દર્પણ માંહ્ય;
સ્વચ્છ નીરને ખડ્ગમાં, તેવું દીસે ત્યાંય. ૩
હે ભગવન્ આત્મા તમે, કહ્યો નેત્રની માંય;
તે દ્રષ્ટારૂપે કરી, સંભવતો નથી કાંય. ૪
જે નરને છાયા તણું, સ્વરૂપ જેવું હોય;
તે નર કેવળ નેત્રમાં, દેખી ન શકે સોય. ૫
તમે કહ્યો છે નેત્રમાં, છાયા આત્મા સાર;
દર્પણ જળમાંહે અમે, કહ્યો કરી નિર્ધાર. ૬
તે સઘળી છાયા વિષે, સાચી કોણ મનાય;

તે નિશ્ચય અમને કહો, જેથી સંશય જાય. ૭
ઇંદ્ર તથા વિરોચનને, એમ કહ્યું જે વાર;
બ્રહ્માએ મનમાં લહ્યા, મૂર્ખતણા સરદાર. ૮
પોતાને મનમાં ગણે, પંડિત આપ પ્રવીણ;
સત્યસ્વરૂપ સમજ્યા નહિ, એવા અક્કલહીન. ૯

ચોપાઈ ત્રિતાલ

હવે નિજ અનુભવ અનુસાર, બોલ્યા બ્રહ્માજી તેણીવાર;
જાણો દર્પણ આદિક માંહ્ય, સાક્ષીરૂપ રહ્યો છે ત્યાંય. ૧
આનંદરૂપ અખંડ અપાર, નામરૂપ સહુનો આધાર;
તે આનંદ સ્ફૂરણ છે બધે, ના કંઈ ઘટે ને ના કંઈ વધે. ૨
એવો ઉપદેશ કરીને ત્યાંય, લાગ્યા વિચારવા મન માંહ્ય;
પ્રથમ ઈંદ્ર વિરોચન બેને, આનંદરૂપ કહ્યો હતો એને. ૩
પણ બુદ્ધિને દોષે કરી, કાંઈ ઉપદેશ ના લાગ્યો જરી;
કર્યો ઉપદેશ બે બે વાર, તોય છાયા માની નિર્ધાર. ૪
એમ બ્રહ્માએ કરી વિચાર, કર્યો ઉપદેશ ત્રીજી વાર;
તમે પાત્રવિષે જળ ભરો, પછી તેમાં નિરીક્ષણ કરો. ૫
તેમાં દેખો પ્રતિબિંબ જેવું, મને આવીને કહેજો એવું;
એવું કહેવાનું કારણ ત્યાંય, હતું બ્રહ્માના મન માંય. ૬

દોહા

જોશે જળ દર્પણ વિષે, ઈંદ્ર વિરોચન જેહ;
છાયા તેમાં દેખશે, અનિત્ય માનશે તેહ. ૧
ઉપાધિઓના ભેદથી, જે પરિણામી હોય;
અનિત્યતા જાણી કરી, આત્મા ન કહે કોય. ૨
સ્ફૂરણરૂપ સાક્ષી સદા, રહે છે બાહર માંહ્ય;
એવો સાક્ષી આત્મા, જાણી લેશે ત્યાંય. ૩
એ વિચાર બ્રહ્માતણા, મનમાં હુતો જેહ;
મહાઅભિમાની બે જણા, અવળું સમજ્યા એહ. ૪
દર્પણ આદિ પદાર્થમાં, છાયા જે દેખાય;
કચી છાયા આત્મા કરી, ગ્રહીએ અમે સદાય. ૫
એમ ભ્રાન્તિએ બે જણા, માની બેઠા જેહ;
જો ઉંધું સમજ્યા કહું, તો ગભરાશે એહ. ૬

### ચોપાઈ ત્રિતાલ

ઉલટું સમજ્યા કહીશું જ્યારે, માનભંગ થશે એ ત્યારે;
માનભંગથી આવશે લાજ, તેથી સરશે નહિ કાંઈ કાજ.
વિવેકબુદ્ધિનો થાશે નાશ, નહિ આવે વળતી વિશ્વાસ;
માટે શાસ્ત્રપ્રમાણ છે એવું, કહીએ શિષ્યથી સમજાય તેવું.
શિષ્ય હોય છે ત્રણ પ્રકાર, ઉત્તમ મધ્યમ ને મંદ વિચાર;
સાત્વિક બુદ્ધિ હોય વિશેષ, રાજસ તામસનો હોય લેશ.
ઉત્તમ શિષ્યનાં લક્ષણ એહ, ઝટ સમજે જથારથ તેહ;
જેમાં હોય રજોગુણ ઘણો, લેશ સાત્વિક તામસ તણો.
તેને મધ્યમ શિષ્ય કહેવાય, ઘણી જુક્તિથી સમજી જાય;
ઘણો હોય તમોગુણ જેમાં, લેશ સાત્વિક રાજસ તેમાં.
મંદ શિષ્ય છે તેનું નામ, હીંડે પૂછતો ઠામો ઠામ;
સારૂં સારૂં સાંભળતો ફરે, દૃઢ નિશ્ચય કરી નવ ઠરે.
હોય શિષ્ય તણા ગુણ જેવા, પહેલા ગુરુએ તે જાણી લેવા;
જેવું સમજ્યામાં આવે જેને, તેવો ઉપદેશ કરવો તેને.
એવું બ્રહ્માએ મનમાં જાણી, બોલ્યા શિષ્યોની પ્રત્યે વાણી;
ચક્ષુ આદિ પદારથમાંય, રહે છે વ્યાપક આત્મા ત્યાંય.

### દોહા

પ્રથમ મેં તમને કહ્યો, દ્રષ્ટા અંતર બાત્ર;
તે મૂકી છાયા તમે, ગ્રહણ કરી શા કાજ. ૧
એવી ભ્રાંતિ એમની, પ્રગટ કરી નહિ કાંય;
નીર ભરી એક પાત્રમાં, કહ્યું જોવાનું ત્યાંય. ૨
એવું વચન વિરંચીનું, ઉભયે કરી અંગીકાર;
જળ પૂરી એક પાત્રમાં, જોયું તેણી વાર. ૩

### ચોપાઈ ત્રિતાલ

વળતા બ્રહ્મા પાસે ગયા, સમાચાર પોતાના કહ્યા;
બ્રહ્મા કહે આવ્યા છો ફરી, કોણ તત્ત્વનો નિશ્ચય કરી. ૧
ત્યારે બાળક બોલે જેમ, ઇંદ્ર વિરોચન બોલ્યા તેમ;
હે ભગવન અમે જઈ કરી, જોયું નીર પાત્રમાં ભરી. ૨
નખ શિખ સુધી સઘળો દેહ, આત્મારૂપે દીઠો તેહ;
એવું વચન વદ્યા જે વાર, સુણી બ્રહ્માએ કર્યો વિચાર. ૩
અબુધ ઇંદ્ર વિરોચન જેહ, આત્મારૂપ માને છે દેહ;

બોધ અમારો નિષ્ફળ ગયો, જાણી ખેદ અતિશય થયો ૪
બ્રહ્માએ મન કર્યો વિચાર, હવે કરવો કોણ પ્રકાર,
એ બે જણની બુદ્ધિ માંય, વિચિત્ર દોષ રહ્યો છે કાંય ૫
તેથી બોધ અમારો જેહ, વિપરીત ગ્રહણ કરે છે તેહ,

દોહરા

પરથમ સૂક્ષ્મ રીતથી, આત્મા ચક્ષુ માંહ્ય,
દ્રષ્ટા સર્વ પ્રપંચનો, કહ્યો હતો મેં ત્યાંય ૧
તેમાં પણ એ બે જણે, માની છાયા આપ,
આનંદસ્વરૂપ લહ્યો નહિ, એજ એમનું પાપ ૨
વળતી મધ્યમ રીતથી, દર્પણ જળની માંહ્ય
આત્મા જોનારો કહ્યો, તોય છાયા ગ્રહી ત્યાંય ૩
વળતી મૃદુ રીતિ વડે, બોધ કર્યો તો એમ,
નીર ભરી એક પાત્રમાં, જોએ દ્રષ્ટા તેમ ૪
તે ત્રીજા ઉપદેશમાં, ગ્રહ્યો એટનો સાર
છાયા પરિણામી ગણી, દેહ ગ્રહ્યો જોનાર ૫
નિશ્ચય કીધો દેહનો, તેનું કારણ એહ,
ચક્ષુ આદિ પદાર્થમાં, છે જોનારો દેહ ૬
દેહ એજ છે આત્મા, સમજ્યા એવું મૂઢ,
હવે કયા ઉપાયથી, સમજે આત્મા ગૂઢ ૭
તે ઉપાય તે એજ છે, દેહ અનિત્ય જણાય,
તો જોનારો દેહનો, સાક્ષી નિશ્ચય થાય ૮

ચોપાઈ નિતાલ

એમ વિધિએ કર્યો વિચાર, કહ્યો પછીથી અન્ય પ્રકાર,
ઉતરાવી ઘો નખ ને કેશ, વળતી ધારો નૌતમ વેશ ૧
નવાં વસ્ત્ર આભૂષણ જેહ, પહેરી જોએ જળમાં તેહ
જેવું તેમાં દેખો રૂપ, તેવું મુજને કહેજો ભૂપ ૨
વચન વિધિનું મસ્તક ધરી, મહા પ્રમાણે યુક્તિ કરી,
ઉતરાવ્યા સહુ શિરના કેશ, વળતી ધાર્યો સુંદર વેશ ૩
એક પાત્રમાં ભરી નીર, જોયું તેમાં સર્વ શરીર,
પહેલા જેમ દીઠો હતો દેહ, તેનો નિશ્ચય કીધો તેહ ૪
દેહજ આત્મા કીધો સહી, સાક્ષી આત્મા સમજ્યા નહિ,
જળમાં જેવો દીઠો દેહ, કહ્યો બ્રહ્માને આવીને તેહ. ૫

દોહા

હે ભગવન્ જળમાં અમે, જોયું બીજી વાર;
નિશ્ચય દેહજ આત્મા, જણાય છે જોનાર. ૧
એવું ઇંદ્ર વિરોચને, કહ્યું વિધિને જે વાર;
નિશ્ચય દેખી એમનો, મનમાં કર્યો વિચાર. ૨
ઉંધી બુદ્ધિના મળ્યા, શિષ્ય અમારા એહ;
વ્યાપક વસ્તુ પરહરી, આત્મા કહે છે દેહ. ૩
અન્વય ને વ્યતિરેકથી, જે જે કહ્યા પ્રકાર;
તોયે દેહને આત્મા, માને છે નિર્ધાર. ૪
વ્યાપક દેખે સર્વમાં, અન્વય તેનું નામ;
વ્યતિરેક પદાર્થમાં, દેખે એકજ ઠામ. ૫
આનંદસાગર આત્મા, ભર્યો સકળ બ્રહ્માંડ;
તે અજરામર આપ છે, નાશવંત છે પિંડ. ૬
એમ વિચારી મન વિષે, બ્રહ્મા બોલ્યા ત્યાંય;
આત્માના ગુણ દેહમાં, સંભવતા નથી કાંય. ૭
જરા મરણ ને રોગ ભય, ધર્મ દેહના એહ;
અજરઅમર ને અભય ગુણ,આત્માના છે તેહ. ૮
જેવો ઇંદ્ર વિરોચને, મનમાં કર્યો વિચાર;
સાંભળ શિષ્ય તને કહુ, તે સમજવી સાર. ૯
ઔષધિઓના કલ્પથી, અજરામર હોય દેહ;
વળી ધારણાયોગથી, અમર થાય છે તેહ. ૧૦
એવું ઇંદ્ર વિરોચને, વિધિને કહ્યુ બહુ વાર;
અમર ગણી દેહ આત્મા,ઉપજ્યો હર્ષ અપાર. ૧૧
બે કર જોડી બે જણે, અજને કર્યો પ્રણામ;
ચાંપે ત્યાંથી ચાલીઆ, જ્યાં પોતાનાં ધામ. ૧૨

ચોપાઈ ત્રિતાલ

ગયા ઇંદ્ર વિરોચન જ્યારે, થઇ ચિંતા બ્રહ્માને ત્યારે;
જડ તુચ્છ અનાત્મા જેહ, તેને આત્મા માની ગયા એહ. ૧
ફરી પ્રશ્ન કર્યું નહિ કાંય, ચાલ્યા હર્ષ ધરી મનમાંય;
પાછા બોલાવું એમને અહીં, હઠ ઝાલી તે મૂકશે નહીં. ૨
સાચા જુઠાનો ન કરે શોધ, તેને ક્યમ હોય અદ્વૈત બોધ;
હોય અજ્ઞાની ઝાંખરા જેવા, બાઝે ત્યાંથી ન છૂટે તેવા. ૩

કરી જોર વછોડીએ જ્યારે, વાગે ઝાટા તે હાથને ત્યારે,
એવા ઇંદ્ર વિરોચન મંદ, કરી ક્રોધ મચાવશે દ્વંદ્વ ૪
કરવા યુદ્ધ ઉભા થાય જ્યારે, કરે નાશ ઘણાનો ત્યારે,
કરી બ્રહ્માએ એમ વિચાર, પાછા વાળ્યા નહિ નિર્ધાર ૫
શિષ્ય કહે છે ગુરુને ત્યાંય, સારૂં ના કર્યું બ્રહ્માએ કાંય,
દેહ—આત્માવાદી ઘેર જાશે, ઘણા લોકો તણા ગુરુ થાશે ૬
વેદમાર્ગ સનાતન જેહ, તજી ભ્રષ્ટ થશે સૌ તેહ,
દેહ—આત્માની પૂજા કરશે, તેનો ગર્વ અતિશે ધરશે ૭
કહેશે દેહને ઈશ્વર આપ, તેથી નહિ ગણે પુણ્ય ને પાપ,
સાક્ષી ચૈતન્ય આત્મા અપાર, તેને નહિ લહે મૂઢ ગમાર ૮

છપ્પા

આત્મા માની દેહ, પાપ કરી પેટજ ભરશે
દાન દયા દમહીન, અનીતિ બહુ આચરશે
સ્વાહા સ્વસ્તિ સ્વધા, તજી તેનું ઘર જાશે,
મશાણ સરખું સદન, વદન પણ શ્યામ જણાશે
એવો શાપ વિરચીએ, તરતજ દીધો તેહને,
શુદ્ધ ચૈતન્ય આત્મા તજી, જે ભજે અનાત્મ દેહને ૧

દોહરા

પ્રથમ વિરોચનનું કહ્યું, શિષ્ય સકળ વૃત્તાંત,
વળતી કહું સુરેશનું, જે સુણતા હોય શાંત ૧

ચોપાઇ વિતાલ

ઘેર આવ્યો વિરોચન રાય, આનંદ તેને અંગ ન માય,
બેઠો જઈ સભાની માંય, નમ્યા દાનવો આવીને ત્યાંય ૧
બેઠા સર્વે સભામાં જ્યારે, બોલ્યો રાય વિરોચન ત્યારે,
સહુ દાનવના પુણ્ય પ્રતાપ, મેં જાણ્યો દેહ આત્મા આપ ૨
દેહથી બીજો આત્મા નથી, મેં જોયું બહુ પેરે મથી,
તમે સર્વ દેહાત્મા લહો, ત્યારે અજરામર થઈ રહો ૩
કહેશો નાશવંત છે દેહ, કેમ થશે અજરામર તેહ,
તો તેના છે ઘણા ઉપાય, તેથી તે અજરામર થાય ૪

છપ્પા

ઔષધિઓના કલ્પ, કરે જન જુગતે જ્યારે,
સોળ વર્ષનો દેહ, થાય અજરામર ત્યારે.

પારાનો પરતાપ, વળી છે અદ્દભુત એવો,
મૂર્છિત મારી ખાય, રોગને ટાળે તેવો.
વળી બાંધેલો નિલોકમાં, ઉરાડી લઈ જાય છે,
શુદ્ધ મરેલો જે ભખે, અજર અમર થઈ જાય છે 1

ચોપાઈ ત્રિતાલ

નિરોચન કહે દાનવ સુણો, સહુથી શ્રેષ્ઠ ધર્મ આપણો,
ખરો અર્થ વેદોનો જેહ, હું એકલો સમજ્યો છું તેહ 1
માટે દેહ-આત્માને ભજો, અન્ય ઉપાસન સર્વે તજો,
અંજન મંજન ભોજન પાન, પહેરો વસ્ર અનેકવિધાન. 2
રત્નમણિ ને ફૂલના હાર, સારા સર્વે સજો શણગાર,
પરધન ને પરદારા હરો, ભોગ ભાવતા સુખે કરો 3
ગણે વેદીઆ જેમાં પાપ, તેમાં પુણ્ય જાણજો આપ,
જેથી દેહ પામે આનંદ, તેમાં પાપ ગણે તે મંદ. 4
સૃષ્ટિ રચી બ્રહ્માએ જેહ, દેહ-આત્માને કાજે તેહ,
પશુ પક્ષી મરદાદિ અપાર, વળી વનસ્પતિ ભાર અઢાર 5

છપ્પા

ફળમાં સ્વાદ વિચિત્ર, ગંધ પુષ્પોમાં કેવા,
સરજ્યા છે કિરતાર, ભાત ભાતિ બહુ મેવા.
નારી જાતિ માંય, રૂપ દીધું છે રાજા,
કરવાને સંભોગ, દેહ આત્માને કાજા
ઈત્યાદિક બીજા બધા, સુખદાયક છે જેટલા,
પોતાના જન કારણે, સરજેલા છે તેટલા. 1
સૃષ્ટિ સઘળી તણો, કામ ઉપજાવણહારો,
ઈશ્વર તો છે એજ, અન્ય ઈશ્વર ના ધારો
નર માદાની માંય, કામ પ્રગટે છે જ્યારે,
બેના સંગમ થકી, થાય છે પ્રજા ત્યારે
વળી પૂજા કરવા કામની, પરદારા સંગ કીજીએ,
પાપ કહે જ્યાં વેદીઆ, ત્યાં પુણ્ય માની લીજીએ. 2

દોહા

પરદારા પરધનવડે, પુણ્ય કહ્યું મેં જેહ,
આનંદ ઉપજે અંગમાં, પુષ્ટ થાય છે દેહ. 1
એવાં વચન નિરોચને, કહ્યાં સર્વને જેહ,

અચેત અનળે મારશે, આદર્યા સઘળા તેહ ૨
હિંસા ને વ્યભિચારમાં, પાપ ન ગણતા ક્રૂર,
વળી અધર્મી ગુરુ મળ્યા, અનળા વધ્યા અસૂર ૩

ચોપાઇ વિતાલ

વળી વિરોચન બોલ્યો એમ, કહું છું તમને કરજો તેમ,
મોટી નિદ્રા જ્યારે થાય, કરજો કહું છું તેજ ઉપાય ૧
તે શબને શણગારી કરી, સ્મશાનમાં લઈ જાજો કરી,
પવિત્ર ભૂમિ હોયે જ્યાંય, ખોદી ખાડો કરજો ત્યાંય ૨
સારૂં વસ્ત્ર પાથરી માંય, સુવાડ તે તે શબને ત્યાંય,
ખાનપાન ને સર્વ સુવાસ, સર્વ મૂકજો તેની પાસ ૩
ઉપર વસ્ત્ર ઉજળાં જેહ, ઓઢાડી પોઢાડો તેહ,
ઉપર કરો ઓટલો સાર, નડે નહિ કોઈની ખાનાર ૪

દોહા

સ્નાન શૌચ કે શ્રાદ્ધની ક્રિયા ન કરશો ભાય,
કોઈક કાળે ત્યાં થકી, જરૂર જાગશે સોય ૧
આપે ગુરુજી આવશે, શિષ્યને જોવા કાજ,
દાટેલા મુરદા સહુ, જગાડશે જનરાજ ૨
વળતી તેને આપશે, સદાય સ્વર્ગ વાસ,
પુનર્જન્મથી છોડને, રહે છે ગુરુજી પાસ ૩
એ મત વિરોચન તણો, ફેર્યો અસુરો માંય
આજ લગી છે ચાલતો, લુપ્ત થયો નથી કાંય ૪
દાટ્યાની માટી વડે, વીત્યે વર્ષ અપાર,
કહે છે થાશે જીવતા, મૂરખના સરદાર ૫
વેદવિરોધી જાટલા, છે પામરના પંથ,
ગપ્પો જુઠી જોડવી, બાંધે છે બહુ ગ્રંથ ૬
કર્તાનો છે કાયદો, નૈસર્ગરૂપે જેહ,
તેને જે નથી માનતા, અધમ બને છે એહ ૭

છપ્પા

નહિ શૌચ આચાર, વિચાર ન જેમાં સારો,
જડ ચેતનનો ભેદ, કદી નવ જાણે ન્યારો
રહે છે મૂઢ મલિન, હીણ આચરણે એવા,
દેહને માને આપ, પાપમય પામર જેવા

વળી વ્યાપક સઘળા વિશ્વમાં, એવો ઈશ્વર ના ભજે;
અસુર અધમ સૌથી ઘણા, જે જડ પૂજે ચૈતન્ય તજે. ૧

ચોપાઇ ત્રિતાલ

એવો મત વિરોચનતણો,આજ લગી ચાલે છે ઘણો;
નિર્દય નીચ અસુર થઇ ગયા, વેદમાર્ગ મૂકીને વહ્યા. ૧
પરને પીડાના કરનાર, કામી ક્રોધી ક્રૂર અપાર;
દેવ વિપ્રના શત્રુ સોય, સુમારગ ચાલે નહિ કોય. ૨

દોહા

પુત્ર હતો પ્રહ્લાદનો, વિરોચન રાજન;
તેણે સઘળા અસુરનાં, મલિન કર્યાં છે મન. ૧
દેહાત્મવાદી થયા, દુર્મતિ દાનવ સર્વ;
તેથી વાધ્યો અતિ ઘણો, કામ ક્રોધ મદ ગર્વ. ૨

ચોપાઈ ત્રિતાલ

હાવે ઇંદ્ર તણો મત જેહ, પ્રકટ કરીને કહું છું તેહ;
દેવ સદા સાત્વિક ગુણવાન, માટે તેમાં અદકું જ્ઞાન. ૧
ઇંદ્ર આવતાં મારગ માંય, એકાંતે જઈ બેઠો ત્યાંય;
વળતી મનમાં કર્યો વિચાર, દીઠા દેહમાં દોષ અપાર. ૨

છપ્પા

અજર અમર ને અભય, શોક ને મોહ ન જેમાં;
ક્ષુધા તૃષાની આધ, નહિ ષટ ઉર્મિ તેમાં.
એવા આત્મા માંય, દિવ્ય ગુણ ઘણા કહ્યા છે;
દેહ વિષે તો દોષ, બહુવિધિ ભરી રહ્યા છે.
માટે દેહને આત્મા, માન્યો છે તે ફોક છે;
દેહવાનને સર્વદા, જરા મરણ ને શોક છે. ૧

ચોપાઇ ત્રિતાલ

માટે બ્રહ્મા પાસે જઈ, પૂછી લેવો આત્મા સહી;
એવો ઇંદ્રે કર્યો વિચાર, ગયો બ્રહ્મા પાસે નિર્ધાર. ૧
બ્રહ્માએ દીઠો જેટલે, હાસ્ય કરી બોલ્યા તેટલે;
અહો ઇંદ્ર કેમ આવ્યા ફરી,ગયા હતા શો નિશ્ચય કરી. ૨
એમ સાંભળી કહે સુરપતિ, દોષ દેહમાં દીઠા અતિ;
તેને આત્મા માની ગયો, વિચાર કરતાં મિથ્યા લહ્યો. ૩
માટે સાચો આત્મા જેહ, કૃપા કરી બતલાવો તેહ;

બ્રહ્મા કહે સાંભળ સુરરાય, દેહ અનાત્મા છેજ સદાય ૪
અસત્ય જડ ને દુઃખમય દેહ, નાશવંત છે નિશ્ચય તેહ,
અમે કહ્યો દેહનો જોનાર, જોયું તમે જળમાં તે વાર ૫
પ્રતિબિંબ દેખાયું જેહ, તે જોનારો માન્યો દેહ,
સાક્ષી દેહરૂપ ન લહ્યું, જે વિકારથી અળગું રહ્યું ૬

દોહા

બ્રહ્મચર્ય વ્રત આચરો, વળી વર્ષ બત્રીસ,
પછી હું સાક્ષી તણો, તમને બોધ કરીશ ૧
વચન વિધિનું શિર ધરી, ઇંદ્રે તેણીવાર,
બ્રહ્મચર્ય ધારણ કર્યું, વર્ષ વીસ ને બાર ૨
સમિધાદિક કરમાં ગ્રહી, આવ્યો બ્રહ્મા પાસ,
આત્મતત્ત્વને જાણવા, ઉરમાં રાખી આશ ૨
હે ભગવન્ હવે મુને, કરો સત્ય ઉપદેશ
બ્રહ્મા કહે સ્વપ્ના તણો, છે સાક્ષી સર્વેશ ૩
પ્રથમ જાગ્રતને વિષે, કહ્યો નેત્રમાં જેહ
સ્વપ્ન અવસ્થાને વિષે, સાક્ષી તેનો તેહ ૫
પોતાની વિભૂતિ તણો, કરી સ્વપ્ને વિસ્તાર
નાના વિધ વિષયો તણો, અનુભવનો કરતાર ૬
તેજ તમારો આત્મા, સાક્ષી જ્ઞાનસ્વરૂપ,
અળગો રહે છે સર્વથી, સમજી લે સુરભૂપ. ૭

ચોપાઈ ત્રિતાલ

અંતઃકરણનો સાક્ષી જેહ, કહ્યો બ્રહ્માએ આત્મા તેહ,
ઇંદ્રે અંત કર્યું વિશિષ્ટ, તૈજસ જીવને માન્યો ઇષ્ટ ૧
માની મન માંહે પૂરણ કામ, ચાલ્યો ઇંદ્ર પોતાને ધામ,
જાતાં અર્ધે તે મારગ માંય, પછી બેઠો એકાંતે ત્યાંય ૨
લાગ્યો સાક્ષીનો કરવા વિચાર, દીઠો દોષ તેમાં નિર્ધાર,
આત્મા અજર અમર ને અશોક, વળી અભય કહે મુનિલોક. ૩
સર્પ સિંહ કે વ્યાઘ્ર દેખાય, ત્યારે સ્વપ્નામાં ભય બહુ થાય,
દેખે નિર્જીવ જે સ્વજન તણો, શોક કરી રુવે છે ઘણો ૪
કહ્યાં લક્ષણ આત્માનાં જેહ, સંભવતાં નથી સ્વપ્ને તેહ,
એમ વિચાર ઇંદ્રને વસ્યો, તે બ્રહ્માને જઇને કહ્યો ૫
બ્રહ્મા કહે સાંભળ સુરરાય, એને આત્મા ના કહેવાય,

સોળ કળાનો છે જીવદેહ, તેં માન્યો છે આત્મા તેહ. ૬
તેથી અળગો આત્મા ગણો, સાક્ષી સૂક્ષ્મ ઉપાધિ તણો;
અમે કહ્યો છે તમને તેહ, માની લીધો સૂક્ષ્મ દેહ. ૭
પાંચ પ્રાણ દશ ઇંદ્રી મળે, વળી અંતઃકરણ તેમાં ભળે;
અંગુષ્ટમાત્ર દેહ છે એહ, હૃદયગુફામાં રહે છે તેહ. ૮
ભય શોકાદિ તેને થાય, આત્મા તેથી ભિન્ન સદાય;
ફરી બ્રહ્મચર્ય ધારો જઇ, તો સાક્ષી સમજાવીશ સહી. ૯
ઇંદ્રે વચન કરી અંગીકાર, પૂરણ વર્ષ વીસ ને બાર;
બ્રહ્મચર્ય વ્રત ધારી કરી, આવ્યો બ્રહ્મા પાસે ફરી. ૧૦

દોહા

સમિધાદિ કરમાં ગ્રહી, પૂજ્યા ગુરુના પાય;
હે ભગવન્ હાવે મુને, સમજાવો સુખ થાય. ૧
બ્રહ્મા કહે સુણ સૂરપતિ, સાક્ષી નિદ્રામાંય;
તે છે તારો આત્મા, સમજી લેજે ત્યાંય. ૨
હૃદયરૂપ બ્રહ્મલોકમાં, એકતા સરખો એહ;
માયા ઉપહિત આત્મા, સાક્ષી કહીએ તેહ. ૩
પ્રથમ તને કહ્યો હતો, અમૃત અભય અનૂપ;
તેજ તમારો આત્મા, જાણી લે સૂર ભૂપ. ૪

ચોપાઇ ત્રિતાલ

અજ્ઞાન ઉપહિત વિધિએ કહ્યો, ઈંદ્રે અજ્ઞાનસંયુત લહ્યો;
પ્રાજ્ઞ નામા છે જીવ જેહ, ઇંદ્રે માન્યો આત્મા તેહ. ૧
આનંદ બહુ ઉપજ્યો ઉરમાંય, કર્યા પ્રણામ વિધિને ત્યાંય;
હોંશ વધી મનમાં અતિ ઘણી, વળતી ચાલ્યો નિજ ઘર ભણી. ૨
મારગમાં એકાંતે જઇ, વિચાર મનમાં કીધો સહી;
સુષુપ્તિમાં આત્મા જેહ, નહિ સરખો દીસે છે તેહ. ૩
શોક ભયાદિક નહિ તેમાંય, દોષ એક મોટો છે ત્યાંય;
આપ તથા પરને નવ લહે, તેને કયી પેરે આત્મા કહે. ૪
અમૃત અભયાદિક ગુણ જેહ, તેમાં સંભવતા નથી તેહ;
બીજો કોઇક આત્મા હશે, પૂછયાથી સહુ સંશય જશે. ૫
એમ વિચારી પાછો ગયો, બ્રહ્માને શિર નામી રહ્યો;
બ્રહ્મા કહે સાંભળ સુરપતિ, ગયો હતો મન હરખી અતિ. ૬
પ્રાજ્ઞ આત્મા માની કરી, પાછો કેમ આવ્યો છું ફરી;

કહે ઇંદ્ર કર જોડી ત્યાંય, દોષ દીઠા મેં નિદ્રામાંય. ૭

દોહા

પોતાની કે પરતણી, જાણ રહે નહિ કાંય;
કોને કહીએ આત્મા, ઘોર સુષુપ્તિ માંય. ૧
વચન સાંભળી ઇંદ્રનાં, બોલ્યા બ્રહ્મા આપ;
કાંઇક તારી બુદ્ધિમાં, હજુ રહ્યું છે પાપ. ૨
પાંચ વર્ષસુધી હવે, બ્રહ્મચર્ય વ્રત ધાર;
વળતી સાચો આત્મા, સમજાશે નિરધાર. ૩

ચોપાઈ

બ્રહ્મચર્યનો મહિમા જેહ, સાંભળ કહું છું તુજને તેહ;
દુર્લભ વસ્તુ જે જે હોય, પામે બ્રહ્મચર્યથી સોય. ૧
સર્વ યજ્ઞો તણું ફળ જેહ, પામે બ્રહ્મચર્યથી તેહ;
આનંદરૂપી છે આત્મા અનંત, બ્રહ્મચર્યથી પામે છે સંત. ૨
દર્શ પૂર્ણમાસાદિક જેહ, સ્વર્ગપ્રાપ્તિ કરે છે તેહ;
તેવું બ્રહ્મચર્યથી હોય, માટે ઇષ્ટ સાધન છે સોય. ૩
યાગ સત્રાયણ નામે જેહ, નાશ ભયનો કરે છે તેહ;
સત્યરૂપ છે આત્મા એક, જન્મ–મરણ–ભય ટાળે છેક. ૪
બ્રહ્મચર્યથી તેને લહે, માટે સત્રાયણ એને કહે;
એમાં કરવો નહિ સંદેહ, આપે યજ્ઞ તણું ફળ તેહ. ૫
મનન કરે જે આત્માતણું, મુનિ નામ તો તેને ભણું;
મનન વિના કોટિ જુગ જાય, તોય બ્રહ્મપ્રાપ્તિ ના થાય. ૬
બ્રહ્મચર્ય વિણ મનન ન હોય, માટે મનનરૂપ છે સોય;
અન્નતણું ભોજન ના કરે, અનશન વ્રત તે મુનિ ઉચ્ચરે. ૭
બ્રહ્મચર્ય છે અનશન રૂપ, જેથી દર્શે બ્રહ્મ અનૂપ;
તેનો નાશ કદી ના થાય, માટે અનાશન એ કહેવાય. ૮
વળી બ્રહ્મચર્ય છે જેહ, અરણ્ય નામ કહે મુનિ તેહ;
અરણ્યને બ્રહ્મલોક માંય, દ્રહ અગાધ છે મોટા ત્યાંય. ૯
તે બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય, માટે અરણ્યયન કહેવાય;
બ્રહ્મચર્ય પ્રભાવે કરી, ચૌદ લોકમાં આવે ફરી. ૧૦
નારદાદિક સઘળા મુનિરાય, બ્રહ્મચર્યથી સઘળે જાય;
દુઃખનો સાગર છે સંસાર; બ્રહ્મચર્યથી પામે પાર. ૧૧
સાધન છે જગમાં જેટલાં, બ્રહ્મચર્ય સમ નહિ તેટલાં;

શૌચ તપાદિક જે આચરે, ઉત્તમ લોક પામે તે સરે. ૧૨
એવું શૌચ તથા તપ જેહ, બ્રહ્મચર્યરૂપ છે તેહ;
બ્રહ્મચર્યરૂપી તપ થાય, તે નર બ્રહ્મલોકમાં જાય. ૧૩
સહુ વિદ્યાએ સંપન્ન હોય, બ્રહ્મચર્ય રહિત છે સોય;
દિવ્ય લોક તેને ના મળે, ત્રાના દેહ ધરી આફળે. ૧૪
નૌકા સાગર તરવા જેમ, પાર ઉતારે જનને તેમ;
એમ મહાભવસાગર જેહ, બ્રહ્મચર્યથી તરીએ તેહ. ૧૫
બ્રહ્મચર્ય મોક્ષ-દાતાર, એમાં સંશય નહિ લગાર;
× × × × × × ૧૬

દોહા

વિદ્યાયશ ને રૂપ ગુણ, બળ આયુષ્ય આરોગ્ય;
બ્રહ્મચર્યથી થાય છે, જીન મોક્ષને યોગ્ય. ૧
નર્કરૂપ નારી તણો, દેખે સઘળો દેહ;
અષ્ટાંગે મૈથુન તજે, બ્રહ્મચર્ય દઢ તેહ. ૨
એમ પ્રજાપતિએ કહ્યો, બ્રહ્મચર્યમહિમાય;
બ્રહ્મચર્ય વિણ બ્રહ્મની, પ્રાપ્તિ કાંય ન થાય. ૩
તે માટે કહ્યું ઇંદ્રને, બ્રહ્મચર્ય ત્રય વાર;
વળી ચોથી ફેરા કહ્યું, દેખી દોષ લગાર. ૪
પંચ વર્ષ ચોથી વરાં, પાળી ઉત્તમ વ્રત;
વળતી ઇંદ્ર વિરંચીને, આવી મળીઓ તર્ત. ૫
વળતી કીધો ઇંદ્રને, તુર્યાત્મા ઉપદેશ;
આનંદરૂપે આત્મા, સમજી ગયો સૂરેશ. ૬
સ્થૂળ સૂક્ષ્મ કારણ વળી, એવાં ત્રણ શરીર;
તેથી અળગો આત્મા, સમજે કોઇક ધીર. ૭
તે તમને પરથમ કહ્યો, ચક્ષુ આદિક માંય;
પણ બુદ્ધિના દોષથી, સમજ્યા કાંયનું કાંય. ૮

ચોપાઈ બિલાલ

બ્રહ્મા કહે સાંભળ સૂરભૂપ, સમજ્યા તમે ઉપાધિરૂપ;
સ્થૂળ સૂક્ષ્મ ને કારણ જેહ, એવા ત્રણ જાણવા દેહ. ૧
એ ત્રણે છે અવિદ્યારૂપ, આત્મા તેથી ભિન્ન અનૂપ;
સ્થૂળાદિક જે ત્રણ દેહ, મર્ણધર્મવાળા છે તેહ. ૨
સર્પ ગ્રસે છે મેડક જેમ, મર્ણે ગ્રસેલો સ્થૂલ દેહ તેમ;
અજરામર લક્ષણ જે કહ્યાં, સ્થૂલદેહમાં તે નથી રહ્યાં. ૩

તેથી અળગો આત્મા જાણ, અજર અમર એને પરમાણ,
બીજો સૂક્ષ્મ છે જે દેહ, ભૂત અપંચીકૃત છે તેહ. ૪
પ્રલયકાળે તે લય થાય, માટે અમર તે ના કહેવાય,
ત્રીજો કારણદેહ છે જેહ, અજ્ઞાનરૂપ જાણવો તેહ ૫
સુખ કે દુઃખ તે દેહમાં નથી, બીજરૂપ કહે છે મુનિ કથી,
સુખદુઃખ રહિત છે આત્મા એક, તે સમજી લ્યો કરી વિવેક ૬
દુઃખવર્જિત છે આત્મા જેમ, વિષયજનિત સુખવર્જિત તેમ,
વળી સુખ અને દુઃખ કાય, જો કહો છે આત્માની માય ૭
હું સુખીયો હું દુઃખીયો જેહ, કહે છે એમ આત્મા તેહ,
ઉત્તર એનો સુણો સુરેશ, સુખદુઃખ નહિ આત્મામાં લેશ. ૮
પણ દેહને અધ્યાસે એહ, ભાસે છે સુખ ને દુઃખ તેહ,
વિણ અધ્યાસે ભાસતું હોય, તો સમાધિમાં ભાસે સોય ૯
ભાસે નહિ સમાધિ વિષે, માટે દેહ અધ્યાસે દીસે,
તે ઉપર કહું છું દૃષ્ટાંત, તેથી સમજાશે સિદ્ધાંત. ૧૦

દોહા

અગ્નિ ને વાયુ ઉભય, ભૂત પદારથ જેહ,
ભૌતિક વિદ્યુત મેઘ છે, નથી તેમના દેહ. ૧
તે માટે નથી તેમને, પ્રિય કે અપ્રિય કોય,
જીવતણા પુણ્ય પાપથી, સ્હેજે ઉપજી સોય ૨
અકસ્માત ઉપજી કરે, વૃષ્ટિ આદિક કામ,
વળતી નિજ કારણવિષે, લય પામે તે ઠામ ૩
માટે સુખ ને દુઃખનું, કારણ દેહ—અધ્યાસ,
દેહવિના સુખદુઃખ નથી, જોજો કરી તપાસ ૪
વાયુ મેઘાદિકતણું, કારણ અદ્વૈત બ્રહ્મ,
તેમાથી ઉપજી કરે, વૃષ્ટિ આદિક કર્મ ૫
લય પામે છે બ્રહ્મમાં, વળી ઉપજે છે તેહ,
સુખ કે દુઃખ થાતું નથી, જે નથી તેને દેહ ૬
એમ સુષુપ્તિને વિષે, પ્રાજ્ઞ જીવ છે જેહ,
અભિમાન ત્રણ દેહનું, ત્યાગ કરે છે તેહ ૭
ચિદાકાશ રૂપ બ્રહ્મમાં, એકરૂપ થઈ જાય,
નિજ સ્વરૂપમા સ્થિર થઈ, એકજ રહે સદાય. ૮
એમજ સઘળું જગત પણ, બ્રહ્મવિષે લય હોય,

બ્રહ્મવિના કોઇ અન્યમાં, લય નવ પામે કોય. ૯
સત્તા સ્ફૂર્તિ સર્વમાં, આત્મા છે દેનાર;
આત્માથી બીજું બધું, છે મિથ્યા નિર્ધાર. ૧૦
મિથ્યામાં લય કોઇનો, અંતે પણ નવ હોય;
માટે સર્વે બ્રહ્મમાં, લય પામે છે સોય. ૧૧

ચોપાઇ ત્રિતાલ

ઘટ આદિક પદારથ જેહ, મૃત્તિકામાં લય ના હોય તેહ;
મૃત્તિ ઉપહિત ચેતન માંય, સર્વે ઘટ લય પામે ત્યાંય. ૧
ચૈતન્યરૂપ જીવ કહેવાય, તે પણ બ્રહ્મવિષે લય થાય;
એ ભગવાન જીવ બ્રહ્મની માંય, જો અભેદ થાતો હોય ત્યાંય. ૨
ત્યારે મોક્ષદશાની માંય, અધિકતા રહેતી નથી કાંય;
સાંભળ ઇંદ્ર જીવમાં ઘણું, હું કર્તા હું ભોક્તાપણું. ૩
એવા ધર્મ રહ્યા છે જેહ, સર્વે અવિદ્યા કલ્પિત તેહ;
વાસ્તવ જોઇએ જીવને જદા, એક અદ્વૈત રૂપ છે તદા. ૪
ત્વંપદાર્થ વાસ્તવ જીવ જેવો, તતપદરૂપ બ્રહ્મ પણ એવો;
માટે જીવ બ્રહ્મમાં ભેદ, લેશમાત્ર નથી કહે છે વેદ. ૫
સંસારદશામાં ભેદ જણાય, તેજ અવિદ્યા મૂળ કહેવાય;
સ્થૂળ સૂક્ષ્મ ને કારણદેહે, ભેદ તણું કારણ છે એહે. ૬
ત્રણે દેહરૂપે અજ્ઞાન, તે સ્વરૂપનું ભૂલવે ભાન;
તે અજ્ઞાન નાશ હોય જદા, કલ્પિત ભેદ નાશ હોય તદા. ૭
સંસારદશાથી મોક્ષની માંય, એજ અધિકતા જાણો ત્યાંય;
જેમ રજ્જુનું હોય અજ્ઞાન, ત્યાંલગી થાય સર્પનું ભાન. ૮
અધિષ્ઠાન રજ્જુ ઓળખાય, સર્પ તથા ભય તર્તજ જાય;
તેમ બ્રહ્મને જ્ઞાને કરી, સર્વ અવિદ્યા જાયે પરી. ૯
આત્મતત્ત્વ બ્રહ્માએ કહ્યું, સત્યરૂપ તે ઇંદ્રે લહ્યું;
અહં શબ્દ વપુવર્જિત જેહ, તેનો કર્તા આત્મા તેહ. ૧૦

દોહા

થયો અનુભવ ઇંદ્રને, જાણ્યો આત્મા સાર;
બ્રહ્માને ચરણે નમ્યો, ઉપજ્યો હર્ષ અપાર. ૧
આનંદરૂપી આત્મા, છે સઘળે ભરપૂર;
પુણ્યવંત જે પ્રાણીઓ, ભાસે તેને ઉર. ૨
પાપી નરની પાપથી, બુદ્ધિ જડ થઇ જાય;

ગ્રંથ સુણે બહુ જ્ઞાનના, નિશ્ચય કાંઈ ન થાય. ૩
બ્રહ્માની પૂજા કરી, ગયો ઇંદ્ર નિજ લોક;
બ્રહ્મરૂપ જાણ્યા થકી, વીત્યા સઘળા શોક. ૪
સભા મળી સહુ દેવની, આપ્યું ઇંદ્રે જ્ઞાન;
તેથી સઘળા દેવતા, થયા ઘણા બળવાન. ૫

ઇતિ છાંદોગ્યસાર સંપૂર્ણ.



# ૪—ભક્તિભાસ્કર

## કિરણ ૧ લું—ભક્તિસ્વરૂપનિરૂપણ

દોહા

શ્રીગુરુચરણ-સરોજ રજ, શિર ધરી કરી સુવિચાર;
રચવા ઇચ્છું ગ્રંથ શુભ, સકલાગમનો સાર. ૧
આગમ આર્યજનો તણું, પ્રથમ જાણીએ વેદ;
ધર્મ જ્ઞાન ઉપાસના, તેમાં ત્રણે ભેદ. ૨
ત્રણ કાંડ છે વેદના, ધર્મ ભક્તિ ને જ્ઞાન,
ત્રણ મુનિએ તેહનાં, ભિન્ન કર્યાં વ્યાખ્યાન. ૩
બ્રહ્મકાંડ વેદોવિષે, વ્યાસે કર્યો વિચાર;
બ્રહ્મસૂત્ર પોતે રચી, જ્ઞાન કર્યું નિરધાર. ૪
ધર્મવિષે શ્રુતિઓ હતી, ધર્મકાંડની માંય;
જૈમિનિયે સૂત્રો રચ્યાં, ધર્મ જણાવા ત્યાંય. ૫
ઉપાસનાના કાંડનો, કર્યો શાંડિલે શોધ;
ભક્તિસૂત્ર પોતે રચ્યાં, થવા સર્વને બોધ. ૬
ત્રણે તત્ત્વ એ વેદનાં, ત્રણે કર્યાં પ્રકાશ;
મહાપુરુષના મન વિષે, રહે કરીને વાસ. ૭
ત્રણે તત્ત્વ ભેળાં રહે, તો ફળદાયક હોય,
ગ્રહે એકેકું હઠ કરી, ફળ પામે નહિ કોય. ૮
નેત્ર ચરણ ને કરવડે, શોભે આખું અંગ;
હીન હોય તો ત્રણમાં, તે કહેવાય અપંગ. ૯
ધારી રાખે જીવને, ધર્મ તે થકી નામ;
નાદે પડવા નરકમાં, ઠર્યો ચરણને ઠામ. ૧૦
હાથવડે આત્માતણું, પૂજન પ્રીત્યે થાય;
માટે ભક્તિ હાથ છે, રીઝે જગનો રાય. ૧૧
નિરાકાર પરબ્રહ્મને, જ્ઞાને જાણ્યો જાય,
જ્ઞાનનેત્ર તે કારણે, કહે મહામુનિ રાય. ૧૨
વેદસ્વરૂપી પુરુષનાં, અંગ ત્રણ છે એમ;
માટે નરને માનવાં, ત્રણ બરાબર તેમ. ૧૩
ત્રણ મુખ્ય છે વિશ્વમાં, જેવાં સઘળે ઠામ,

ત્રણેની ત્રિપુટી વિના, કશું બને નહિ કામ. ૧૪
પૃથ્વી પાણી બીજનો, જોગ મળે જે વાર;
તાલ મેળવે ત્રણનો, તે ફળ પામે સાર. ૧૫

છપ્પા

શક્તિ બ્રહ્મની ત્રણ ત્રણ ગુણ તેના લહીએ,
ત્રયમાત્રા ૐકાર દેવ તો ત્રણજ કહીએ;
ગાયત્રી પદ ત્રણ વ્યાહૃતિ ત્રણ વખાણું,
ત્રય લોક ત્રય કાળ તત્ત્વ પણ ત્રણ પ્રમાણું;
અગ્નિ તે પણ ત્રણ છે, ત્રણ અવસ્થા જાણીએ,
ત્રણ ભેદ છે વેદમાં કહે છોટમ સત્ય* પ્રમાણીએ. ૧

દોહા

કોયક કેવળ ધર્મને, શ્રેષ્ઠ ગણે છે સોય;
જ્ઞાનભક્તિ ભાવે નાહ, હડે કર્મ જડ હોય. ૧
ભાવે ભક્તિ કોયને, તજે ધર્મ ને જ્ઞાન;
વિવેકથી વર્તે નહિ, ઉર માંહે અજ્ઞાન. ૨
જ્ઞાન ગમે છે કોયને, તજે ભક્તિ ને ધર્મ;
અહંબ્રહ્મ માની ફરે, કરે વિગર્હિત કર્મ. ૩
એક અંગને માનતાં, અવર અંગ ખંડાય;
ખંડન લાગે વેદને, તે પાખંડ ગણાય. ૪
વિશ્વતણું પાલન કરે, પા શ્રુતિનું છે નામ;
તેનું જે ખંડન કરે, તે પાખંડ તમામ. ૫
ત્રિમુનિએ તો વેદનાં, તત્ત્વ તારવ્યાં તેજ;
એકતણો આદર કરે, અલ્પમતિના એજ. ૬
વ્યાસે તો વેદાંતમાં, કહી ન ભક્તિ કાંય;
પ્રસિદ્ધ કરી પુરાણથી, ઘણા શ્લોકની માંય. ૭
ઉપાસનાના કાંડનાં, રચ્યાં શાંડિલે સૂત્ર;
પરાભક્તિ તેમાં કહી, ક્રિયાભક્તિ સંયૂત. ૮
આચારજ સ્વપ્નેશ્વરે, રચ્યું તેહપર ભાષ્ય;
વળતી ભટ્ટાચારજે, વૃત્તિ કરી પ્રકાશ. ૯
એ ગ્રંથોને આશરે, રચીશ પ્રાકૃત માંય;
જો સંસ્કૃત સઘળું લખું, કોય ન સમજે કાંય. ૧૦
વિક્રમ સંવત તેરસેં, આવ્યો જેણી વાર;

રાજ્ય થઈ ગયું યવનનું, વરત્યો હાહાકાર. ૧૧
પરદેશી જુલમી થયા, ભરતખંડ ભૂપાલ;
ઘણી અનીતિ આચરી, વર્તાવ્યો કળિકાળ. ૧૨
સંસ્કૃત કોઈ શીખ્યા નહિ, દુઃખમાં ડૂબ્યા લોક;
વર્ષ પાંચસેં વહી ગયાં, સહ્યો ત્યાં લગી શોક. ૧૩
ગ્રંથો સહુ વિદ્યાતણા, તે છે સંસ્કૃતમાંય;
તે અભ્યાસ કર્યાવિના, કોઈ ન સમજે કાંય. ૧૪
તે માટે પ્રાકૃતવિષે, રચીશ રૂડો ગ્રંથ;
સમજાશે સર્વે થકી, પ્રેમભક્તિનો પંથ. ૧૫
વ્રજાચાર્ય એ નામના, ભ્રાત અમારા જેહ;
આશય ભક્તિશાસ્ત્રનો, અમને કહે છે એહ. ૧૬
તે સુણી ગુર્જર વાણીમાં, રચીશ ગ્રંથ રસાળ;
સુગમ રીતિએ સમજશે, સર્વ વૃદ્ધ ને બાળ. ૧૭
પુરુષોત્તમ આચાર્યને, પ્રેમે કરી પ્રણામ;
રચવા ઈચ્છું ગ્રંથ આ, 'ભક્તિભાસ્કર' નામ. ૧૮

ચોપાઇ ત્રિતાલ

કર્તા બ્રહ્મ સદા સુખકારી, એ પ્રભુ પૂરો આશ અમારી;
અંતરજામી ઉરમાં રહેજો, જાણી સેવક બુદ્ધિ દેજો. ૧
વ્યાપક વિષ્ણુ સઘળે જેહ, વાણી પ્રેરે સકળ ઘટ તેહ;
નિમિત્તમાત્ર છે છોટમ નામ, પ્રભુસત્તાથી બોલે આમ. ૨
જીવને બ્રહ્મ થઇ જવું જેહ, મુનિઓ મુક્તિ કહે છે તેહ;
ત્રિગુણાત્મક માયા કહેવાય, ગુણથી જીવને બંધન થાય. ૩
સાત્વિકગુણ નિર્મળ છે સોય, ઉરમાં સુખ આસક્તિ હોય;
સ્વર્ગાદિક સુખ લેવા સરે, ઉત્તમ કર્મ સદા આચરે. ૪
સુકર્મથી સુખ લેવાપણું, તે બંધન સાત્વિક ગુણતણું;
રાજસગુણમાં તૃષ્ણા રહે, ચંચળ ચિત્ત સ્થિરતા નવ ગ્રહે. ૫
સંસારી સુખ ઈચ્છે ઘણું, તે બંધન રાજસ ગુણ તણું;
ઉપજે તામસથી અજ્ઞાન, હોય મૂઢ મન પશુ સમાન. ૬
પ્રમાદ આળસ નિદ્રા જેહ, તામસ ગુણનું બંધન તેહ;
એ લક્ષણ ત્રણે ગુણ તણું, જાણો જીવને બંધનપણું. ૭
અનન્ય ભક્તિ ઉપજી જાય, ત્રણે ગુણથી છૂટો થાય;
જીવ બ્રહ્મની એકતા હોય, તેને બંધન ન રહે કોય. ૮

ટેક સદા છે ઉજ્જ્વલ અંગ, કોય કોય રંગી કુસુમનો સંગ;
ો રંગ સમો દેખાય, અળગો પડતાં ઉજ્જ્વલ કાય. ૯

સોરઠા

તદાધ્યાસ ગુણસંગ, આત્માને આપે થયો;
લાગ્યો ગુણનો રંગ, પલટાયું પોતાપણું. ૧
ઉપજે ભક્તિ અનન્ય, ઉપાધિને અળગી કરે;
પાડે ગુણથી ભિન્ન, મોક્ષ તેહને માનવો. ૨
મોક્ષ ભક્તિએ થાય, ત્યાં શંકા કોઇને થશે;
જ્ઞાન વૃથા થઈ જાય, અજ્ઞાને મુક્તિ કશી. ૩
એનો ઉત્તર એહ, જ્ઞાન ભક્તિ બે એક છે;
કરવો નહિ સંદેહ, તેજ ચક્ષુવત જાણીએ. ૪
ભક્તિ પ્રીતિનું નામ, જ્ઞાન નામ જાણ્યા તણું;
એ બે એકજ ઠામ, જોજો જનનો નેત્રમાં. ૫

છપ્પા

પહેલી ઉપજે જાણ્ય, પ્રીતિ પાછળથી થાશે,
જાણ વિના શી પ્રીત્ય, કોણ કોને ઘર જાશે;
જાણી ઉપજે પ્રીત, પછી તેને નહિ ભૂલે,
રમી રહે મનમાંય, પ્રેમથી હૈયું ફૂલે;
માટે ધ્યેય ધ્યાતા વિષે, પ્રીતિનું કારણ ઘણું,
રાત દિવસ હૃદયે રહે, તેજ કરે તન્મયપણું. ૧
ભક્તિ વિહૂણું જ્ઞાન, લવણ વિણ ભોજન જેવું,
ભક્તિ વિહૂણું જ્ઞાન, સ્નેહ વિણ સગપણ તેવું;
ભક્તિ વિહૂણું જ્ઞાન, ક્ષેત્ર ખાતર વિણ કહીએ,
ભક્તિ વિહૂણું જ્ઞાન, તેજ વિણ લોચન લહીએ;
એમ જ્ઞાન ભક્તિ વિના, તેજરહિત જેવો મણિ,
કહે છોટમ છે જ્ઞાનની, ભક્તિ સહિત મોટમ ઘણી. ૨
જાણી બ્રહ્મ સ્વરૂપ, પ્રેમ ઉપજશે જ્યારે,
"સોહમસ્મિ" અખંડ, વૃત્તિ સ્થિર રહેશે ત્યારે;
પ્રીતિ વિનાનું જ્ઞાન, ભાવિક જન જાશે ભૂલી,
વિષયોના સુખમાંહી, વળી તે જાશે ડૂલી;
તે માટે વૈરાગ્યનું, ખરૂં પ્રયોજન જાણીએ,
મૃત્યુલોક ને સ્વર્ગસુખ, ક્ષણિક હૃદયમાં આણીએ. ૩

માયા ઉપર કાળ, ક્ષણે ક્ષણ દેખે ગળતો,
જન્મમરણનો ત્રાસ, પાસ દેખે દવ બળતો;
જરા રોગ ભય શોક, દેહ ધારીને સહેવું,
તેથી થાવા મુક્ત, બ્રહ્મને શરણે રહેવું;
ભોગ સકળ વિષયો તણા, વિષ જેવા ભાસે વળી,
એ વૈરાગ્ય ઉપજે ભલો, ધિક્કાર જગ સઘળા બળી. ૪

સોરઠા

ભક્તિ તણો અધિકાર, મળશે શુદ્ધ મુમુક્ષુને;
ઉપનિષદ્‌નો સાર, જોતાં એમ જણાય છે. ૧
જે દેવે આ જગત, કરવાની ઇચ્છા કરી;
આપે રહી અવ્યક્ત, બ્રહ્માને પેદા કર્યા. ૨
વળતી પ્રેર્યા વેદ, તે વિધિના મુખને વિષે;
ભાખ્યો સઘળો ભેદ, જગરચનાને જાણવા. ૩
તેજ દેવને શરણ, અહં મુમુક્ષુ છું સદા;
થવું બ્રહ્મને શરણ, ભક્તિ નામ છે તેહનું. ૪

દોહા

માનવ ને વળી દેવનાં, સુખને જે નવ ચ્હાય;
રાગ વિષયપર ના રહે, તો પ્રભુશરણ થવાય. ૧
રાગ રહે નહિ જગતમાં, પ્રભુ સાથે અનુરાગ;
એવી ભક્તિ ઉપજે, તે કહીએ મહાભાગ. ૨
જેવી વહાલી જોષિતા, જેવું વહાલું દામ;
તેથી પ્રભુ પ્યારા ઘણા, તેજ ભક્ત નિષ્કામ. ૩
પ્રિયતમ પ્યારા પ્રાણથી, તૃણસમ તનધન ધામ;
એવી ભક્તિ ઉપજે, રીઝે તેથી રામ. ૪
રોમ રોમ પ્રભુને રટે, મનમાં મનન અપાર;
અષ્ટપ્રહર આનંદનો, લેશ ન તૂટે તાર. ૫
સારી રીતે કોય નર, ભક્તિ કરતો હોય;
કુટિલ લોક ખોટું કહે, ટેક ન છોડે તોય. ૬
સુકૃત કોટિક જન્મનાં, સંચિત જ્યારે થાય;
આપે ભક્તિ ઈશ તે, સિરસાટે લેવાય. ૭
કષ્ટ પડે જો કોટિધા, શત્રુ થાય સંસાર;
પણ ભક્તિ ભગવંતની, તજે ન એક લગાર. ૮

સ્થાવર જંગમ સર્વમાં, દેખે દીનદયાળ;
ભય પામે નહિ કોઈથી, શિર સમર્થ રખવાળ. ૯
જિજ્ઞાસા ભક્તિતણી, દૈવી જનને હોય;
દર્શાવી મુનિ શાંડિલે, સાચી કરવી સોય. ૧૦
આગળથી પ્રભુ ઓળખે, વળતી ઉપજે રાગ;
તે માટે ભક્તિ તણું, નામ ધર્યું અનુરાગ. ૧૧
કોઇ મુક્તિ નથી માગતા, દેહ થાય તો થાય,
કર જોડી પ્રભુને કહે, ભક્તિ તમારી ન જાય. ૧૨

ચોપાઈ ત્રિતાલ

ઈશ્વરને ઓળખવા જેહ, શા લક્ષણથી લહીએ તેહ;
તે લક્ષણ સમજાવી કહું, જેવાં વેદ વદે છે બહુ. ૧
જડ ને જીવ પદારથ હોય, એથી અળગો ઈશ્વર સોય,
જગઉદ્ભવ પાલન લય કરે, તે કર્તા ઈશ્વર ઉચ્ચરે. ૨
કર્તૃત્વાદિ શક્તિઓ સાર, અણિમાદિક ઐશ્વર્ય અપાર;
ઈચ્છા ક્રિયા જ્ઞાન વિવેક, એવી શક્તિઓ ભરી અનેક. ૩
કર્તુંમકર્તુંમન્યથાકર્તું, કરવા સમર્થ પ્રભુ મનગમતું;
જડતનુમાં જીવ ચેતન ધરે, અદ્ભુત રચના ઈશ્વર કરે. ૪
ઈશ્વર તો સગુણ કહેવાય, ઈચ્છાથી સહુ સૃષ્ટિ થાય,
આપ નિયંતા રહીને સહુ, રચે અંડ તે અગણિત બહુ ૫
દેવ અંશ પોતાના જેહ, આજ્ઞા વશ વર્તે છે તેહ;
સૂરજ તો અજવાળું કરે, વૃષ્ટિકર્મ ઈંદ્ર આચરે. ૬
દંડ દુષ્ટને દેવા કાજ, પ્રભુએ સરજ્યો છે યમરાજ;
પૃથ્વી આદિક અંડ સમસ્ત, રાખ્યાં છે અધર સમગ્ર. ૭
ક્લેશ રહ્યા જડ ને જીવમાંય, ઈશ્વરમાંહી નથી તે કાંય,
પરથમ કલેશ અવિદ્યા જેહ, લેશ નથી ઈશ્વરમાં તેહ. ૮
જ્યમ કોઈ નરને દિગ્ભ્રમ થાય, પૂર્વદિશા પશ્ચિમ દેખાય,
અંતઃકરણ ઉપાધિ સમેત, દેહને આત્મા ગણે અચેત. ૯
અસ્થિ માંસ વિષ્ટાએ ભર્યો, પવિત્ર પૂજ્ય ગણે છે નર્યો;
એમ ઉલટું જે જન લહે, કલેશ અવિદ્યા તેને કહે. ૧૦
અહમસ્મિ એવું જ ગાય, ક્લેશ અસ્મિતા તે કહેવાય;
અહંકારથી આત્મા ભિન્ન, એમ ન સમજે જે મતિહીન. ૧૧
એ અસ્મિતા પ્રભુમાં નથી, ભક્તિ ગ્રંથમાં વાણી કથી;

સુખ આશાએ દુઃખ બહુ સહે. રાગ ક્લેશ મુનિ તેને કહે. ૧૨
રાગ નથી ઈશ્વરમાં એહ, જેને નહિ જડ ઇંદ્રિય દેહ,
પરંતુ સુખ દેખી બળી મરે, વળુ અપરાધે પીડા કરે. ૧૩
દ્વેષ ક્લેશ તો એ કહેવાય, તે ઈશ્વરમાં નથી જરાય,
વસ્તુતણો થતો જોઇ નાશ, ઉપજે જીવોને બહુ ત્રાસ. ૧૪
ત્રાસ ક્લેશ ઈશ્વરને નહી, સદાય આનંદમય છે સહી,
પંચ ક્લેશ એવા જીવ માંય, એના નહિ ઈશ્વરમાં કાંય. ૧૫
આયુષ્ય જન્મ સુખદુઃખ ભોગ, કાળકર્મ ભયરહિત અરોગ,
સદા સ્વતંત્ર સર્વગત જેહ, છે સર્વજ્ઞ દેવ એક તેહ. ૧૬

છંદ હરિગીત

રજની અવિદ્યા ઘોરતમ, તેમાં રહેલો જીવ એ,
મહા મોહ નિદ્રા ઘેનમા, ઘેરાયલોજ સદૈવ છે.
કામાદિ છે ખટચોર ખળ, તે પુણ્યધન હરિ જાય છે,
મિથ્યા મનોરથ સ્વપ્નમાં, પરતંત્ર થઈ પીડાય છે. ૧
અજ્ઞાનતિમિર અતિ ઘણું, તે આવરે છે આંખને,
હું કોણ ને ક્યાંથી થયો, તે શોધતો નથી સાંખ્યને.
બહુ જન્મ ને બહુ મરણ એ, સંસૃતિ ચક્રારૂઢ છે,
વ્યાપી અવિદ્યા પ્રબળ તેથી, થઈ રહેલો મૂઢ છે. ૨
જો ભક્તિભાસ્કર ઉદય પામે, ચિત્ત ઉદયાચળ વિષે,
ઉઘડી જશે નિજ જ્ઞાનલોચન, પ્રબળ તમ અળગું વશે.
પરબ્રહ્મ—ભાનુપ્રકાશ દેખી, બુદ્ધિપંકજ ખીલશે;
રજની અવિદ્યા નહિ રહે, આનંદસિંધુ ખીલશે. ૩
છે પરાભક્તિ મોક્ષદાતા, ફળ ઘણું છે તેહનુ,
ઉપનિષદોમાં બ્રહ્મસંસ્થા, નામ કહે છે એહનું.
બ્રહ્મસંસ્થોઽમૃતત્વમેતિ, એમ છાંદોગ્યે કહે,
જે બ્રહ્મભક્તિ કરે નર, તે મોક્ષ પામીને રહે ૪
બહુ યોગીઓને યોગબળથી, બ્રહ્મદર્શન થાય છે,
તે ભક્તિથી મુક્તિ મળે છે, ભાગવત એમ ગાય છે.
ગોપાંગનાને કૃષ્ણ કહે છે, ભક્તિ મારી જે કરે,
તે મોક્ષ પામે માનવી, સંસારસાગર તે તરે ૫
માટે તમોએ પ્રીતિ સુજશુ, કરી છે તે ઠીક છે,
ભક્તિ કરે નહિ માહરી, તેનેજ સઘળી બીક છે.

વળી તેમ ઉદ્ધવને કહ્યું છે, ભક્તિથી મુક્તિ મળે;
સઘળી અવિદ્યા જાય તેની, જીવ બ્રહ્મવિષે ભળે. ૬

દોહા

કરતા ધરતા સર્વનો, બ્રહ્મ સનાતન જેહ;
ઉદ્ધવ ભક્તિથી મળે, તેમાં નહિ સંદેહ. ૧
ચાર વર્ણ ભક્તિ થકી, પામે મુક્તિ સાર;
એવું પદ્મપુરાણમાં, કહ્યું કરી નિરધાર. ૨
સઘળાં ફળ ભક્તિ વડે, જન પામે પરમાણ;
ઠામ ઠામ એવું વદે, અષ્ટાદશે પુરાણ. ૩
સર્વ કર્મ ભક્તિ વડે, ઈશ્વર અર્પણ થાય;
ફળની આશા ના કરે, તો રીઝે જગરાય. ૪
દાન યજ્ઞ ને તપ વળી, સાધન સઘળાં હોય;
ફળે નહિ ભક્તિવિના, વૃથા જાણવાં સોય. ૫

ગીતિ છંદ

જેમ લાગતો અગ્નિ, કાષ્ઠમાત્રને ભસ્મ કરી દે છે;
ઉદ્ધવ ભક્તિ મારી, પાપપુંજને એમ હરી લે છે. ૧
તપ વ્રત જપ ને દાને, પાપ જાય છે કહ્યો નિશ્ચે માની;
મલિન વાસના મનની, ભક્તિવિના તો જતી નથી કાની. ૨
એક ઈશની ભક્તિ, કપટરહિત રહે હૃદયવિષે જ્યારે;
દુષ્ટ વાસના મનની, તરત ભસ્મ તો થઇ જાશે ત્યારે. ૩
દાવાનળ જેમ વનને, ભસ્મ કરે છે બાળીને બાધું;
એમ ભક્તિ હરિજનને, બાળી અવિદ્યા સઘ કરે સાધુ. ૪
પદ્મપુરાણે કહે છે, સર્વ કર્મ છે ભક્તિયુક્ત જેનાં;
વાંછિત ફળને આપે, પાપમાત્ર પણ રહે નહિ તેનાં. ૫
ભક્તિ વડે સત્કર્મો કરવાં તે વિણ સિદ્ધ નથી થાતાં;
નારદપુરાણ કહે છે, નીર વિના તો ઝાડ રહે જાતાં. ૬
ભૂમિને આધારે, સર્વ જીવ તો જીવે છે જેવાં;
ભક્તિતણા આશ્રયથી, સર્વ કર્મ પણ સિદ્ધ થાય તેવાં. ૭

સોરઠા

મેરુ બરાબર કોય, દાન કરે સોનાતણું;
ફળદાતા ના હોય, એક ઈશભક્તિવિના. ૧
જે તપ તપે અપાર, કાયાનું શોષણ કરે;

મોક્ષ ન મળે લગાર, એક બ્રહ્મ ભક્તિવિના. ૨
હોમેલું હુત જેહ, જેવું હોમે ભસ્મમાં;
ભક્તિવિનાનું તેહ, દીધું ન પહોંચે દેવને. ૩
લેશમાત્ર જે કોય, કર્મ કરે ભક્તિવડે;
સિદ્ધિદાયક સોય, એ નિશ્ચય મહાદેવનો. ૪
સર્વ અર્થ દાતાર, ભક્તિ છે ભગવંતની;
આપે સિદ્ધિ અપાર, કામધેનુ કર્તારની. ૫
આપે બહુ આનંદ, ભક્તિ કલ્પતરુ છે સદા;
તેહ તજીને મંદ, પીયે પાપવિષ જીવડો. ૬
ભક્તિવડે પૂજાય, વ્યાપક વિષ્ણુ વિશ્વમાં;
મનવાંચ્છિત ફળ થાય, જાય અવિદ્યા જીવની. ૭
પોષણ આપે માત, જતન કરીને જાળવે;
એમ ભક્તિ સાક્ષાત, ભક્તતણું પાલન કરે. ૮
સાધન કરે અનેક, તે સહુ ભક્તિરૂપ છે;
જાણે ઈશ્વર એક, ફળદાતા બીજો નથી. ૯
દાન યજ્ઞ આચાર, જપ તપ જ્ઞાન વિરાગ જે;
મૃતક સજે શૃંગાર, ભક્તિ વિના એવાં સહુ. ૧૦

દોહા

ઈશ્વરને અર્થે સહુ, દેહ ઇંદ્રિયનાં કર્મ;
સત્ય દયા નિર્દ્વંદ્વતા, એ ભક્તિનો ધર્મ. ૧
અનેક વિદ્યાઓ ભણે, તપથી બાળે કાય;
ભગવતની ભક્તિવિના, મનુજ પવિત્ર ન થાય. ૨

ચોપાઈ ત્રિતાલ

ઉભય પ્રકારે સૃષ્ટિ થાય, દૈવી તથા આસુરી ગાય;
ભગવત ઉપર જેને સ્નેહ, દૈવી જીવ જાણીએ તેહ. ૧
ભક્તિવિહૂણા જન છે જેહ, આસુર જીવ જાણવા તેહ;
જીવન્મુક્ત થયેલા હોય, પ્રભુની ભક્તિ ન તજે તોય. ૨
બ્રહ્મભૂત જે જન થઈ રહ્યા, તેવા ભક્ત ગીતામાં કહ્યા;
પ્રસન્ન આત્મા રહે સદાય, શોક તથા ઈચ્છા નવ થાય. ૩
સર્વ જીવપર સમતા ધરે, તે વિભુભક્તિ પામે સરે;
વળી ભાગવત માંહે કહ્યા, આત્મારામ જોગી જે થયા. ૪
નિર્ગ્રંથી નિર્મળ મનવાન, ભજે નહિ પ્રભુને ગુણવાન;

માને ભક્તિ મહુથી સરે, એવા જન ભવસાગર તરે ૫

કુંડળિયા

ભક્તિ મહાદેવી કહી, પંચરાત્રની માંય,
મુક્તિ અને સહુ સિદ્ધિઓ, આવે દોડી સાય
આવે દોડી સાય, સર્વ સેનામાં રહે છે,
દુર્લભ નરનો દેહ, ભક્તિ પણ દુર્લભ કહે છે
કહે છોટમ સદ્ગ્રંથ વખાણે ઉત્તમ એવી,
પંચરાત્રની માંય, કહી ભક્તિ મહાદેવી ૧
ભક્તિ પ્રભુને વશ કરે, કહ્યું ભાગવત માંય
યોગ સાંખ્ય સ્વાધ્યાય તપ, તે વશ કરે ન કાય,
તે વશ કરે ન કાય, કરે છે ભક્તિ જેવી,
પ્રભુનો ઝાલે હાથ એવી મોટી મહાદેવી
કહે છોટમ જન એમ જથારથ જાણે જુક્તિ,
કહ્યું ભાગવતમાંય કરે વશ પ્રભુને ભક્તિ ૨
ઇતિ શ્રીભક્તિભાસ્કરે ભક્તિનિરૂપણે પ્રથમ કિરણ

## કિરણ ૨ જુ-જ્ઞાનયોગાદિક ભક્તિઅંગ નિરૂપણ

માલિની વૃત્ત

પરમ સુગમ ગોપી વ્યાસ શાંડિલ્ય કેરી,
કથન સુણી જનને થાય પ્રીતિ ઘણેરી
અર્થ શ્રુતિનો તમે જાણી ભિન્ન કહે છે,
કથન એક જણાતા જ્ઞાન ને ભક્તિ બે છે ૧

ચોપાઈ ચિતાલ

વ્યાસ મુનિ કહે ભક્તિ થાય, તેથી જ્ઞાન ઉપજી જાય
જ્ઞાનવડે તો મુક્તિ હોય, એ સિદ્ધાંત અમારો સોય ૧
કહે શાંડિલ્ય જ્ઞાન એ જેહ, પ્રથમ જીવને ઉપજે તેહ,
જ્ઞાન હોય તો ભક્તિ થાય, તેથી જીવ મુક્ત થઈ જાય ૨
છાંદોગ્ય તણી શ્રુતિની માંય, બ્રહ્મસંસ્થા શબ્દ એ ત્યાંય
અર્થ વ્યાસજી કહે એ આમ, બ્રહ્મસંસ્થાતે જ્ઞાનનું નામ ૩
શાંડિલ્ય કહે બ્રહ્મસંસ્થા જેહ, નામ ભક્તિનું જાણો તેહ
ભક્તિ હોય તો મુક્તિ હોય, કેવળ જ્ઞાને ન મળે કોય ૪
જ્ઞાન શબ્દ જાણ્યાનું નામ, ભક્તિ શબ્દ પ્રીતિને ઠામ
જાણ્યે કાજ સરે નહિ ભાય, પ્રીતિવડે મોક્ષ તો હોય ૫

મિત્ર શત્રુ માણસના જેહ, માણસને જાણે છે તેહ;
પ્રીતિવડે જાણે છે મિત્ર, પરમ કૃપાફળ લહે વિચિત્ર. ૬
શત્રુ દ્વેષથી જાણે સહી, માટે ફળ તેને કાંઇ નહી;
જુઓ બ્રહ્મના શત્રુ જેહ, જાણે છેજ બ્રહ્મને તેહ. ૭
પણ તે ઉપર પ્રીતિ ન ધરે, તો ભવસાગર ક્યાંથી તરે;
કોઈ નૃપના ગુણવાન પ્રધાન, કે તેનાજ મિત્ર મતિમાન. ૮
પ્રીતિદાન પામે છે નેહ, શત્રુ ન પામે તે વિન નેહ;
ઈશ્વરની ઈશ્વરતાતણું, જ્ઞાન ભક્તને ઉપજે ઘણું. ૯
વળતી તે પર પ્રીતિ થાય, પ્રીતિનું ફળ મોક્ષ પમાય;
સ્નેહ, પ્રીતિ, ભક્તિ,અનુરાગ, એક અર્થ જાણે મહાભાગ. ૧૦
અર્થ શ્રુતિના શબ્દો તણો, ઘટતો કરવો જોઇએ ઘણો;
પરથમ કર્તા પ્રભુ જે કોય, મહિમાસહિત જાણીએ સોય. ૧૧
વળતી તે પર પ્રીતિ થાય, પ્રીતિથીજ મોક્ષફળ ગાય;
જ્ઞાનતણું ફળ કહીએ તેહ, ભક્તિને ઉપજાવે એહ. ૧૨
માટે જ્ઞાનતણું બળ સહુ, ભક્તિ ઉપજાવામાં હવું;
મુક્તિને ઉપજાવવામાંય, જ્ઞાનનું બળ રહ્યું ન કાંય. ૧૩
કહ્યું હરિએ ગીતામાંય, જુઓ વચન કેવું છે ત્યાંય;
દેવોતણું યજન કરનાર, પામે દેવલોક નિરધાર. ૧૪
મને ભજે તે પામે મને, અર્જુન સાચું કહું છું તને;
ભગવતપ્રાપ્તિ મુક્તિ જેહ, જુઓ કહી ભક્તિથી તેહ. ૧૫

દોહા

જનક ભક્તિનું જ્ઞાન છે, જનક મુક્તિનું નાંય;
મુક્તિ જનક તો ભક્તિ છે, જોજો ગીતામાંય. ૧
કુંભાર કારણ ઘટ તણો, પણ નહિ તેનો તાત;
ભક્તિ કારણ મુક્તિનું, જ્ઞાન નહિ સાક્ષાત. ૨

પ્લવંગમ છંદ

વ્યાસ કહે મુનિરાય ભક્તિથી મોક્ષ છે,
તેજ ભક્તિને જ્ઞાન જાણીએ એક છે;
ઉચરે મુનિ શાંડિલ્ય પૃથક્ બેઉ જાણીએ,
મહિમા બેઉના ભિન્ન પૃથક્ પરમાણીએ. ૧
ભક્તિ તે નહિ જ્ઞાન જ્ઞાન ભક્તિ નહી,
છે અંતર મુનિરાય તમે સુણજો સહી;

ઈશ્વર કેરા જાણુ જુઓ છે બે જણા,
કોય દ્વેષ કરનાર પ્રીતિયુત છે ઘણા. ૨
દ્વેષ અને અનુરાગ બેઉએ ભિન્ન છે,
અન્યોઅન્ય વિરુદ્ધ બેઉનાં ચિહ્ન છે;
પ્રીતિ તે અનુરાગ દ્વેષ અપ્રીતિ કહે,
એક સ્થળમાં ઉભય કદાપિ ના રહે. ૩
રાગ હોય ત્યાં દ્વેષ લેશ પણ ના રહે,
દ્વેષ વિષે અનુરાગ કોય પણ ના કહે;
જાણપણું બે માંય ભાવમાં ફેર છે,
ભક્તિ વિષે પ્રકાશ દ્વેષ અંધેર છે. ૪
શિશુપાલાદિક જુઓ ઘણા દ્વેષી રહ્યા,
પણ તે પ્રભુના ભક્ત નથી કોઇએ કહ્યા;
શિશુપાલાદિક સર્વ ગયા છે સ્વર્ગમાં,
પ્રહ્લાદાદિક ભક્ત ગયા અપવર્ગમાં. ૫
માટે ભક્તિ વિશેષ જ્ઞાનથી જાણીએ,
ભક્તિ વિનાનું જ્ઞાન શુષ્ક પરમાણીએ;
ભક્તિ તજીને કોય જ્ઞાનને પામવા,
ક્લેશ કરે બહુ ભાતિ ગ્રંથ વાંચે નવા. ૬
કુશકા ખાંડે સોય મુખ્ય તંદુલ તજી,
એમ ભાગવત માંહી કહ્યું આપે સજી,
પહેલુ ઉપજે જ્ઞાન પછી પ્રીતિ થશે,
પ્રીતિથી રસ રૂપ એકતા થઇ જશે. ૭
રસ ભક્તિનું નામ કહ્યું ઉપનિષદે,*
આનંદરૂપે થાય મોક્ષ તેને વદે;
રસ કહીએ કે રાગ અર્થ તો એક છે,
રસ એકતા થઈ જાય એજ વિવેક છે. ૮
ધાતુ ધાતુમાંય એકરસ થાય છે,
એમ જીવ ને બ્રહ્મ એક બની જાય છે;
જાણ્યે એક ન હોય એક હોય પ્રીતિથી,
માટે ભક્તિ શ્રેષ્ઠ અમે કહીએ કથી. ૯
ભક્તિ ઉપજી હોય કહો પ્રથમ જાણીએ,

* તૈત્તિરીય ઉપનિષદમાં रसं ह्येवायं लब्ध्वानंदी भवति.

દેખી તેનાં ચિન્હ ભક્ત પરમાણીએ;
હૈયે હર્ષ ન માય જપે વિભુ નામને,
ચાલે આંસુધાર કંઠ ગદ્ગદ્ બને. ૧૦
થાય ખડાં રોમાંચ પ્રેમના પૂરથી,
ખીલે સઘળું અંગ ઝળકતું નૂરથી;
વદનકમળની પેર સદા વિકસી રહે,
સ્વામી સર્વાવાસ સર્વગત તે લહે. ૧૧
ભાસે પૂરણ બ્રહ્મ ભર્યો આનંદ જળે,
પ્રીતિરૂપ તરંગ અહોનિશ ઉછળે;
મનના મનોવિકાર સર્વ ધોવાય છે,
એવા ઉત્તમ ભક્ત મુક્ત થઇ જાય છે. ૧૨

ચોપાયા છંદ

શાંડિલ્ય કહે છે તમે વ્યાસજી ભક્તિ પાછળ લ્યો છો,
ભક્તિ થકી તો જ્ઞાન થાય છે જ્ઞાને મુક્તિ કહો છો;
તમે કહી તે ક્રિયાભક્તિ છે નવધા કહીએ જેને,
પરાભક્તિની નવે દાસીઓ અમે જાણીએ એને. ૧
મનમાં પ્રેમ બ્રહ્મપર ઉપજે પરાભક્તિ તે જાણો,
દેહ ઇંદ્રિથી ક્રિયા થાય છે તે નવધા પરમાણો;
પ્રેમ બ્રહ્મપર ઉપજે તેમાં બાહ્યક્રિયા નહિ કાંઈ,
અંતરથી અનુરાગ ઉપજે એથી રીઝે સાંઇ. ૨
પરાભક્તિનું પ્રેમલક્ષણા નામ શાસ્ત્રમાં બોલે,
સહુથી શ્રેષ્ઠ એહને વરણી નહિ કોઈ એને તોલે;
કોટિ જન્મનાં જપ તપ સાધન સુકૃત સંચિત જેને,
પ્રભુ પ્રસન્ન થઈ પરાભક્તિ તો આપે ઉરમાં એને. ૩
અનેક જન્મની ક્રિયાભક્તિનું અપાર પુણ્ય સ્ફૂરે છે,
તો પરમેશ્વર પ્રસન્ન થઇને પરાભક્તિને દે છે;
નવધા ભક્તિ કર્મરૂપ છે કર્મ પુણ્ય ઉપજાવે,
ઘણા પુણ્યનો સંચય થાતાં પરાભક્તિ ઉર આવે. ૪
કર્મ થકી તો જાય સ્વર્ગમાં અંતે પાછો પડશે,
પરાભક્તિ તો મોક્ષ મેળવે બ્રહ્મવિષે જઇ ભડશે;
પરાભક્તિ તો અંતર રહે છે કોય ભક્તજન જાણે,
કર્મ ભક્તિ તો બાહર રહે તે દેખી લોક વખાણે. ૫

લોક ઘણા પૂજે ને માને જાય પુણ્ય ફળ તેથી,
પરાભક્તિને કોય ન જાણે અપાર ફળ છે એથી;
પરન્તુ રળેલું ખાવા માટે ક્રિયાભક્તિ જે સાધે,
તે ઠગને બગભક્ત જાણવો તેને બ્રહ્મ ન લાધે. ૬
પરાભક્તિવાળા જન તે તો કોઇ પાસે ના માગે,
મોક્ષ થવું પણ નથી માગતા તે પ્રભુને પ્રિય લાગે;
પડે ઘણું જો કષ્ટ દેહને તોય ચિત્ત નથી ચળતું,
નિષ્કિંચન નિર્વેદ ભરેલું મન રહે પ્રભુમાં મળતું. ૭
સાગરનું જળ થાય ન તાતું ઘણા સૂરજને તાપે,
ભક્ત ચળે નહિ ત્રિવિધ તાપમાં પરાભક્તિ પ્રતાપે;
ક્રિયાભક્તિનું પુણ્યકર્મ તે ભોગ થકી ક્ષય પામે,
આ લોકે અથવા પરલોકે નાશ હોય તે ઠામે. ૮
પરાભક્તિમાં ક્રિયા નથી છે પ્રભુને વશ કરનારી,
ક્રિયારૂપ જો એને કહે તો જાય મોક્ષસુખ હારી;
ગીતા ને અધ્યાય સાતમે ભક્તિ કહી છે જ્ઞાને,
તે ભક્તિથી મુજને પામે એમ કહ્યું ભગવાને. ૯
જ્ઞાનવાન થઈ મુજને પામે ઘણા જન્મને અંતે,
એમ જ્ઞાન ભક્તિનું કારણ કહ્યુ કૃષ્ણ ભગવતે;
બીજ જાણીએ તરુનું કારણ ફળ કારણ તરુ કહીએ,
એમ જ્ઞાન ભક્તિનું કારણ મુક્તિ ભક્તિથી લહીએ. ૧૦
પ્રીતિથી વશ સર્વ થાય છે જાણ્યાથી નહિ કોઈ,
પ્રીતિથી રસ રૂપ થાય છે લેજો સઘળે જોઈ;
પશુ પંખી ને દેવ માનવી પ્રીતિ આધીન જોવા,
સકળ લોકમાં શોધી જોતાં નહિ જાણ્યાથી તેવા. ૧૧
તૃપાવંતને જાણ્ય તોયની પ્રથમ થાય છે જ્યારે,
પ્રીતિથી તે પાન કરે છે શાંત થાય છે ત્યારે;
એમ વળી ભૂખ્યો ભોજનની જુક્તિ પહેલી જાણે,
પ્રીત્યે પાક બનાવી જમતાં તૃપ્ત હોય તે ટાણે. ૧૨
નેત્રે જોતાં જ્ઞાન થાય છે પછી થાય છે પ્રીતિ,
પ્રીતિથી તન મન ધન અર્પે સકળ લોકમાં રીતિ;
સ્નેહ નામ છે પ્રીતિ કેરું ચીકાશને પણ કહે છે,
સ્નેહવિષે ગુણ છે આકર્ષણ પાસે ખેંચી લે છે. ૧૩

માટીમાંહે સ્નેહ રહ્યો છે બને ઘટાદિક જેથી,
વેણુમાં જે સ્નેહ નથી તો કશું બને નહિ તેથી;
તૈલાદિકમાં સ્નેહ રહ્યો છે તેથી પ્રગટે જ્યોતિ,
સ્નેહવડે સહુ વળગી રહે છે જેમ છીપ ને મોતી. ૧૪
કોટિ કોટિ બ્રહ્માંડ શૂન્યમાં અધર સ્નેહથી રહે છે,
સ્નેહ જીવને હોય બ્રહ્મમાં બ્રહ્મરૂપ કરી દે છે;
પ્રભુની સાથે સ્નેહ કરે નહિ તે લૂખા જન જાણો,
દેહ ધર્યો તે ન ધર્યા જેવો તે પશુતુલ્ય પ્રમાણો. ૧૫

દોહા

સ્નેહ તથા અનુરાગ એ, છેજ ભક્તિનાં નામ;
સ્નેહ ઉપજે બ્રહ્મમાં, તેથી સરશે કામ. ૧
અગ્નિ ઉડુગણ ચંદ્રથી, તેજ સૂર્યનું સાર;
એમ સકળ સાધનવિષે, પરાભક્તિ સરદાર. ૨
મેઘ ઉદકથી મેદિની, ફળદાયક છે જેમ;
યોગ જ્ઞાન ભક્તિસહિત, ફળ આપે છે તેમ. ૩
સાધન સાધે યોગનાં, કરે સમાધિ કોય;
પરાભક્તિ આવ્યા વિના, ભાંડ સરીખા સોય. ૪
વરસ વહી ગયાં ત્રણસે, ઉપર એક હજાર;
રહી સમાધિ ભાંડને, મટ્યા ન મનોવિકાર. ૫
સાધન સાધે જ્ઞાનનાં, કરે અન્ન-જળ-પાન;
પરાભક્તિ ઉપજ્યા વિના, તજે ન જડ અભિમાન. ૬
શ્રવણ મનન સાધન કરે, નિત્ય ધ્યાનમાં ધ્યાય;
અધિક અધિક પ્રીતિ વધે, જીવ બ્રહ્મ થઇ જાય. ૭
ભક્તિ ઉપજે જ્ઞાનથી, નહિ ભક્તિથી જ્ઞાન;
જ્ઞાને ગોવિંદ ઓળખે, ભક્તિથી એકતાન. ૮
કારણ છે પ્રીતિ તણું, સુંદરતાનું જ્ઞાન;
જાણ્યાથી પ્રીતિ વધે, પ્રીતિ મોક્ષ નિધાન. ૯
ગોપીજનને કૃષ્ણની, સાથે કેવળ પ્રીત્ય;
મુક્તિ પામી તે થકી, એજ પ્રીતિની રીત્ય. ૧૦
કૃષ્ણે ગીતામાં કહ્યું, અર્જુન પ્રત્યે એહ;
ભક્તિવડે જાણે મને, અર્જુન નિઃસંદેહ. ૧૧
એજ વચનમાં જ્ઞાનનું, ભક્તિ કારણ હોય;

પણ તે તો નવધા કહી,પરા ભક્તિ નહિ સોય. ૧૨
શ્રવણાદિક સાધન થકી, રીઝે છે જગરાય;
આપે જ્ઞાન પ્રથમ થકી, જ્ઞાને ભક્તિ થાય. ૧૩
ભક્તિથી મુકિત મળે, એ નિશ્ચય નિરધાર;
જ્ઞાને ભક્તિ થાય છે, એમ સમજવો સાર. ૧૪

સોરઠા

અંગ જ્ઞાનનું યોગ, ભક્તિનું અંગ યોગ છે;
જીવ બ્રહ્મ સંજોગ, જોગ નામ છે તેહનું. ૧
ચિત્તવૃત્તિ નિરોધ, કરવો જોઇએ જ્ઞાનમાં;
તેવો વૃત્તિનિરોધ, તે ભક્તિ માંહે ઘટે. ૨
યોગસૂત્રમાં સોય, પતંજલિ મુનિએ કહ્યું;
*ભક્તિ બ્રહ્મની હોય,તોજ સમાધિ રહે સદા. ૩
જુઓ બોલતાં એમ, યોગ મુખ્ય એમાં થયો;
તેનું કરવું કેમ, યોગ અંગ ભક્તિ થઈ. ૪
અંગ યોગનું જેહ તે ભક્તિ નવધા સહુ;
પરા ન કહીએ તેહ, પરાભક્તિ અનુરાગ છે. ૫
ભક્તિ કહો છો રાગ, તો પતંજલિ સૂત્રમાં;
રાગ કહ્યો છે ત્યાગ, ગણેલ છે પંચ કલેશમાં. ૬
રાગ કહ્યો છે ત્યાગ, તે સઘળો સંસારનો;
પ્રભુ સાથે અનુરાગ, તજવા કાંય કહ્યો નથી. ૭
જે સંસારી રાગ, તે કારણ બંધનતણું;
ઈશ્વરમાં અનુરાગ, તે કારણ છે મોક્ષનું. ૮
દુષ્ટ જનોનો સંગ, તજવાનો તેને કહ્યો;
પણ સજ્જનનો સંગ,કોય કાળે તજવો નહિ. ૯
સજ્જન કેરો સંગ, સુખદાયક છે સર્વથી;
આણી અંગ ઉમંગ, સજ્જનને કરવો સદા. ૧૦
પાપ હરે છે ગંગ, તાપ હરે છે ચંદ્રમા;
સઘ હરે સતસંગ, પાપ તાપ ને દીનતા. ૧૧

છપ્પા

તપસીથી છે અધિક, મહાયોગીજન કહીએ;
જ્ઞાનવાનથી અધિક, વળી જોગીજન લહીએ;

* समाधि सिद्धिरीश्वर प्रणिधानात् । प्रणिधान भक्तिः।

કર્મવંતથી અધિક કહ્યા ગીતામાં યોગી,
રમે બ્રહ્મસુખ માંય નહિ તે ભવસુખ ભોગી;
અર્જુનને હરિએ કહ્યું માટે તું યોગી થજે,
૯૭ યોગી થઈ માહરો પરમભક્ત સુખીઓ હજે. ૧
અર્જુન કહે મહારાજ વચન છે દ્વિધા તમારૂં,
તે સાંભળતાં ભ્રાંત ખચિત થાયે મન મારૂં;
ભક્તિ નેષ્ટ ને શ્રેષ્ઠ કોય ઠામે કહી ઘો છો,
જ્ઞાન નેષ્ટ ને શ્રેષ્ઠ વળી કોઇ ઠામ વદો છો;
વચન સુણી અર્જુન તણાં વળતી બોલ્યા શ્રીહરિ,
જ્ઞાનભક્તિ બેને વિષે ભક્તિની મોટમ ખરી. ૨

દોહા

અર્જુન કહે જો ભક્તિને, શ્રેષ્ઠ કહો યદુરાય;
ત્યારે તો જ્ઞાની તણી, જ્ઞાને મુક્તિ ન થાય. ૧
કૃષ્ણ કહે અર્જુન સુણો, જ્ઞાનીજન છે જેહ;
કરી ઉપાસન બ્રહ્મની, બ્રહ્મભૂત હોય તેહ. ૨
અર્જુન કહે જ્ઞાની જુઓ, બ્રહ્મરૂપ થઇ જાય;
ત્યારે ભક્તિ જ્ઞાનથી, શ્રેષ્ઠ કેમ કહેવાય. ૩
કૃષ્ણ કહે અવ્યક્ત છે, રૂપ બ્રહ્મનું જેહ;
તે રૂપે જ્ઞાની થતાં, કષ્ટ સહે બહુ દેહ. ૪
વળી જ્ઞાની નિજ બળવડે, થવા મુજ સમો જાય;
દુસ્તર માયા માહરી, કરે ઘણા અંતરાય. ૫
અહંબ્રહ્મ જ્ઞાની કહે, માયા ગુણથી પાર;
પણ રહેવું એ પદ વિષે, છે ખાંડાની ધાર. ૬
જ્ઞાનવડે મુક્તિ મળે, કઠિન પંથ છે એહ;
ભક્તિવડે મુક્તિ મળે, સરળ પંથ છે તેહ. ૭
વસિષ્ઠમુનિ જેવા જગે, કોઈક વિરલા સંત;
મુક્તિ પામે જ્ઞાનથી, એવા કોઇ મહંત. ૮
ભવતારણ ભક્તિતણો, પંથ ભલો કહેવાય;
ભક્તિ કરે સહુ વર્ણ તો, એથી મુક્તિ થાય. ૯
પાંખ વગરના પંખીએ, નભમાં નહિ રહેવાય;
એમ પરાભક્તિ વિના, બ્રહ્મપ્રાપ્તિ ના થાય. ૧૦
ભક્ત રહે મુજ બળવડે, નિજ બળ ન કરે લેશ;

માટે મારા ભક્તને, કિંચિત ના હોય ક્લેશ. ૧૧
માતા નાના બાળની, રાખે સદા સંભાળ;
એમજ મારા ભક્તની, હુંજ કરૂં પ્રતિપાળ. ૧૨
મોટા સુતની માતને, ચિંતા નહિ લગાર;
એમ જ્ઞાની નિજ બળવડે, કોય ન ઉતરે પાર. ૧૩
અનન્ય ભક્તિ માહરી, આવે જેને ઊર;
સામર્થ્ય સઘળું માહરૂં, તે પામે ભરપૂર. ૧૪
જ્ઞાનીને તો માહરૂં, જ્ઞાન એકલું હોય;
સહાયતા વિણ માહરી, બળ નવ પામે સોય. ૧૫
જેમ કોય રાજાતણી, જાણ રંકને હોય;
તેથી અમલ રાજ્યનો, તે નવ પામે સોય. ૧૬
રાજાના સેવક વિષે, રાજા રીઝયો હોય;
આપે અમલ આપનો, એમ ભક્તજન સોય. ૧૭

ચોપાઈ ત્રિતાલ

કોઇ શ્રદ્ધા ને ભક્તિ જેહ, એક રૂપજ ગણે છે તેહ;
શ્રદ્ધા ભક્તિ એકજ નથી, ભેદ તેહનો કહું છું કથી. ૧
દઢ વિશ્વાસ બ્રહ્મપર હોય, શ્રદ્ધા નામ જાણીએ સોય;
ઉપજે પ્રભુપર પ્રેમ અપાર, જાણો ભક્તિ એજ નિર્ધાર. ૨
જ્ઞાનવડે પણ મુક્તિ થાય, પણ એ માર્ગ કઠણ કથાય;
ભક્તિવડે મુક્તિ છે જેહ, સુલભ સરલ પંથ છે તેહ. ૩
ભક્તિ પંથ મુક્તિનો કથ્યો, વ્યાસે વેદ શીદને મથ્યો;
બ્રહ્મકાંડનાં સૂત્રો જેહ, શા માટે રચી દીધાં તેહ. ૪
એનો ઉત્તર સુણજો એમ, વ્યાસે સૂત્ર રચ્યાં છે તેમ;
બ્રહ્મસૂત્રથી બ્રહ્મ જણાય, તેથી ભક્તિ તેહની થાય. ૫
ઉપાસનાનાં સૂત્રો જેહ, રચ્યાં ભકિત ઉપજાવા તેહ;
જ્યાંલગી પરાભક્તિ નવ હોય, ત્યાંલગી કરવી નવધા સોય. ૬

છપ્પો

શ્રવણ પરિક્ષિત રાય, કરી કીર્તન શુકદેવે,
સ્મરણ ભકિત પ્રહ્લાદ, ચરણ તો લક્ષ્મી સેવે;
પૂજન કરી પૃથુ ભૂપ, અક્રૂરે કીધી વંદન,
દાસભક્તિ હનુમાન, સખ્ય કરી પાંડુનંદન;
નવમી આત્માર્પણ કહી, બળિરાજાએ તે કરી,

એમ એક એક આચરી, ભક્તિ એ નવધા ખરી. ૧

ગીતિ છંદ

પરાભક્તિ ના આવે, ત્યાં લગી ભક્તિ નવધા આચરીએ;
નવની ક્રિયા બતાવે, એવા ગુરુની સેવા તો કરીએ. ૧
વાસ કરી એકાંતે, વિચાર મનમાં રાતદિવસ કરવો;
ઇંદ્રિયને વશ રાખી, મહાવાક્યનો બોધ હૃદે ધરવો. ૨
દુર્જન ગોષ્ટી તજવી, પરનિંદા ને ધૂર્તસંગ તજવો;
ભેદમતિને ત્યાગી, એક બ્રહ્મને સદાકાળ ભજવો. ૩
કુસંગ સઘળો ત્યાગી, ભગવતજનની સેવા તો સજીએ;
પ્રભુપદના અનુરાગી, ભક્તજનોને ભાવ ધરી ભજીએ. ૪

દોહા

ભક્તિવિષે મત જૂજવા, કરી ગયા છે જેહ;
સર્વે જનને સમજવા, કહી સમજાવું તેહ. ૧

ચોપાઈ વિતાલ

જીવ બ્રહ્મમાં ભેદ અપાર, કશ્યપ મુનિ કહે છે નિર્ધાર;
ઈશ્વરની ઈશ્વરતા જેહ, જીવ પામે નહિ એનો છેહ. ૧
ઈશ્વર નિજ ઈશ્વરતાવડે, બ્રહ્માંડોને ભાગે ઘડે;
દેહ દેહમાં રચના જેહ, જાણી જાય ન જીવથી તેહ. ૨
વટના બીજવિષે વડ કરી, જુઓ ઈશ્વરે રાખ્યો ભરી;
તે વડ ઉગી બાહર થાય, અગણિત બીજાં બીજ રચાય. ૩
ભર્યો પ્રથમ સંકેતજ જેહ, ચાલ્યો જાય કલ્પલગી તેહ;
જીવ સૃષ્ટિના ભેળા થાય, એક રોમ રચ્યું નવ જાય. ૪
તો જીવ ઈશ્વર સમ ક્યમ હોય, માટે ભજવો ઈશ્વર સોય;
ઈશ્વરમાં છે શક્તિ અપાર, અનંત લોકનો સરજનહાર. ૫
અપાર ઐશ્વર્ય ધારે જેહ, પાપથકી ઉદ્ધારે તેહ;
જીવ ઈશ બે ભિન્નજ ગણે, એનું નામ દ્વૈતમત ભણે. ૬
હવે અદ્વૈત મત છે જેહ, વ્યાસમુનિ બોલ્યા છે તેહ;
તે કહે જીવ ઈશ્વર માંય, સાચો ભેદ રહ્યો નથી કાંય. ૭
જ્યારે સૃષ્ટિ ન હતી કોય, હતો એકલો બ્રહ્મજ સોય;
સૃષ્ટિ અંતે પણ તે રહે, મધ્યે કલ્પિતને જીવ કહે. ૮
આદ્ય અંત બ્રહ્મ કહે વેદ, મધ્ય જીવનો કલ્પ્યો ભેદ;
માનેલો તે મિથ્યા થાય, સાચો જોતાં બ્રહ્મ સદાય. ૯

તત્ત્વમસ્યાદિક શ્રુતિઓ જેહ, અભેદ બોધ કરે છે તેહ;
તત્ત્વમસિ એ વાક્યજ માંય, જીવબ્રહ્મ એકજ છે ત્યાંય. ૧૦
જીવ બ્રહ્મનું એકત્વપણું, મુક્તિ નામ તેહનું ભણું;
શાંડિલ આચારજ છે જેહ, દ્વૈતાદ્વૈત કહે મત તેહ. ૧૧
શ્રુતિ સ્મૃતિમાં જેહ પ્રમાણ, તેને ખોટા કહેશે કોણ;
અહંબ્રહ્મ જીવને ના સ્ફુરે, ત્યાંલગી ભક્તિ બ્રહ્મની કરે. ૧૨
જીવ ને બ્રહ્મ એક થઇ જાય, તેનું નામ મોક્ષ કહેવાય;
જીવપણે રહી ભજવું જેહ, દ્વૈત નામ તો કહીએ તેહ. ૧૩
જીવ-બ્રહ્મની એકતા થાય, તે અદ્વૈત થયુ કહેવાય;
એમ જાણવું દ્વૈતાદ્વૈત, છે શ્રુતિ સ્મૃતિ પ્રમાણસહિત. ૧૪
ભિન્ન વિના ભક્તિ નવ બને, માટે એક થવું નહિ જને;
મોક્ષકાળે એકજ થઇ જવું, એ સિદ્ધાંત દ્વૈતાદ્વૈત હવું. ૧૫
કોય કહે જીવ ઈશ્વર માંય, દીસે ભેદ પરસ્પર ત્યાંય;
તો બેની એકતા ક્યમ થાય, સાંભળજો કહું છુ ત્યાં ન્યાય. ૧૬
જે આ દેવદત્ત છે જેહ, તે હું છું ને હું તે તેહ;
દેવદત્ત ને હું બે કહ્યું, એ વચને તો દ્વૈતજ થયું. ૧૭
હું તે છુ, એ થયું અદ્વૈત, માટે એ છે સાચી રીત;
જીવ બ્રહ્મ એકત્વજ એમ, શાસ્ત્રો માંહી કહ્યું છે તેમ. ૧૮

મનહર છંદ

ક્લેશયુક્ત જીવ જેહ બ્રહ્મમાંહી ભળે તેહ,
ત્યારે તેને સંગે બ્રહ્મ ક્લેશવાન થાય છે;
એવી શંકા કરે કોય એનો આ ઉત્તર હોય,
મોક્ષકાળે જીવતણા ક્લેશ ટળી જાય છે;
ક્લેશ રહ્યા હોય જ્યારે બ્રહ્મ કોણ કહે ત્યારે,
માટે તેના ક્લેશ માત્ર પ્રથમ પળાય છે;
છોટમ પાવક માંય પડે જઈ વસ્તુ કાંય,
નામ રૂપ ગુણ જઈ અગ્નિજ કહેવાય છે. ૧
જીવતણા ક્લેશ ગયા પછી તે ઈશ્વર થયા,
એવું કહેતાં ઈશ્વર તે જીવ હતો થાય છે;
બંધ દશા હતી જ્યારે જીવ નામ હતું ત્યારે,
મુક્ત દશા માંહી થયો ઈશ્વર કહેવાય છે;
સમજાયું એમ તેનો ઉત્તર છે કહું તેમ,

ઈશ્વરમાં ઈશ્વિરતા રહેલી સદાય છે,
છોટમ જે કાષ્ઠમાંય અગ્નિ છે રહેલો ત્યાંય,
પ્રકટીને બાળ્યા પછી અગ્નિ કરી જાય છે. ૨
અગ્નિ માંહી ઉષ્ણતા તે રહેલી અનાદિ જેમ,
ઈશ્વરમાં ઈશ્વરતા રહેલી સદાય છે,
કાષ્ઠના સંયોગ માંહે આવેલો છે અગ્નિ જેહ,
કાષ્ઠની ઉપાધિ થકી ધૂમ બહુ થાય છે,
કાષ્ઠ બળી જાય જ્યારે ધૂમ ટળી જાય ત્યારે,
ઉપાધિ રહિત એક અગ્નિ કરી ગાય છે;
છોટમ અવિદ્યા તણો સંગ છૂટી જાય જ્યારે,
જીવપણું મટી જીવ બ્રહ્મમાં સમાય છે. ૩
રાજાનો કુંવર કોય ચોર હરી ગયા સોય,
વ્યાધતણા સંગમાંહે વ્યાધ થઈ રહ્યો છે,
ભૂલીને પોતાનું ભાન થયું વ્યાધ અભિમાન,
વ્યાધ તણા કર્મ કરી વ્યાધપણું લહ્યો છે,
મળે કોય ભેદુ જન કહે તુ રાજાનો તન,
વ્યાધતણાં કર્મ તજી રાજપદે ગયો છે,
છોટમ અવિદ્યા સંગે થયેલો અવિદ્યા રૂપ,
બ્રહ્મના ભજન થકી બ્રહ્મરૂપ થયો છે. ૪
ઈશ્વરની ઈશ્વરતા તણો આદિ અંત નથી,
જીવોના રાગાદિકોનો આદિ અને અંત છે,
અણિમાદિ સિદ્ધિઓ છે ઈશ્વર વિષે અપાર,
જ્ઞાન ઈચ્છા ક્રિયા આદિ શક્તિઓ અનંત છે,
જીવમાં અવિદ્યા અને અસ્મિતાદિ રાગ દ્વેષ,
અલ્પ શક્તિ અલ્પ મતિ તેથી થયો જંત છે,
ઈશ્વરના ધ્યાન થકી ઈશ્વરમાં મળે જ્યારે,
છોટમ કહેવાય પછી બ્રહ્મ એ મહંત છે ૫

દોહા

ઉત્પત્તિ સ્થિતિ લય તણો, કરનારો છે જેહ,
વ્યાસસૂત્ર માંહે કહ્યો, બ્રહ્મ જાણવો તેહ. ૧
તેની જિજ્ઞાસા કરે, જીવ ભક્ત જન સોય,
બ્રહ્મરૂપ અંતે બને, આવાગમન ન હોય. ૨

ચોપાયા છંદ

ઉપાદાનકારણ સૃષ્ટિનું બ્રહ્મ માનશો જ્યારે,
મૃત્તિકાની પેરે વળી તે તો થશે વિકારી ત્યારે;
એવી શંકા થાય કોયને ઉત્તર કહું છું એને,
નિર્વિકાર નિર્લેપ બ્રહ્મ છે વિકાર ના હોય તેને. ૧
ઉપાદાનકારણ સૃષ્ટિનું શક્તિ પ્રભુની જાણો,
તે શક્તિ ને શક્તિવંતનો નિત્ય સંબંધ પ્રમાણો;
અગ્નિવિષે જેમ તેજ ઉષ્ણતા સદા સંબંધી જેવી,
બ્રહ્મ અને વળી શક્તિ બ્રહ્મની નિત્ય સંબંધી તેવી. ૨
શક્તિને વળી શક્તિમાનમાં ભેદ ન ગણશો કોઇ,
કૂર્મપુરાણે એમ કહ્યું છે તે સહુ લેજો જોઇ;
તત્ત્વ તણી ચિંતા કરનારા જોગી જન એમ કહે છે,
બ્રહ્મરૂપને શક્તિ બ્રહ્મની અભેદ માની લે છે. ૩
કોઇ પ્રકૃતિ મિથ્યા કહે છે એ પણ મત છે કાચો,
નથી ઉષ્ણતા કહે અગ્નિમાં તો અગ્નિ નહિ સાચો;
જે વસ્તુ ઉપલબ્ધ હોય તે સત્ય વ્યાસ મુનિ કહે છે,
જ્ઞાન બ્રહ્મ ને જ્ઞેય પ્રકૃતિ એવું આપ વદે છે. ૪
જ્ઞાતા ને વળી જ્ઞેય વસ્તુનો છેજ સંબંધ અનાદિ,
કૌશિતક ઉપનિષદ્ જોઇને બોલ્યા છે બ્રહ્મવાદી;
જેણે સઘળું જગત રચ્યું છે જીવ રચેલા જેના,
અગ્નિમાંથી તણખા નીપજે એમ અંશ સહુ એના. ૫
જીવોએ તે બ્રહ્મ જાણવો અનેક શ્રુતિઓ કહે છે,
તેહ તણી જિજ્ઞાસા કરવી સ્મૃતિઓ માત્ર વદે છે;
ઇંદ્રાદિકમાં પ્રભુતા છે તો પ્રભુ તેમને લહીએ,
પરમેશ્વરમાં અસંખ્ય પ્રભુતા કેમ પ્રભુ ના કહીએ. ૬
ઘરના ધણીની ઘરમાં પ્રભુતા ઘટપટાદિપર જેવી,
અખિલ વિશ્વપર પ્રભુની પ્રભુતા ઇંદ્રાદિકપર તેવી;
તે પ્રભુજીની ભક્તિ કરીને તેજ પ્રભુને મળીએ,
છોટમ સર્વ અવિદ્યા છાંડી હેતે પ્રભુશું હળીએ. ૭

ઇતિ શ્રીભક્તિભાસ્કરે જ્ઞાનયોગાદિ ભક્તિ-
અંગનિરૂપણે દ્વિતીય કિરણ:

## કિરણ ૩ જું-ભક્તલક્ષણ

રાગ-સીતાજીના મહિનાનો

જેને ઉપજી છે ભક્તિ અનન્ય, ચિહ્‌ન તેનાં કહું,
સુણી શ્રવણે બ્રહ્મગુણગ્રામ, પ્રેમ ઉપજે બહુ,
વહે આંખેથી આંસુની ધાર, વચન ગદ્ ગદ્ વદે,
ઉભાં થાય છે સઘળાં રોમ, કોમળ જેનું હૃદે. ૧
નવ લક્ષણ જેમાં હોય, ભક્ત તેને જાણીએ,
કરે પ્રભુનું પ્રથમ સનમાન, મધુરી વાણીએ,
બીજુ લક્ષણ દે બહુ માન, ત્રીજી ધરે પ્રીતિ છે,
ચોથો વિરહ હૃદયમાં હોય, ભક્તની રીતિ છે. ૨
એથી અન્ય ઉપર છે અભાવ, રીતિ એ પાંચમી,
છઠ્ઠી મહિમા ખ્યાતિ ઉદાર, કરે પ્રભુને નમી,
તેને અર્થે પ્રાણનું સ્થૈર્ય, રીતિ એ તો સાતમી,
વળી હોય તદીયતાભાવ, રીતિ એ તો આઠમી. ૩
એથી અપ્રતિકૂળતા જેહ, રીતિ નવમી સહી,
એવી ભક્તિ શાસ્ત્રની માંહી, મુનિએ વાણી કહી,
એવા નવ ગુણથી સંયુક્ત, ભક્તજન જાણીએ,
હવે દૃષ્ટાંતે કહું સોય, ખરૂં પરમાણીએ. ૪
ગમે તેની અવસ્થા માંહી, જુઓ અર્જુન હતો,
પણ આવતા દેખી શ્રીકૃષ્ણ, ઉઠી ઉભો થતો,
ઘણા આદરથી સન્માન, કરતો રૂડી રીતથી,
આખી ઉમર એવી રીત્ય, પાળી છે પ્રીતથી. ૫
હતો ઇક્ષ્વાકુ નામે નરેશ, ભક્ત વિષ્ણુ તણો,
કરતો વિષ્ણુ તણું બહુ માન, પ્રેમ આણો ઘણો,
હોય મૃગ કે કમળ કોઈ ઠામ, નામ વિષ્ણુ તણું,
દેખી શ્યામ શરીરનો રંગ, માન કરતો ઘણું. ૬
દેખે વાદળ કંબળ વ્યાળ, શ્યામ રંગ જેહને,
મારા પ્રભુના સરીખો રંગ, જાણી નમે તેહને,
હવે પ્રીતિતણું કહુ રૂપ, જુઓ ભારત ભણી,
ગયા વિદુર તણે ઘેર કૃષ્ણ, પ્રીતિ ઉપજી ઘણી. ૭
અહો કમલનયન ઘનશ્યામ, તમે જો પધારીઆ,
મને ઉપજી છે પ્રીતિ અપાર, અર્થ સહુ સારીઆ;

અંતરાત્મા ચરાચર માંહી, તમે સર્વે તણા,
ઘટે પ્રીતિ. તમારી સાથ, દોષ ટાળે ઘણા. ૮
હવે વિરહ તણું દષ્ટાંત, જુઓ વ્રજ-જોષિતા,
જેના વિરહાગ્નિ માંહી વિકાર, રહ્યા સઘળા જતા;
અમે ગુરુ આગળ જઇ કાંઈ, કહી શકીએ નહીં,
બળ્યાં વિરહ અગ્નિની માંહી, જઇ કહીએ કહીં. ૯
હવે અન્ય ઉપર જે અભાવ, કહું રૂપ તેહનું,
જુઓ ભારતમાં છે વાત, ઉદાહરણ એહનું;
ઉપમન્યુ કહે સુણો શક, શંકર આજ્ઞા કરી,
મને સરજે કીટ પતંગ, લેઉં માથે ધરી. ૧૦
મળે જો પ્રભુઆજ્ઞા સિવાય, રાજ ત્રય લોકનું,
મારે કરવું નહિ અંગીકાર, મૂળ જે શોકનું;
હવે મહિમાવૃદ્ધિની વાત, છે વિષ્ણુપુરાણમાં,
યમદૂતોને કહે યમરાય, ભૂલ્ય કે અજાણમાં. ૧૧
હોય ભગવતના જે ભક્ત, જગતમાં જે સ્થળે,
તેને લાવશો નહિ મુજ પાસ, તમે મારે બળે;
હોય જગતવિષે જે જીવ, પ્રભુ હું તેહનો,
જન હરિના કહેવાતા હોય, ધણી નહિ એહનો. ૧૨
હતો રૌરવ આદિક માંહી, સમૂહ જે જંતનો,
તેને કહેવા લાગ્યા યમરાય, મહિમા ભગવંતનો;
અરે જીવો અભાગીઆ મૂઢ, ભજ્યા નહિ શ્રીહરિ,
આવી નરકમાં વારંવાર, પડો છો ફરી ફરી. ૧૩
તમે આરાધન કર્યું હોત, જગતકરતારનું,
તો પડત નહિ દુઃખ કાંઈ, દૂતોના મારનું;
ભક્તિ અર્થે ધારવો દેહ, કહ્યું રામાયણે,
સ્થિતિ પ્રાણ તણી નવિ હોય, ભજન કાંઈ ના બણે. ૧૪
એમ જાણી કહે હનુમાન, રામ રણધીરને,
કર જોડીને વારંવાર, સ્તવે રઘુવીરને;
પ્રભુ કીર્તિ તમારી પવિત્ર, વિચરશે જ્યાંલગી,
હું દેહ ધરી વિચરીશ, લોકમાં ત્યાં લગી. ૧૫
મુનિ નારદ આદિ સમસ્ત, બ્રહ્મને આરાધવા,
ઘણો કાળ ધારે છે પ્રાણ, સ્નેહ કરી સાધવા;

હવે કહું છું તદીયતા ભાવ, અર્થ સુણો એહનો,
દેહ આદિ પદારથમાત્ર, જાણવો તેહનો. ૧૬
કહ્યું મહાભારતની માંહી, વસુ ઉપરીચરે,
હોય વસ્તુ પોતાની જેહ, અર્પણ પ્રભુને કરે;
ધન રાજ્ય દારા સુત દેહ, કે વાહન જેટલાં,
પ્રભુ અર્પણ કરવું સમસ્ત, જે જે હોય તેટલાં. ૧૭
સહુ ભૂતોવિષે ભગવંત, જોતા પ્રહ્લાદજી,
જાણી પ્રાણી હરિમય એક, થતો આહ્લાદજી;
એવી કહે છે વિષ્ણુપુરાણ, ભક્તની અનન્યતા,
દેખી વિષ્ણુ ચરાચર માંહી, રહે આધીનતા. ૧૮
હવે અપ્રતિકૂળતા જેહ, દષ્ટાંત છે તેહનું,
જુઓ ભીષ્મે ભારતમાંહી, વચન કહ્યું સ્નેહનું;
આવ્યા હણવાને શ્રીભગવંત, ભીષ્મ અનુકૂળ થયા,
આવો શારંગધર દેવેશ, શબ્દ એવા કહ્યા. ૧૯
આવો લોકનાથ જગવાસ, પાડો મને રથ થકી,
એવાં ભક્તિ ભરેલાં ભીષ્મ, વચન બોલ્યા નકી;
એવો પ્રભુને વિષે અનુરાગ, ભક્તજનને રહે,
પ્રભુ તાડે પછાડે તોય, કુભાષણ ના કહે. ૨૦
એવો અંતરમાં અનુરાગ, સદા રહે દાસને,
પડે ન્હાય તેવાં દુઃખ તોય, પામે નહિ ત્રાસને;
જુઓ રોમાંચલનો શાપ, ભુષંડીને થયો,
પામ્યો તરતજ કાગનો દેહ, તોય સુખમાં રહ્યો. ૨૧
જે પ્રભુમય દેખે જગત, ભક્ત પ્રભુને ભજે,
તેને કોય પ્રકારના તાપ, ઉપજતા નથી રજે;
પ્રભુ આજ્ઞામાં વરતે સદાય, દાસતાને ધરી,
તેને પોતાનો જાણી ભક્ત, તારે છે શ્રીહરિ. ૨૨

દોહા

શિશુપાલાદિક દ્વેષથી, તરી ગયા કહે કોય;
દ્વેષ ચિહ્ન ભક્તિ તણું, ગણીએ તો શું હોય. ૧
દ્વેષ ચિહ્ન ભક્તિ તણું, ગણવાનું નહિ નામ;
વ્યાસે મહાભારત વિષે, જુઓ કહ્યું છે આમ. ૨
ક્રોધ ના હોય ભક્તને, નહિ મત્સર નહિ લોભ;

અશુભ બુદ્ધિ ઉપજે નહિ, કષ્ટસમે નહિ ક્ષોભ. ૩
કોઈ કાળે ઉપજે નહિ, પ્રભુના ઉપર દ્વેષ;
ભાવ ચળે નહિ ભક્તનો, ધીરજવંત હમેશ. ૪

છપ્પા

શિશુપાલાદિક સર્વ, દ્વેષભાવે હરિ ભજીઆ,
રાતદિવસ મનમાંહી, સ્મરણ પ્રભુનું નહિ તજીઆ;
સ્મરણતણે પરતાપ, પાપ તે ગયાં બળીને,
કીટભ્રમરની પેર રહ્યું, મન એક મળીને;
સ્મરણ તણા મહિમા વડે, તે પ્રભુમાં તન્મય થયા,
પરાભક્તિ પ્રગટયા પછી, સર્વ મોક્ષ માંહે ગયા. ૧

ચોપાઈ

નારાયણની ભક્તિ જેહ, મોક્ષદાયિની જનને તેહ;
રામ કૃષ્ણ આદિક અવતાર, તે નારાયણના નિર્ધાર. ૧
તેનાં ભજને મુક્તિ હોય, એમાં સંશય ન કરો કોય;
પરબ્રહ્મનું દૈવત જેહ, તે છે નારાયણનો દેહ. ૨
એમાં છે ઐશ્વર્ય અનંત, માટે સર્વ ભજે છે સંત;
વાદી કહે ઇશ્વર છે જેહ, તે શું કરવા ધારે દેહ. ૩
ઈચ્છાથી ધારે તે થાય, તે શું કરવા ધારે કાય;
એનો ઉત્તર સુણજે વીર, ઈચ્છાથી પ્રભુ ધરે શરીર. ૪
અણિમાદિક સિદ્ધિઓ અપાર, તે સહુ દીસે દેહાકાર;
જીવના જેવો નહિ તે દેહ, અદ્ભુત ઐશ્વર્યવાળો તેહ. ૫
દેહ ધાર્યાનું કારણ કહું, તે શ્રોતાજન સુણજો સહુ;
થાતો હોય ધર્મનો નાશ, વધે દુષ્ટ દે સહુને ત્રાસ. ૬
પાપીજન બળિયા થઇ પડે, કરે અધર્મ સાધુને નડે;
ત્યારે પ્રભુ ધારે અવતાર, કરે દુષ્ટ કેરો સંહાર. ૭
સાચો ધર્મ સનાતન જેહ, સ્થાપન કરે પ્રભુજી તેહ;
વેશ ધરી આવે નટ જેમ, ધારે દેહ પ્રભુજી તેમ. ૮
માત તાત તે કહેવા માત્ર, ઈચ્છે તેવું ધારે ગાત્ર;
નૃસિંહ આદિક બીજા દેહ, અકસ્માત્ થાય છે તેહ. ૯
દિવ્ય જન્મ કર્મ પણ દિવ્ય, કરી શકે નહિ કોએ જીવ;
એવું દિવ્યપણું જે લહે, પ્રાણી તેહ મુક્ત થઈ રહે. ૧૦
વાદી કહે દિવ્ય જે નાથ, સઘળી બાજી એને હાથ;

ત્યારે નિજ રૂપે રહી સોય, કેમ કામ ન કરે સહુ કોય ૧૧
ઉત્તર એનો સાભળ વીર, જો પ્રભુજી ના ધારે શરીર,
ગેબી રહીને કારજ કરે, ગુપ્ત પ્રાણ પાપીના હરે ૧૨
તો નાસ્તિકજન સઘળા જેહ, સહજે થયું કહે સહુ તેહ,
વળી ધર્મસ્થાપનનું કામ, ગુપ્ત રહી કેમ કરશે રામ ૧૩
જીવમાત્રની એવી રીત, દીઠા ઉપર થાય પ્રતીત,
અદ્ભુત સામર્થ્ય દેખે જદા, પ્રભુ કરીને માને તદા ૧૪
નાસ્તિકતાનાં જાએ મૂળ, ધર્મ બ્રહ્મ જાણે અનુકૂળ,
માટે ઈશ્વર ધારે દેહ, એમા કરવો નહિ સંદેહ ૧૫
ઈશ્વરને સ્વારથ નહિ કાય, દયા ઘણી રહે છે મનમાંય,
તેથી જનનું રક્ષણ કરે, પાપી પાખંડીને હરે ૧૬
વાદી કહે વિભૂતિ પ્રભુતણી, ગીતા મધ્યે કહી છે ઘણી,
નર મધ્યે રાજા છે જેહ, દેવઋષિમાં નારદ તેહ. ૧૭
ઇત્યાદિક વિભૂતિ છે જેહ, કોય ભાવથી સેવે તેહ,
પરા ભક્તિ પામે કે નહી, તે મુજને સમજાવો અહી. ૧૮
સાંભળ વીરા વિભૂતિ જેહ, પ્રાણી વિષે પૂજ્ય છે તેહ,
તે પણ પ્રાણીમાહી ગણાય, પ્રાણવડે જીવે છે કાય. ૧૯
પ્રાણ વિના દેહ ધરે જેહ, પ્રભુ અવતાર જાણના તેહ,
જે જે વિભૂતિ ઈશ્વર તણી, પૂજા યોગ્ય જાણવી ઘણી. ૨૦
પરાભક્તિ તેની નવ બને, ક્રિયાભક્તિ તો કરવી જને,
વિભૂતિ પ્રાણધારી છે જીવ, પ્રાણરહિત છે સાચો શિવ ૨૧
રામ કૃષ્ણ કેરો જે દેહ, પ્રાણવિના ધારેલો તેહ,
પ્રાણધારી તો જીવ ગણાય, પરાભક્તિ તેની નવ થાય ૨૨
વાસુદેવ વૃષ્ણિ કુળમાહી, ગણ્યા વિભૂતિરૂપે ત્યાહી,
તે ઠામે સંકર્ષણ જેહ, કહ્યા વિભૂતિ માહે તેહ ૨૩
વિષ્ણુ ચતુર્વ્યૂહ અનતરે, છે બળદેવ તેહમા સરે,
બલ વિભૂતિ સંજુત છે એહ, માટે કહ્યા પૂજવા તેહ ૨૪
તેમ રુદ્રમા શંકર નામ, જેનો માહી શ્રેષ્ઠ બલધામ,
તેની પૂજા કરવી કહી, એમ વિભૂતિ સઘળે લહી ૨૫
શિવ શક્તિ ગણપતિ રવિ હરિ, ભજે બ્રહ્મ એક જાણી કરી,
ભેદબુદ્ધિ જ્યારે ટળી જાય, પરાભક્તિ તેને ઉર થાય. ૨૬
પરાભક્તિ ઉપજે જે વાર, મગ્ન મોક્ષમાં તે નિર્ધાર,

ભક્તિ છે પ્રેમ અપાર, તેમાં ન રહે ભેદવિકાર. ૨૭

દોહા

પંચ રૂપ છે બ્રહ્મનાં,શ્રુતિઓ સ્મૃતિઓ માંય;
માટે પંચે દેવમાં, ભેદ ન ગણવો કાંય. ૧
અધ્યાય સત્તાવીસમે, કાશીખંડની માંય;
કહે છે શિવ વિષ્ણુ વિષે, ભેદ ન ગણવો કાંય. ૨
લક્ષ્મી ને ગૌરી વળી, શિવ ને વિષ્ણુ જેહ;
ભેદબુદ્ધિ હોય જેહને, મૂઢ જાણવા તેહ. ૩
નામે બહુધા દેવ છે, દૈવત સહુનું એક;
દૈવતરૂપે બ્રહ્મ છે, એવો કરો વિવેક. ૪

**તે શ્રીભક્તિભાસ્કરે ભક્તલક્ષણનિરૂપણે તૃતીય કિરણ:**

---

## કિરણ ૪થું-શ્રવણ-ભક્તિ

દોહા

શ્રવણાદિક નવ ભક્તિ તે, ક્રિયાભક્તિ કહેવાય;
પરાભક્તિ દશમી તણી, એ સહુ દાસી ગાય. ૧
ક્રિયાભક્તિ કરતાં પછી, પરાભક્તિ શુભ થાય;
પરાભક્તિ કરતાં પછી, જીવ મુક્ત થઈ જાય. ૨
શ્રવણાદિક નવ ભક્તિનો, મહિમા મોટો જેહ;
ઘણા ગ્રંથમાં વર્ણિયો, હવે વર્ણવું તેહ. ૩

ગીતિ છંદ

જન ઉંઘેલા જાગે, શ્રવણ થાય નિજ નામ તણું જેને;
સજાગ થઈ સંભાળે, અખિલ દેહનું ભાન રહે એને. ૧
એમ ગુરુના મુખથી, તત્ત્વમસિનું શ્રવણ કરે કોઇ;
સદાય વરતે સુખથી, જીવ બ્રહ્મમાં ભળે જઇ સોઈ. ૨
કોય વિદેશે જતાં, મારગ ભૂલી ઉમારગે ચડશે;
અરણ્યમાં અથડાતાં, શ્રવણ થકી તે સુમારગે પડશે.

દોહા

શ્રવણથકી સંશય જશે, શ્રવણે ભાગે ભૂલ્ય;
સાર ઘણો છે શ્રવણમાં, નહિ કોઈ એના તુલ્ય. ૧
શ્રવણ થકી આવે સહુ, વિદ્યા કળા વિવેક;
ઉત્તમ સાધન સર્વથી, શ્રવણ ભક્તિ છે એક. ૨

મનરૂપી એક વૃક્ષને, શોક સૂર્યનો તાપ;
શ્રવણ કરે ભગવત કથા, તો શીતળ હોય આપ. ૩

છપ્પા

છે દુસ્તર સંસાર, ઘોર મહાસાગર જેવો,
તરવા ઇચ્છે તેહ, લહી દુઃખદાયક એવો;
ભગવત ગુણાનુવાદ, નાવ દઢ તેનું કરશે,
શ્રવણે સુણતાં જીવ, તરત ભવ સુખથી તરશે;
એવું સ્કંદપુરાણમાં, વ્યાસમુનિ કહે છે કથી,
છોટમ કહે સાધન ઘણાં, તે શ્રવણભક્તિ સરખાં નથી. ૧

સુણી સિંહનો નાદ, જાય મૃગ નાસી જેવાં,
એમ સુણી હરિકથા, પાપ નાસે છે તેવાં;
કર્ણરંધ્રની માંહી, કથારસ પેસે જ્યારે,
તે સાથે ભગવંત, હૃદયમાં આવે ત્યારે;
શરદ ઋતુ પામી કરી, નીરમાત્ર જયમ નીતરે,
એમ કથા ભગવંતની, પાપ સકળ પ્રલે કરે. ૨

જીવે છે બહુ વૃક્ષ, શ્વાસ તો ભસ્રા લે છે,
ઢોર કરે છે આહાર, વળી મળત્યાગ કરે છે;
સૂકર કુકર ને ઊંટ, વળી ખર જેવા પ્રાણી,
હરિગુણ ન સુણે કાન, મનુષ્ય એવા લ્યો જાણી;
જે સુણે નહિ ભગવતકથા, દેહ ધરી માનવ તણો,
પૃથુરાજા કહે જગતમાં, તે પશુ કરતાં નીચો ઘણો. ૩

દોહા

પૃથુએ પ્રભુની પાસથી, એ માગ્યું વરદાન;
સાંભળવા ભગવતકથા, દશ હજાર દો કાન. ૧
ચિત્રકેતુ કહે પ્રભુતણું, નામ સુણે એક વાર;
હોય દેહ ચાંડાળનો, તોય થાય ભવપાર. ૨

કુંડળિયા છંદ

એવી પ્રભુના નામમાં, શક્તિ રહી અમાપ,
પાપી શ્રવણે સાંભળી, કરી શકે નહિ પાપ;
કરી શકે નહિ પાપ, વાયુ સુપુરાણે કહે છે,
કથાશ્રવણમહિમાય, વ્યાસમુનિ એમ વદે છે;
કહે છોટમ જગમાંહી, નહિ કોઈ એના જેવી,

શક્તિ રહી અમાપ, નામ પ્રભુનામાં એવી. ૧
જેથી પ્રભુના નામનો, થઈ ન શકે ઉચ્ચાર,
તે બીજાના મુખ થકી, શ્રવણ કરે નિરધાર;
શ્રવણ કરે નિરધાર, સઘ બંધનથી છૂટે,
વસે સ્વર્ગમાં વાસ, પાપ પણ સઘળાં ખૂટે;
કહે છોટમ જગમાંહી,અધિક સાધન નહિ એથી,
થઈ ન શકે ઉચ્ચાર, નામ પ્રભુનું જન જેથી. ૨

દોહા

એક સમે મુનિ નારદે, મનમાં કર્યો વિચાર;
નારાયણના નામથી, પાપ ન રહે લગાર. ૧
એવો મહિમા છે છતાં, જીવ નરકની માંહી;
શા માટે પડિયા હશે, જોઇએ જઇને ત્યાંહી. ૨
એમ વિચારી ચાલીઆ, ધર્મરાયને ધામ;
સંયમિની નગરી ભલી, દીઠી તેણે ઠામ. ૩
મહાભયંકર નરકનાં, સ્થાનક સઘળાં જેહ;
કોટી જીવ તેને વિષે, પડીઆ દીઠા તેહ. ૪
દારુણ દુઃખમાં જીવને, દૂતો દેતા માર;
અપાર પીડાઓ કરી, કરતા બહુ પોકાર. ૫
તે દેખી ઉપજી દયા, મુનિવરના મનમાંહી;
સર્વ નારકી જીવને, કહેવા લાગ્યા ત્યાંહી. ૬
અરે અભાગી પ્રાણીઓ, કાં વેઠો છો દુઃખ;
ભજો નામ ભગવંતનું, સઘ પામશો સુખ. ૭
જીવ કહે પ્રભુ અમથકી, નામ ન લીધું જાય,
પાપ તણા પરિબલ થકી, કાંઇ ઉચ્ચાર ન થાય. ૮
એવી વાણી સાંભળી, મુનિએ કર્યો વિચાર;
શ્રવણ કરાવું એમને, તરત થાય ઉદ્ધાર. ૯
એમ વિચારી નારદે, ઝાલ્યો વીણાજંત્ર;
નારાયણના નામનો, માંહી બોલાવ્યો મંત્ર. ૧૦
ઉંચે સ્થળ આસન કરી, કરવા લાગ્યા ગાન;
હે જગદીશ્વર હે પ્રભુ, નારાયણ ભગવાન. ૧૧

તુરંગ છંદ

જયતિ સચ્ચિદાનંદા, માયાધીશ મુકુંદા;

અજ અક્ષર અવિનાશી, વિશ્વ ચરાચરવાસી. ૧
વાસુદેવ ભગવંતા, અકલિત એક અનંતા;
ગુણસાગર ગિરિધારી, મંગલધામ મુરારી. ૨
રામ કૃષ્ણ ગોવિંદા, ગાય સકલ શ્રુતિ છંદા;
કેશવ કમલાસ્વામી, અખંડ અંતરજામી. ૩
નિત્ય નિરંજન દેવા, અલખ અરૂપી એવા;
આનંદકંદ અખંડા, પૂરણ બ્રહ્મ પ્રચંડા. ૪
પુરુષોત્તમ પરમેશા, મંગલરૂપ મહેશા;
પ્રકટ પરાવર સ્વામી, ઈશ્વર અંતરજામી. ૫
અચ્યુતઅગજગ કર્તા, ભક્તવત્સલ ભયહર્તા;
વ્યાપક વિષ્ણુ અનાદિ, ભજે સદા બ્રહ્મવાદી. ૬

દોહા

તારક નામ પરેશનાં, ગાયાં જેણી વાર;
જીવ નરકના દુઃખથી, મુક્ત થયા તે ઠાર. ૧
છૂટ્યા જમના પાશથી,દિવ્ય થઈ ગયા દેહ;
બેઠા સર્વ વિમાનમાં, ગયા સ્વર્ગમાં તેહ. ૨
બ્રહ્મ નામના શ્રવણનો, છે મોટો મહિમાય;
અધમ જીવ ઉદ્ધારવા, બીજો નથી ઉપાય. ૩
મંગલથી મંગલ ઘણાં, પવિત્ર માંહી પવિત્ર;
એવાં નામો બ્રહ્મનાં, શ્રવણ કરી લ્યો મિત્ર. ૪

ઇતિ શ્રીભક્તિભાસ્કરે શ્રવણભક્તિનિરૂપણે ચતુર્થ કિરણઃ

## કિરણ ૫ મું-કીર્તનભક્તિ

ઇંદવ છંદ

વેદ ભણ્યો બહુ શાસ્ત્ર ભણ્યો બહુ ગ્રંથ પુરાણ ભણ્યો જન કોઇ,
કીર્તન જો ન કર્યું પ્રભુનું ભણિયો ન ભણ્યો સમ જાણવો સોઇ;
વારંવાર જઇ જમને કર દારુણ દુઃખ સહે જન રોઇ,
છોટમ શ્રીહરિ નામનું કીર્તન, મુક્ત કરે સહુ પાતક ધોઈ.

મનહર છંદ

ખેતરને ખેડી ખૂબ સમાર તો દે છે સારો,
જળવડે સિંચી સારાં બીજ નથી વાવતો;
ત્યાં લગી સકળ શ્રમ મિથ્યા થઇ જાય તેનો,

ઉગીને અનંત કણુ રોપે નથી આનતો
હરિનામ સોનુ છે ને મનરૂપી રાખ્યા છે તો,
કઠનુ આભૂષણ તુ રે નથી બનાવતો
છોટમ સદાય હરિકીર્તન કરી લે નર,
ગયો દાવ તેવો ફરી ફરી નથી આવતો ૧
દોષનિધિ કળિ ખોટો એમા ગુણ એક મોટો,
પ્રભુનામકીર્તનથી બંધથી છુટાય છે,
જીભે કરી જપે નામ કરે ન અનીતિ કામ,
કાય શ્રમ કીધા વિના મુક્ત થઈ જાય છે,
કાયા અને વાચા વળી મનથી થયેલા પાપ,
પ્રભુના કીર્તન થકી અળગા પળાય છે,
છોટમ સંભારી જન કરે નિત્ય કીરતન,
મળે તેને મોક્ષ એમ ભાગવતે ગાય છે ૨

કુંડળિયા ૭૬

જીભ્યા આપી જીવને, હરિજશ ગાવા કાજ,
જુઠ્ઠ પ્રપંચે વાપરી, તો શી રહેશે લાજ
તો શી રહેશે લાજ, કેળવી તે નવ જાણી,
ગાયા નહિ ગોવિંદ, વદ્યો બહુ મિથ્યા વાણી
કહે છોટમ અપરાધ, ફરી કહેવાશો પાપી,
હરિ જશ ગાવા કાજ, જીવને જીભ્યા આપી ૧
ઝાઝા ગુણ છે જીભમા, જો પ્રભુના જશ ગાય,
નહિ તો જેવી નાગણી, ખચિત જીવને ખાય,
ખચિત જીવને ખાય, ઘોર બહુ પાપ કરાવે,
નાખે બંધન માહી, માર મોટા ખવરાવે,
છોટમ વરણી જીભ, ધર્મની દોરે માઝા,
જો પ્રભુના જશ ગાય, જીભમા છે ગુણ ઝાઝા ૨
જીભ નિસરણી સ્વર્ગની, તેમ નરકની તેહ,
જશ ગાયે જગદીશના, ઉત્તમ જિહ્વા એહ,
ઉત્તમ જિહ્વા એહ, ગાય હરિના ગુણ જ્યારે,
નહિ તો મહા અભાગ્ય, માનવુ જાનનુ ત્યારે,
છોટમ સુખ દુઃખ મૂળ, વેદમા રસના વરણી,
તેમ નરકની તેહ, સ્વર્ગની જીભ નિસરણી ૩

જો હરિકીર્તન ના હવું, અપાર હાનિ એહ,
ભૂલે જો ભગવંતને, દુખિયા ધારે દેહ;
દુખિયા ધારે દેહ, નામ નરહરિનું ભૂલે,
પામર થાય પિશાચ, મહાદુ:ખદરિયે ડૂલે;
કહે છોટમ ભજ બ્રહ્મ, એમ સમજીને ઓ મન,
અપાર હાનિ એહ, ના હવું જો હરિકીર્તન. ૪
મારગ રૂંધી પાપના, મુખથી લે પ્રભુનામ,
ભગવતને ભૂલે નહિ, તેજ ભક્ત નિષ્કામ;
તેજ ભક્ત નિષ્કામ, ધામ તો મળે ધણીનું,
હરિ સાથે રહે હેત, ભાન નહિ જગત જણીનું;
છોટમ ભજ ભગવંત, દેહ સારો જ્યાંસુધી,
મુખથી લે પ્રભુનામ પાપના મારગ રૂંધી. ૫
પ્રભુ પ્રભુ ભજ રે પળપળે,ગળતો દેખી કાળ,
એક પલક પ્રભુ વિસરે, પડે પેટમાં ફાળ;
પડે પેટમાં ફાળ, અહર્નિશ મન રહે એવું,
અનંત તીરથ માંહી, નહિ ફળ એના જેવું;
છોટમ ભજ ભગવંત,અન્ય ઉપાસન તજ રે,
ગળતો દેખી કાળ, પળેપળ પ્રભુ પ્રભુ ભજ રે. ૬
મંગળકારી છે મહા, નારાયણનું નામ,
અંતસમે ઉચ્ચારતાં, પામે વૈકુંઠ ધામ;
પામે વૈકુંઠધામ પાપ સઘળાં હરિ લે છે,
અગ્નિતણો કણ એક, કાષ્ઠને ભસ્મ કરે છે;
છોટમ એવું તત્ત્વ, મૂકીએ કેમ વિસારી,
નારાયણનું નામ, જપો મહામંગળકારી. ૭
જેવો તણખો અગ્નિનો, બાળે કાષ્ઠ અપાર,
એમ બ્રહ્મના નામથી, ટળે પાપ અંબાર;
ટળે પાપ અંબાર,એમ મહામુનિઓ કહે છે,
નિશદિન શ્વાસોશ્વાસ, નામ શ્રીહરિનું લે છે,
છોટમ નામપ્રતાપ, અખિલ જગમાં છે એવો,
બાળે કાષ્ઠ અપાર, અગ્નિનો તણખો જેવો. ૮
ખાતાં પીતાં બોલતાં, હસતાં રમતાં કોય,
નામ ન ભૂલે હરિતણું, છૂટે બંધથી સોય;

છૂટે બંધથી સોય, નામનો મહિમા એવો,
ઘોર પાપ કરનાર, થાય ધર્માત્મા તેવો;
છોટમ હરિથી સર્વ, રહે જમકિંકર બીતા,
જપે હરિનું નામ, બોલતાં ખાતાં પીતાં. ૯
કરી પસ્તાવો પાપનો, જે જશ હરિના ગાય,
મહા ભયંકર પાપથી, સદ્ય શુદ્ધ થઈ જાય;
સદ્ય શુદ્ધ થઇ જાય, ગદ્ય કે પદ્યે ગાતાં,
પઢતાં પ્રભુનું નામ, પાપ સહુ રહે છે જાતાં;
કહે છોટમ હરિભક્ત, ઉપર નહિ જમનો દાવો,
જે જશ પ્રભુના ગાય, પાપનો કરી પસ્તાવો. ૧૦

છપ્પય છંદ

નાનાવિધના વેશ, ધરી આવે નટ જેવા,
ઈશ્વરના અવતાર, થાય અવનીપર તેવા;
નામરૂપ ગુણ કર્મ, જૂજવાં જગમાં તેનાં,
ઘણા પ્રેમથી ગાન, કરે જન કીર્તન એનાં;
જોગજગ જપતપ વિના, પાપી પાવન થાય છે,
કહે છોટમ કલિકાલમાં, ઉત્તમ એજ ઉપાય છે. ૧
પાપી થવા પવિત્ર, કોટી ઉપાય કરે છે,
પ્રાયશ્ચિત્ત અનેક, ઘણા વિધિએ કરી લે છે;
શ્રદ્ધાથી હરિનામ, જપે શુદ્ધિ હોય જેવી,
તપ તીરથ વ્રત દાન, કરે નહિ થાએ તેવી;
અજામિલે મરતેસમે, નારાયણ મુખથી કહ્યું,
તે છુટ્યો સહુ પાપથી, વળતી વિષ્ણુપદ ગ્રહ્યું. ૨

ઝુલણા છંદ

અખિલ બ્રહ્માંડનું દાન જન જો કરે, તે હરિનામને તુલ્ય નાવે;
.નનું પુણ્ય તો દેહ ધરી ભોગવે, જાય સ્વર્ગે પછી હેઠ આવે;
નામ પ્રભુનું જપે પાપ સર્વે ખપે, મુક્તિપદ મેળવે ભક્તિભાવે,
છોટમ શ્રીહરિ નામ ના ભૂલીએ, નિત્ય જપીએ રહી દાસ દાવે. ૧

ઇતિ શ્રીભક્તિભાસ્કરે કીર્તનભક્તિનિરૂપણે પંચમ કિરણ:



## કિરણ ૬ ઠું-સ્મરણભક્તિનિરૂપણ

દોહા

સર્વકાળ પ્રભુ સાંભરે, સ્મરણ તેહનું નામ;
હરદમ હરિ ના વિસરે, જ્યમ લોભીને દામ. ૧
કામીજનના મન વિષે, રહે કામિની રૂપ;
હરિજનના મનમાં રહે, એવો હરિ અનૂપ. ૨
સમર્યા શિશુપાલાદિક, રાખી શત્રુભાવ,
તેજ ચતુર્ભુજ થઈ ગયા, એવો સ્મરણપ્રભાવ. ૩
શત્રુભાવના સ્મરણથી, મુક્ત થાય છે સોય;
પ્રીતિભાવથી જે ભજે, કેમ મુક્ત ના હોય. ૪
શ્રીહરિ કેરા સ્મરણથી, પાતક પ્રલે થાય;
પવિત્ર થાયે પ્રાણીઆ, કોણ નરકમાં જાય. ૫
હરેકભાવે હરિતણું, સ્મરણ કરે જન કોય;
હોય પાપમય પ્રાણીઓ, શુદ્ધ થાય છે સોય. ૬
કીટ ભ્રમરના ધ્યાનથી, ભ્રમરરૂપ થઈ જાય,
એમ બ્રહ્મના ધ્યાનથી, જીન બ્રહ્મ કહેવાય. ૭
ચકોર નિજ દૃષ્ટિવડે, ધરે ચંદ્રનું ધ્યાન,
અમૃત આવે ચાંચમા, કરે તેહનું પાન. ૮
ધ્યાતા ધ્યેય બને સહી, સંશય નહિ લગાર,
તે માટે સહુ જીનને, ભજવો સરજનહાર. ૯
જીન બ્રહ્મવચ્ચે રહી, માયારૂપી આડચ,
ધ્યાને અંતરપટ ટળે, જાય અવિદ્યા જાડય. ૧૦
પાપીજન મહાપાપથી, પતિત થયેલો હોય,
સ્મરણ કરે શ્રીહરિતણું, શુદ્ધ થાય છે સોય ૧૧
યજ્ઞતણા કરનારને, ચૂક પડી હોય કાંય,
કરે સ્મરણ શ્રીહરિતણું, પૂર્ણ મળે ફળ ત્યાંય. ૧૨
પ્રાયશ્ચિત્તો વર્ણિયાં, પાપ છૂટવા જેહ,
ઈશ્વરસ્મરણ સમાનતા, ને પામે નહિ તેહ. ૧૩

કુંડળિયા છંદ

ગીતામાં કૃષ્ણે કહ્યુ, અર્જુનપ્રત્યે એહ,
અનન્ય ચિંતન માહરૂં, કરે ભક્તજન જેહ,
કરે ભક્તજન જેહ, સદા હું રહી તે પાસે,

કરૂ યોગને ક્ષેમ, એજ છે મારો આશે,
કહે છોટમ ભજ બ્રહ્મ, ચિત્ત રાખી કર્તામા,
અર્જુન પ્રત્યે એહ, કહ્યું કૃષ્ણે ગીતામા ૧
યોગાશ્રય બુદ્ધિ કરી,તુ મુજમા ચિત્ત ગખ્ય,
તે ચિત્ત મુજમા સ્થિર થયુ,તો બચન ના ભાખ્ય,
તો બ ચન ના ભાખ્ય, ઘોર સકટથી તરિયો,
થયો પ્રકૃતિ પાર, દેખજે ચેતન દરિયો,
કહે છોટમ તત્કાલ, થશે અતરની શુદ્ધિ,
કહે અર્જુનને કૃષ્ણ, કરી યોગાશ્રય બુદ્ધિ. ૨
એક અનાદિ દેવ છે, સૂરજમડળમાહી,
હિરણ્યમય તેનુ વપુ, કેશ હિરણ્યમય તાહી,
કેશ હિરણ્યમય તાહી,કમળ આસનપર રહે છે,
ધરતા તેનુ ધ્યાન, પાપના પુંજ હરે છે,
કહે છોટમ દ્રઢ ટેગ્ય, શ્રુતિ કહે છે બ્રહ્મવાદી,
સૂરજમડળમાહી, દેવ છે એક અનાદિ ૩

દોહા

નિવિન નિશ્ચયના કોશમા, મન ખરડેલુ જેહ
નિત્ય બ્રહ્મના ધ્યાનવિણુ, શુધ્ધ ન થાયે તેહ ૧
શુદ્ધ થવાને આર્યજન, ધરે ત્રિકાળે ધ્યાન,
પાપપુંજ પહેના બળે, પ્રસન્ન થાય ભગવાન ૨
ગાયત્રીએ મનમા, કહ્યુ બ્રહ્મનુ ધ્યાન,
માટે મોટા મન એ, જાણી કરે છે ગાન ૩
તે જગકર્તા દેવનુ, સ્વરૂપ સુદર જેહ,
ધ્યાન કરૂ છુ તેહનુ, શુભમતિ પ્રેરે એહ ૪
એવો ગાયત્રી તણો, ઉત્તમ થાયે અર્થ,
માટે દેત ધરી જપે, આર્યો નિત્ય સમર્થ ૫

છપ્પા

સિદ્ધરાજ જયસિંહ, હતો પાટણનો રાજા,
મહા મોટા વિદ્વાન, ગખતો પડિત ઝાઝા,
એક સમે તે ભૂપ, કહે સહુને બોલાવી,
ટોય ખરો જે ધર્મ, કહો મુજને સમજાવી,
વગતા પડિત બોલિયા, સાભળો રાજા સહી,

ખરો ધર્મ કહીએ હવે, ગુણ જોઈને લેજ્ગ્રહી. ૧
નાશવંત જે વસ્તુ, તેહપર પ્રીતિ ન ધરીએ,
કર્તાએજ કરેલ, પ્રાણીપર કરુણા કરીએ;
કહેલ વેદે જેહ, કર્મ તો તેહજ કરવું,
પરબ્રહ્મનું ધ્યાન, ચિત્ત માંહે નિત્ય ધરવું;
વૈદિક ષટ્દર્શન તણો, સાર એજ જોતાં લહે,
પંડિત કહે સુણ ભૂપતિ, ખરો ધર્મ એ તો કહે. ૨

દોહા

પરબ્રહ્મના ધ્યાનથી, જીવ મુક્ત થઇ જાય;
એવી વાણી સાંભળી, રીઝયો મનમાં રાય. ૧
રુદ્રમહાલય તે સમે, તરત રચાવ્યો ત્યાંહ;
પરમેશ્વરના ધ્યાનની, રઢ લાગી મનમાંહ. ૨
સ્મરણભક્તિ તો તેજ છે, ધ્યાન ન ચૂકે લેશ,
ચિત્ત ચિદાનંદને વિષે, હરઘડી રહે હમેશ. ૩

ઝુલણા છંદ

હોય વિપત્તિ તે વિપત ના જાણિયે,સંપતિ તેજ સંપત્તિ ખોટી;
સાભરે શ્રીહરિ એજ સંપત્તિ છે, વિસરે એજ વિપત્તિ મોટી;
દુ ખવેળા હરિસ્મરણ હોય દશગણું,દુ ખ હરિજન તણી છે કસોટી;
છોટમ દુ ખથી દાસ ડગતા નથી, ઉદ્ધર્યા એમ કોટાન કોટી.૧
ઇતિ શ્રીભક્તિભાસ્કરે સ્મરણભક્તિનિરૂપણે ષષ્ઠ કિરણ:

## કિરણ ૭ મું-સેવાભક્તિ

ગીતિ છંદ

પતિવ્રતાના મનને, પતિની સેવા પ્રિય લાગે જેવી;
એમ સદા હરિજનને,પ્રભુની સેવા આચરવી એવી. ૧
હું સેવક છુ હરિનો, સ્વામી મારો છે સમરથ એવો,
સકલ ચરાચર માંહે, વાસ કરીને વસી રહ્યો તેવો. ૨

દોહા

પતિ આજ્ઞા લોપે નહિ, પતિવ્રતા છે જેહ,
પ્રભુ આજ્ઞા પાળે સદા, સેવક કહીએ તેહ. ૧

છપ્પય છંદ

આજ્ઞા પ્રભુની વેદ, દેવ પ્રીત્યે કરી પાળે,

વ્યાસાદિક મુનિમાત્ર, તજે નહિ તે કોઈ કાળે;
લોપે આજ્ઞા મૂઢ, પતિત સહુ તેને કહે છે,
માટે સજ્જનમાત્ર, પ્રભુ આજ્ઞા વશ રહે છે;
આજ્ઞા ખંડે પ્રભુતણી, કોટિક જપતપ જો કરે,
ફળ પામે નહિ તેહનું,વળી અધમ દેહ નાના ધરે. ૧
કરે વચનનો લોપ, કોપ તે ઉપર રહે છે,
કરે વચનનો લોપ, સર્વ તે સંકટ સહે છે;
કરે વચનનો લોપ, ઈશને લાગે અઘરો,
કરે વચનનો લોપ, નિર્લજ તે કહીએ નઘરો;
વચનભંગ જેણે કર્યું, તે નાસ્તિક નીચા થયા,
અધમ દેહનાં અવતરી, પછી મહાપાપે માર્યા ગયા. ૨
ધાર્યું રૂપ વરાહ, ઈશ્વરે જેણી વારે,
વસુધાપ્રત્યે આમ, ઈશ બોલ્યા છે ત્યારે;
દેવિ સાંભળ વાત, શ્રુતિ સ્મૃતિ આજ્ઞા મારી,
તેને ખંડે જીવ, થાય દુઃખના અધિકારી;
બહાનું ધારે ભક્તનું,વળિ કલ્પિત બહુ વાતો કરે,
ધર્મ તજે છે વેદનો, તે રૌરવ નરકે સંચરે. ૩
મુજ સેવક કહેવાય, વેદ આના ના પાળે,
તેને સાધન માત્ર, નથી ફળતાં કો કાળે;
આજ્ઞા કરતાં ભંગ, થાય છે દ્રેષી મારો,
મુજને ન ગમે તેહ, નીચ નર તેજ નઠારો;
શાસ્ત્રવિધિ ઓળંગતાં, કળિજુગિયા સેવક બહુ,
ગીતામાં હરિએ કહ્યું, તે સિદ્ધ નથી થાતા સહુ. ૪
ધર્મ સ્થાપવા કાજ, ઈશ અવતાર ધરે છે,
કુટિલ કળિના ભક્ત, ધર્મનો લોપ કરે છે;
આવે ઇચ્છા જેમ, તેમ હીંડે આચરતા,
પૂજાવાને આપ, ઢુંગ કરી હીંડે ફરતા;
વર્ણાશ્રમ રીતિ તજી, ઉલટું.સઘળું આચરે,
સેવક નહિ તે પ્રભુતણા, જે મનનું ગમતું કરે. ૫
સેવક કહીએ સોય, ઈશની આજ્ઞા પાળે,
સેવક કહીએ સોય, ચિત્ત ન ચળે કો કાળે;
સેવક કહીએ સોય, નથી મન જેનું ભમતું,

સેવક કહીએ સોય, કરે જે પ્રભુનું ગમતું;
સેવકજન તો તે ખરો, જે પ્રભુઆજ્ઞા પાળે સદા,
મનસા વાચા કર્મણા, તે કલ્પિત મત ન ગ્રહે કદા. ૬

કુંડળિયા છંદ

ભેદ બતાવે વેદનો, ગુરુ ખરા છે તેહ,
કપોલકલ્પિત જે કથે, આડંબર ગુરુ એહ;
આડંબર ગુરુ એહ, હોય વાચાળ ઘણેરા,
કલ્પે બહુ દષ્ટાંત, અર્થ બહુ કરે અનેરા;
કહે છોટમ ધનકાજ, જીવ ઝાઝા ભરમાવે,
ખરા ગુરુ છે તેહ, વેદનો ભેદ બતાવે. ૧
સૃષ્ટિ સરજી ઈશ્વરે, કર્યો કાયદો વેદ,
માન્યો નહિ જે નાસ્તિકે, તેનો થયો ઉછેદ;
તેનો થયો ઉછેદ, પ્રીતિથી દેવે પાળ્યો,
ધરી ધરી અવતાર, શોક તેઓનો ટાળ્યો;
છોટમ સેવક તેહ, પ્રભુની પાળે મરજી,
કર્યો કાયદો વેદ, ઈશ્વરે સૃષ્ટિ સરજી. ૨
મોટો મહિમા નામનો, કહ્યો કળિજુગમાંય,
વેદ ધર્મ પાળ્યાવિના, ફળ નથી મળતું કાંય;
ફળ નથી મળતું કાંય, જાય માળાઓ ગાશી,
કરે વચનનો લોપ, કેમ રીઝે અવિનાશી;
છોટમ પાળે ધર્મ, કશો તેને નહિ ટોટો,
કહ્યો કળિજુગમાંહ, નામનો મહિમા મોટો. ૩
પાળી આજ્ઞા પ્રભુતણી, અમર થયા છે એહ,
અજ હરિ હર આજ્ઞા વિષે, તત્પર રહે છે તેહ;
તતપર રહે છે તેહ, પવન પાવક રવિ જેવા,
ઇંદ્ર ચંદ્ર ને વરુણ, સજે છે પ્રભુની સેવા;
છોટમ નિજ નિજ કામ, સર્વ લે છે સંભાળી,
અમર થયા છે એહ, પ્રભુની આજ્ઞા પાળી. ૪
સેવામાં સાધન સહુ, તપ મોટું છે તેહ,
દાન યજ્ઞ જપ જોગથી, ઉત્તમ સાધન એહ;
ઉત્તમ સાધન એહ, દેહ પણ ઉત્તમ તેનો,

પ્રભુને અર્થે પ્રાણ, પિંડ વળી આવે એનો;
છોટમ તન મનસહિત, એજ કરવું આરાધન,
તપ મોટું છે તેહ, સર્વ સેવામાં સાધન. ૫
સાધક સેવે સિદ્ધને, હરઘડી હાજર હોય,
તેથી સિદ્ધિ સિદ્ધની, સાધક પામે સોય;
સાધક પામે સોય, પતિ પત્નીને જેવું,
હોય પતિનું પુણ્ય, પત્ની પણ પામે તેવું;
કહે છોટમ એ રીત્ય, રચી રાખી છે હેવે,
પામે અર્ધું પુણ્ય, સિદ્ધ ને સાધક સેવે. ૬
ત્યાગીની સેવા કરે, ગૃહી રહી ઘરમાંય,
તેથી તેના તપ તણો, થાય ભાગીઓ ત્યાંય;
થાય ભાગીઓ ત્યાંય, લાભ એથી છે મોટો,
સેવે સાચા સંત, તે થકી ના'વે ટોટો;
છોટમ જ્ઞાન વિવેક થકી, નર નીપજે એવા,
ગૃહી રહી ઘરમાંય, કરે ત્યાગીની સેવા. ૭

દોહરા

પાળે આજ્ઞા પ્રભુતણી, સેવક તેનું નામ;
આજ્ઞાનું ખંડન કરે, તે નર લૂણહરામ. ૧
અઠયાશી હજાર ઋષિ, વનમાં રહેતા જેહ;
પાળી આજ્ઞા દેવની, મુક્ત થયા છે તેહ. ૨

ઇતિ શ્રીભક્તિભાસ્કરે સેવાભક્તિનિરૂપણે સપ્તમ કિરણઃ

## કિરણ ૮ મું—અર્ચન—ભક્તિનિરૂપણ

ગીતિ છંદ

સતચિદ્ આનંદરૂપી, વિષ્ણુ કર્તા દેવ રહ્યો વ્યાપી;
તેનું અર્ચન કરતાં, ઇચ્છિત પામે જે જન નિષ્પાપી. ૧
છે અશરીર અરૂપી, દેવ નિરંજન આ જગનો સ્વામી;
ઉત્પત્યાદિક આપે, કરે નિરંતર બહુધા બહુનામી. ૨
અર્ચન કરવામાટે, તેનાં કવિએ રૂપ કહ્યાં કલ્પી;
જેને જે જે ગમિયું, તેણે તેની ઉપાસના જલ્પી. ૩
નામ રૂપ બહુ સુણતાં, બહુ પરમેશ્વર એમ રખે માનો;
નામ રૂપ છે કલ્પિત, એક ઈશ પ્રભુ વ્યાપક છે જાનો. ૪

સેવકજન સુખદાતા, ભક્તવત્સલો દેવ એક જોતે;
નિજ ભક્તોની ભક્તિ, સાચી દેખી પૂજા લે પોતે. ૫
ભક્તિભાવ વધવાને, યજનવિધિ શ્રુતિશાસ્ત્રવિષે ભાખી;
તે ષોડશ ઉપચારે, પૂર્ણ કરીને આર્યજને રાખી. ૬
કોય પંચ ઉપચારે, પૂજે પ્રભુને પ્રેમ ધરી ભક્તિ;
શરીરના ખટરિપુને,જીતી રહે પ્રભુપદમાં અનુરક્તિ. ૭
એક મેઘનું પાણી, કૂપ નદાદિક વિષે જેમ વિખર્યું;
એક દેવનું દૈવત, સહુ દેવોમાં એમ રહે પસર્યું. ૮
સહુ નદીઓનાં પાણી, સમુદ્રમાં જેમ એકમેક થાય;
સર્વ દેવની પૂજા, એક દેવને તે પૂજા જાય. ૯

ચોપાઈ વિતાલ

પરમેશ્વર પૂજન જેહ, ઉભય પ્રકારે કરવું તેહ;
એક હોમવિધિએ તો થાય, પૂજનવિધિ બીજો કહેવાય. ૧
શાંતિપર્વમાં કથિયો જેમ, હોમવિધિ તો કરીએ તેમ;
જે હોમે હિંસા નવ હોય, પ્રભુને પ્રિય લાગે છે સોય. ૨
કામરાગીના હવનો જેહ, હિંસા કરી પશુ હોમે તેહ;
પ્રભુના ભક્ત એવું ના કરે, ક્ષીર ઘૃતાદિક હોમે સરે. ૩
હિંસા યજ્ઞ કરંતો જોઇ, પશુઓ શાપો દે છે રોઇ;
આ નિર્દય તો ઘણા અતુષ્ટ, પાપ કરી સુખ માગે દુષ્ટ. ૪
હિંસા યજ્ઞ કરે છે જેહ, ધૂમ માર્ગમાં જઇને તેહ;
લખ ચોરાશી તનુમાં ફરે, પાપી જન તે કેમ ઉદ્ધરે. ૫
હિંસારહિત કર્મ આચરે, અર્ચિ મારગે તે સંચરે;
બ્રહ્મલોકમાં તે નર જાય, કોઇ કાંડું તેનું ના સ્હાય. ૬
પુનરાવર્તન તેનું નથી, યાસ્ક મુનિએ વાણી કથી;
હરિએ બુદ્ધ વપુને ધરી, હિંસા કર્મ તજાવ્યું ફરી. ૭
ભક્ત હોય પ્રભુના જેટલા, હિંસાકર્મ તજે તેટલા;
હિંસા છે બંધનનું મૂળ, દયાધર્મ સહુને અનુકૂળ. ૮
બીજો પૂજાવિધિ છે જેહ, સોળ પ્રકારે કરવો તેહ;
નિરાકાર પરબ્રહ્મ સદાય, તેહ કઇ પેરે પૂજ્યો જાય. ૯
વ્યાસે એવો કરી વિચાર, પંચદેવ વરણ્યા અવતાર;
વિવાહ આદિક કર્મો માંય, પૂજનવિધિ વર્ણ્યો છે ત્યાંય. ૧૦
હરિ હર શક્તિ રવિ ગણરાય, પંચ એજ પરમેશ મનાય;

સાંજ સવારે પૂજા કરો, વળતી ભોજન જન આચરો. ૧૧
પ્રભુ પૂજ્યાવિણ ભોજન કરે, તે નર નરકવિષે સંચરે;
ત્યાંથી ભુંડ દેહમાં જાય, ભવબંધનથી ના છૂટાય. ૧૨

દોહા

પૂજા પંચે દેવની, પંચ સ્થાનકે જેહ;
અગ્નિપુરાણે જે કહી, કહી સંભળાવું તેહ. ૧
જળ અગ્નિ રવિ હૃદયમાં, સ્થંડિલ પ્રતિમા માંય;
આવાહન કરી પ્રભુનું, પૂજા કરવી ત્યાંય. ૨

ગીતિ છંદ

આનંદમૂર્તિ પ્રભુની, કર પદ ઉર મુખ આનંદમય જેનું;
ખટ સ્થાનમાં ધારી, આવાહન પછી પૂજન છે તેનું. ૧
ઈશ્વરનો ઈશ્વર જે, દેવતણો જે દેવ એક કહીએ;
મૂળ પિતા સર્વેનો, એવું જાણી પૂજનમાં રહીએ. ૨
ખટસ્થાનક જે વર્ણ્યાં, તેમાંનું જે અનુકૂળ આવે;
આવાહન ઉચ્ચારી, વળતી પૂજન કરવું ત્યાં ભાવે. ૩
પુરુષસૂક્ત ઋગ્વેદે, સોળ ઋચાનું જે છે તેમાંથી;
એક એક ઉપચારે, એક એક તો ઋચા ભણો ત્યાંથી. ૪

ચોપાયા છંદ

આવાહન તો પ્રથમ ઋચાએ, દ્વિતીએ આસન દીજે,
ત્રીજી ઋચાએ પાદ્ય સમર્પી, અર્ઘ ચોથીએ કીજે;
પંચમીએ આચમન આપીને, સ્નાન છઠ્ઠીએ રીત,
સાતમીએ તો વસ્ત્ર સમર્પણ, આઠમીએ ઉપવીત. ૧
નવમીએ તો ચંદન અર્પી, પુષ્પ દશમીએ દીજે,
એકાદશીએ ધૂપસમર્પણ, દીપ દ્વાદશીએ કીજે;
તેરમીએ નૈવેદ્ય ધરાવી, નમસ્કાર ચૌદમીએ,
પંદરમીએ કરી પ્રદક્ષિણ, સોળમીએ પછી નમીએ. ૨
એ સોળે ઉપચારે પૂજન, કરતાં ભક્ત કહાવે,
સકળ મનોરથ પૂરે તેના, સર્વ સંકટ ના આવે;
આવાહન કરી પ્રભુને પૂજે, તે પ્રભુ પૂજા લે છે,
જળ આદિક તો જડ છે માટે, આસન ઠામે એ છે. ૩
પ્રભુ આવાહન કરી ન જાણે, જડ પૂજે જડ પ્રાણી,
કરે જીવતાસુધી પૂજા, ફળ ના મળે અડાણી;

પ્રેમ સહિત પ્રભુને નમે, ગલિત થાય અહંકાર;
અહંકાર-પરવત જતાં, મોક્ષ હોય નિરધાર. ૯
વંદનભક્તિ વિશ્વને, છે વશની કરનાર;
છોટમ પ્રભુને વશ કરે, સંશય નહિ લગાર. ૧૦
ઇતિ શ્રીભક્તિભાસ્કરે વંદનભક્તિનિરૂપણે નવમ કિરણઃ

## કિરણ ૧૦ મું-દાસ્યભક્તિ

### દોહા

દાસ થઇ રહે પ્રભુતણો, કરે ન કોઇની આશ;
અધીન થઇ રહે ઈશને, એ કહીએ હરિદાસ. ૧
સ્વભાવથી જીવો સહુ, છે ઈશ્વરના દાસ;
ગર્વ ધરે સ્વામી તણો, નરકે હોય નિવાસ. ૨
પોષણ આપે તે પ્રભુ, તેથી જીવે જીવ;
તે માટે ઈશ્વર તણા, જીવો દાસ સદૈવ. ૩
ઉદ્‌ભિજ્જ ઉગે જેટલાં, ઉગ્યું જોતાં જાય;
તેના પોષણકારણે, ઘન પ્રેરે હરિરાય. ૪
જંગમ જાતિ માત્રને, છે ધનનો આહાર;
તો મિથ્યા શો ધારવો, સ્વામીપણાનો ભાર. ૫
અવની અધર ધરી શકે, કરે સૂર્યનું કામ;
તે પ્રાણી ધારી શકે, સ્વામી એવું નામ. ૬
દેવતણા અધિદેવનો, હું સદાય છું દાસ;
એવું ધારે જીવ તો, નડે ન માયાપાશ. ૭
ઈશ્વરનું ધાર્યું બને, જીવનું ધાર્યું ન થાય;
તો નિર્બલિયા જીવથી, સ્વામી કેમ થવાય. ૮
દેહ ગેહ ક્ષેત્રાદિનો, સ્વામી તો જગરાય;
જીવો તેના દાસ છે, જે આપે તે ખાય. ૯
પશુ જીવ સર્વે કહ્યા, પશુપતિ ઈશ્વર એક;
એમ પાશુપત શાસ્ત્રમાં, જેણે કર્યો વિવેક. ૧૦
પશુપતિ-આજ્ઞા વશ રહી, જે આપે તે ખાય;
એમ જીવનું પશુપણું, જગપ્રખ્યાત જણાય. ૧૧

### કુંડળિયા છંદ

હરિમાયા સુખે તરે, જે જે હરિના દાસ,

ચંદન પુષ્પ પ્રભુતણાં, તેનો લેઈ સુવાસ;
તેનો લેઇ સુવાસ, પ્રસાદી પ્રભુની પામે,
તેથી પાવન થાય, જાય તે વૈકુંઠધામે;
છોટમ સ્વામીન થાય, હોય જે જન બહુ ડાયા,
જે જન હરિના દાસ, તરે સુખે હરિમાયા. ૧
અનંત જન્મે ઉપજે, જો સાચો વિશ્વાસ,
કર જોડી પ્રાણી કહે, હું છું હરિનો દાસ;
હું છુ હરિનો દાસ, અર્થ સહુ તેના સીધ્યા,
તપ તીરથ ને યાગ, કોટિધા તેણે કીધા;
છોટમ પદ્મપુરાણ વિષે ભાખ્યું ભગવંતે,
સાચો દઢ વિશ્વાસ ઉપજે જન્મ અનંતે. ૨
દાસ બ્રહ્મનો ના બને, તેને બંધન હોય,
રાગ રહે સંસારમાં, બંધન કહીએ સોય;
બંધન કહીએ સોય, તરે નહિ ભવજળ તેવા,
માટે દાસતા ભાવ, ધરે છે બ્રહ્મા જેવા;
છોટમ મુનિઓ માત્ર, આશરો કરે વિભુનો,
બંધન પામે તેહ, દાસ નવ બને પ્રભુનો. ૩
કર્તાની ઈચ્છા થકી, બનિયો સૃષ્ટિ બનાવ,
સજ્યો જીવ ઈશ્વરવિષે, સ્વામી સેવક ભાવ;
સ્વામી સેવક ભાવ, સદા સંબંધજ સાંધ્યો,
પોષણ કરવા પિંડ, બંધ બ્રહ્માંડે બાંધ્યો;
છોટમ પ્રભુના નિયમ, વિચારે પડશે પ્રીછયા,
બનિયો સૃષ્ટિ બનાવ, કરી કરતારે ઈચ્છા. ૪
જન નેત્રે નિરખી શકે, હોય સૂર્યનો ભાસ,
તેમ વાયુ વૈરાટનો, પોષે શ્વાસોસ્વાસ;
પોષે શ્વાસોસ્વાસ, અગ્નિ જળ અવનિ આવે,
જીવ દેહનાં ભૂત, મહાભૂતોને ધાવે;
છોટમ સેવક સેવ્ય, પરસ્પર જોજો પરખી,
હોય સૂર્યનો ભાસ, શકે જન નેત્રે નિરખી. ૫
ઈશ્વર સહુને સેવ્ય છે, સેવક જીવ સમસ્ત,
તે પ્રભુ તણી કૃપા વિના, થાય જીવનો અસ્ત;
થાય જીવનો અસ્ત, સર્વ સુખદાયક સ્વામી,

ધરી દાસ્ય અભિમાન, સેવિયે મસ્તક નામી;
છોટમ માનવ વિના, બુદ્ધિ નથી આપી બહુને,
સેવક જીવ સમસ્ત, સેવ્ય છે ઈશ્વર સહુને. ૬
પરમ ધર્મ છે ભકતનો, દાસ ભાવના જેહ,
સ્વામીના અભિમાનમાં, ખત્તા ખાશે તેહ;
ખત્તા ખાશે તેહ, પીડશે માયા પૂરી,
ધણી થતા તો દ્વંદ્વ, મચવશે શક્તિ શૂરી;
છોટમ સ્વામી થાય, હોય કરતાર જગતનો,
દાસભાવના જેહ, ધર્મ એ પરમ ભગતનો. ૭

દોહા

સ્વામીનું હિત આચરે, ગુણ સ્વામીના ગાય;
કહ્યું કરે સ્વામીતણું, દાસ તેજ કહેવાય. ૧

ઇતિ શ્રીભક્તિભાસ્કરે દાસ્યભક્તિનિરૂપણે દશમ કિરણ:

## કિરણ ૧૧ મું–સખ્યભક્તિ

ગીતિ છંદ

જનમ જનમનો સંગી, સખા જીવનો છે ઈશ્વર સાચો;
મરણ પછી નથી મળતો, તે સરવેનો સખ્યભાવ કાચો. ૧
મિત્ર મળે તે વારે, પ્રેમતણું પણ ઉત્પાદક ભણીએ;
સખ્યભાવ પ્રભુ સાથે, ભક્તિમાં પણ શ્રેષ્ઠ કરી ગણીએ. ૨
સમાન હોય આચારે, સમાન લક્ષણ મળતાં હોય જ્યારે;
વ્યસને તથા વિચારે, બને મિત્રતા તે સાચે ત્યારે. ૩

દોહા

ઈશ્વર તો સર્વજ્ઞ છે, જીવ ઘણો અલ્પજ્ઞ;
કેમ બને એ મિત્રતા, જુઓ વિચારી તજ્ઞ. ૧
બ્રાહ્મણ ને ક્ષત્રિય તણા, છે જૂદા આચાર;
સજ્જનતાના ગુણવડે, બને મિત્ર બહુ સાર. ૨
ઈશ્વર જેમ પવિત્ર છે, તેવો જીવ પવિત્ર;
બને વધે જો સુજનતા, તો બહુ હોયે મિત્ર. ૩
સત્ય એજ ગુણ બ્રહ્મનો, જીવ વિષે જો હોય;
ત્યારે બનશે મિત્રતા, સંશય ન ધરો કોય. ૪
મિત્ર કરે છે મિત્રને, જેવા બહુ ઉપકાર;

તેવા ઈશ્વર જીવમાં, જેને કરી વિચાર. ૫
પુણ્ય કર્મ અર્પણ કરે, ઈશ્વરને જન જેહ;
જનને નિષ્પાપી કરી, સુખ આપે છે તેહ. ૬
કૃપા કરીને જીવને, ગુણ પોતાના જેહ;
જ્ઞાન વિરાગ ને સુજનતા, આપે છે પ્રભુ એહ. ૭
ક્ષમા દયા ઉદારતા, વિન સ્વારથ ઉપકાર;
એવા ગુણથી પ્રભુતણી, સમતા હોય નિર્ધાર. ૮
વળી જીવને તારવા, કૃપા કરે જગદીશ,
ધર્માદિક ગુણ આપના, બધા કરે બક્ષીસ. ૯
એથી થાય સમશીલતા, બને મિત્રતા સાર;
શરણ થયેલા જીવનો, તરત કરે ઉદ્ધાર. ૧૦
શરણાગતવત્સલ વળી, શરણાગત પ્રતિપાળ;
શરણાગત કેરી હરિ, સદા કરે સંભાળ. ૧૧

મનહર છંદ

શરણ આવેલા તણાં પાપ સહુ માફ થાય,
શરણ આવેલા તણાં સંકટ તે હરે છે;
શરણ આવે છે તેને સારા ગુણ આપે સહુ,
પરમકૃપાળુ પ્રભુ પોતા જેવો કરે છે;
જીન સોંપે કર્મ સહુ ભક્તિ મુક્તિ આપે પ્રભુ,
અપાર સંસારવારિ તેથી જીવ તરે છે;
છોટમ પૂરવ તણો મિત્ર પ્રભુ જાણે તે તો,
જગતમાં ભક્ત થાય સર્વ થકી સરે છે. ૧
જીવને બંધન થયું વિષયોના સ્વાદ થકી,
પૂરવનો સાચો સખા મૂક્યો છે વિસારીને;
અનેક કલ્પ થયા ભમ્યો ભવસાગરમાં,
પાપના સંભાર ભરી ધર્મ ગયો હારીને;
જન્મ મરણ થાય પીડા તેહ તો સહી ન જાય,
જમતણા દૂત ઘણા થાક્યા માર મારીને;
છોટમ વિકાર તજી પ્રભુને શરણ થાય,
દીનબંધુ દયા આણી તરત લે તારીને. ૨
વેદમાંહિ વૃક્ષદેહ ઉપર બે પંખી કહ્યાં,
સરખા સુપંખવાળા સખા સુખરાશી છે;

એક તો તરુનાં ફળ ચાખ્યાં ચિત્ત ચાહી કરી,
લપટાયો લાલચમાં વિષયવિલાસી છે;
સખાને વિસારી રહ્યો જડની અહંતા ધારી,
પોતાના પવિત્ર ગુણ ગયા સર્વ નાશી છે;
છોટમ સંસારી ફળ ચાખ્યાં નહિ ચાંચ ભરી,
અળગો અખંડાનંદ ઈશ્વર ઉદાસી છે. ૩

છપ્પય છંદ

પડયો ગળીમાં હંસ, થઈ ગઇ કાળી કાયા,
દેખી તેના મિત્ર, કોય પાસે નવ આયા;
કાગતણા કુળ સાથ, રાગ બાઝયો છે એને,
મળ્યો ગુરુ બગ કોય, તત્ત્વ સમજાવ્યું તેણે;
અહં હંસ એમ જાણજે, કાયાની કાળપ જશે,
બગગુરુ કહે ઓ હંસલા, તું તારે રૂપે થશે. ૧
કહેતાં હું હું હંસ ગયાં બહુ વર્ષો વીતી,
થયું ન ઉજ્જ્વલ અંગ, કાગની તજ્યો ન રીતિ;
વળતી મળિયો વૃદ્ધ, હંસગુરુ તેને આવી,
શમ દમ સાધન સાથ, જ્ઞાનગંગા ન્હવરાવી;
તેથી તેના અંગનો, શ્યામ રંગ સઘળો ટળ્યો,
ઉજ્જ્વળતા આવ્યા પછી, પૂર્વસખા ભેળો ભળ્યો. ૨
અહંબ્રહ્મ છું એમ, સુખે કુગુરુ કહેવરાવે,
*મળ વિક્ષેપ આવરણ, દોષ ત્રણ દૂર ન જાવે;
કરે ભાવતા ભોગ, વિષય આસક્તિ ન છૂટે,
કરે કુકર્મ અનેક, સ્નેહનો પાશ ન તૂટે;
અજ્ઞાનથકી અંજાયલા, તે અંધાસરખા થઇ ફરે,
છોટમ સાચા ગુરુ મળે, તે જ્ઞાનતણું અંજન કરે. ૩

દોહા

સખા મેળવે સદ્ગુરુ, પૂરણ બાઝે પ્રીત્ય;
રાતદિવસ ભેળા મળે, એજ સખાની રીત્ય. ૧
પૂર્વસખાને જીવડો, કરી રહ્યો છે પૂઠય;

* મળ, વિક્ષેપ અને આવરણ, આ ત્રણ અંતઃકરણના દોષો છે. નિષ્કામ કર્મથી મળ દૂર થાય છે, ઉપાસનાથી વિક્ષેપ દૂર થાય છે અને જ્ઞાનથી આવરણ દૂર થાય છે.

સખા થયો જડ દેહનો, બાંધી ન મૂકે સૂહય. ૨

છપય છંદ

કેસરી તણો કુમાર, અંજની સંગે હળિયો,
ખાવા લાગ્યો પાન, રહ્યો નહિ તેથી બળિયો;
મળ્યો સિંહ ગુરુ કોય, ચડપ દીધો ચેતાવી,
ગયું સકળ અજ્ઞાન, મિત્રને મળિયો આવી;
એમ ખરા સદ્‌ગુરુ મળે, આપ જણાવે જીવને,
સ્નેહ તજી જડવર્ગનો, પછી સદ્ય મેળવે શિવને. ૧
ઘોર તિમિર અજ્ઞાન, જીવ આંખે અવરાયું,
ભૂલી ચેતન આપ, આપ જડને દરસાયું;
મળે સદ્‌ગુરુ કોય, જ્ઞાનનું અંજન આંજે,
ઉઘાડી દે આંખ, મેલ વળી મનનો માંજે;
એવા ગુરુને હું નમું, ગુરુગીતા મધ્યે કહ્યું,
શંકર કહે ઉમયા સુણો, તે નરનું બંધન ગયું. ૨
સખાપણું પ્રભુ સાથ, નથી જ્યાંસુધી જનને,
ત્યાંસુધી એ જીવ, સખા માને છે તનને;
સાચા સદ્‌ગુરુ હોય, બ્રહ્મસંબંધ કરાવે,
અર્પે તન મન પ્રાણ, દોષના કોશ હરાવે;
જાય અહંતા જડતણી, પછી બ્રહ્મભાવના થાય છે,
જડ અરપી જગદીશને, એમ બંધન ટળી જાય છે. ૩

દોહા

સખા સનાતન જીવનો, એ છે ઈશ્વર સાથ;
અન્ય સખા સંસારના, અંતે અળગા જાય. ૧
જે જે અનુકૂળ જીવને, તે તે વસ્તુ તમામ;
સરજી છે સૃષ્ટિવિષે, જુઓ સખાનાં કામ. ૨
આપી જીવને ઇંદ્રિયો, કરવા વિધવિધ ભોગ;
તેનો સહુ સૃષ્ટિ વિષે, કરી રાખ્યો સંજોગ. ૩
આંખો આપી જીવને, તેમ સૂર્યમાં તેજ;
તેથી જીવ દેખી શકે, ખરો સખા છે એજ. ૪
મહારાજે મેવા રચ્યા, ખટરસ ભરિયા માંય;
જીભ્યા આપી જીવને, તે સુખ લેવા ત્યાંય. ૫
કસ્તૂરી ચંદન વળી, પુષ્પો માંહી સુગંધ;

નાથે સરજી નાસિકા, સઘળો એમ સબંધ ૬
ભક્ષ કર્યાં બહુ ભાતિના, તો દીધા છે દંત,
પરમ કૃપાળુ મિત્રના, છે ઉપકાર અનંત. ૭
જે જે જોઇએ જીવને, અન્ન ઉદક આધાર,
પૂરૂં પાડે પ્રીતથી, ધન્ય સખા કરતાર ૮
કીધા વસ્ત્ર કપાસમા, કીટવિષે વળી હીર,
બુદ્ધિ આપી જીવને, ચતુર બનાવે ચીર ૯
એવા એવા અતિઘણા, સખા તણા ઉપકાર,
તેને ભૂલી અન્યશું, પ્રીતિ કરે ગમાર ૧૦
મેઘ મોકલી મહાપ્રભુ, પોષે સહુ પરિવાર,
ભૂલે તે ભગવતને, ધિક તેનો અવતાર ૧૧
ઉપકારો એ મિત્રના, કહેતા નાવે અંત,
સખા જીવને કારણે, રચના રચી અનંત ૧૨
અરે જીવ આળસ તજી, સખ્યભક્તિ સંભાળ્ય,
પરમ મિત્રને પ્રેમથી, નિર્મળ દષ્ટે ન્યાળ્ય ૧૩
ઇતિ શ્રીભક્તિભાસ્કરે સખ્યભક્તિનિરૂપણે એકાદશ કિરણ:

## કિરણ ૧૨ મું-આત્મનિવેદન-ભક્તિ

ગીતિ છંદ

તન મન ધન નહિ તારૂં, ઈશ્વરનુ છે સરજેલું એ તો,
માન્યુ જીવડે મ્હારૂં, તેથી બંધન પામ્યો છે તે તો ૧
પ્રભુને અર્પણ કરવુ, આત્મનિવેદન એ ભક્તિ કહીએ,
આત્મા પણ પોતાનો, તે પણ પ્રભુનો સરજેલો લહીએ ૨

કુંડળિયા છંદ

ઈશ્વરને અર્પણ કરે, માનવ વસ્તુ માત્ર,
મમતા તૂટે મન થકી, ગળે ગર્વના ગાત્ર,
ગળે ગર્વના ગાત્ર, પાત્ર તે બનશે પૂરો,
પ્રભુને વસ્તુ સર્વ, સમર્પે તે જન શૂરો,
છોટમ અંતર શુદ્ધ, ઝળંતું જેવું દર્પણ,
માનવ વસ્તુ માત્ર, કરે ઈશ્વરને અર્પણ ૧
મારૂં મારૂ માનતા, માનવને મદ થાય,
જો જાણે જગદીશનું, તો મમતા ટળી જાય,

તો મમતા ટળી જાય, દેહ ગૃહ ને ધન દારા,
પ્રભુનુ ગણતા એહ, સર્વ પ્રભુ લાગે પ્યારા
છોટમ સ્થિતિણો, વળી તો એકજ ધાર,
માનવને મદ થાય, માનતા મારૂ મારૂ ૨
ધન જોબન કુલ ગજમદ, જે ગુણનો મદ થાય,
કહે છે ભક્તિભાષ્યમા, ભગવત ભૂલી જાય,
ભગવત ભૂલી જાય, અતિ ની એથી હાનિ,
પામર થાય પિશાચ, ગમાવી જે જીંદગાની
છોટમ હરિને સર્વ, સમર્પી રહે છે સજ્જન,
જે ગુણનો મદ થાય, રાજમદ કુળ ધન જોબન ૩

છપ્પા ૮૬

ભૂમિ ધન ધામ ને વસ્ત્ર વાહન વળી, વૃક્ષ પશુ આદિ સંપત્તિ સારી
દ્રવ્યપદારથ માત્ર છે જેટલુ, લક્ષ્મીનુ રૂપ લેજો વિચારી
લક્ષ્મી મેરા ધણી જીવનો છે નહિ, સ્વામી લક્ષ્મી તણો છે મુરારી,
છોટમ સર્વ અર્પણ કરે શ્યામને, દોષમા ના પડે દેહધારી ૧
ખાદ્યપદારથ જગતમા જેટલા, પવન પાવક અને પૃથ્વી પાણી,
જીવનુ જીવન થાય છે તે વડે, નૂતન ... મોજ માણી
રાગ ને શોક સતાપ તેથી સહે, પાપને પાશ બધાય પ્રાણી
છોટમ સર્વ સમર્પી આનંદમા રહે, પ્રીતથી પામશે ચક્રપાણિ ૨
અશન ને વસનની આદિ વિષય જેટલુ, તેટલુ અર્પણ તરત કરવુ,
અર્પણ થાય તો પાપ અડતુ નથી, નાથને સર્વ નૈવેદ્ય ધરવુ
જીવ છે દાસ અધિકાર પરમાત્મનો, ભક્ત અર્પણ કરી પેટ ભરવુ
છોટમ સર્વની જાય મમતા મટી, સુખવડે સંસૃતિ તોય તરવુ ૩

દોહા

કોય કહે અર્પણ કરી, પાછુ ના લેવાય
દીધો અર્પી દાન પણ, તે લીધો ના જાય ૧
બીજો કહે ભગવતને અર્પેલુ છે જેહ,
પ્રસાદ જાણી લીજિયે, પતિત પાવો દેહ ૨
એક દાસ કહે છે અમે, છઉ એના લેનાર
તેથી માયા પ્રભુની, નડતી નથી લગાર ૩
વસ્ત્ર ઘરેણા ને વળી ચદન ફૂલના હાર,
દાસ તમારો છુ પ્રભો, વાપરણનો કરનાર ૪

બળિરાયે અર્પ્યાં પછી, પાછું ન ગ્રહ્યું કાંય;
એવા બે મત ચાલતા, દીસે દુનિયામાંય. ૫
વણ અર્પ્યે ઈશ્વર તણો, છે સૃષ્ટિમાં માલ,
પણ મમતા જનની મટે, અર્પે ઉપજે વહાલ. ૬

છપય છંદ

કૃષ્ણે ગીતા માંય, કહ્યું અર્જુનને એવું,
જે જે સુકૃત થાય, અર્પ તું મુજને તેવું;
દાન હોમતપ જાપ, કર્મ સહુ અર્પણ કરજે,
નહિ લાગે કાંઇ પાપ,સદા સુખિયો થઇ ફરજે,
સત્કર્મો કરી અલ્પ સુખ, જે માગે છે તે મૂઢ છે,
જે મુજને અર્પણ કરે, તેનું ફળ બહુ ગૂઢ છે. ૧
મંદ બુદ્ધિની પાસ, હોય ધન ઝાઝું જ્યારે,
અનરથ કરે અપાર, જાય છે ફાટી ત્યારે,
ફરે થઇ મદ અંધ, કર્મ બંધનનાં કરશે,
જેથી ઉપજે પાપ, એજ ઠામે વાપરશે,
ગમે તેવો પણ જીવ છે, સ્વભાવથી વિહ્વળ સહી,
મળ્યા પછી ચિત્ત તેહનું, ઉન્મારગ જાશે વહી. ૨
સુમતિ હોય સુપાત્ર, હોય ધન આપ્યુ એને,
ઉપજે પુણ્ય અપાર, તેમ વાવરશે તેને;
એમ બ્રહ્મને કર્મ, હોય આપેલું જ્યારે,
અક્ષય સુખ અંબાર, બ્રહ્મ આપે છે ત્યારે;
માટે શિવગીતા વિષે, શંકર પણ એવું કહે,
જ્ઞાનીને ધન આપતાં, કોટીગણું ફળ તે લહે. ૩
કર્મ શુભાશુભતણાં, થાય ફળ સારાં નરતાં,
બંધન ન કરે કાય, બ્રહ્મને અર્પણ કરતાં,
માટે અર્જુન સર્વ, કર્મ અર્પી દે મુજને,
વળતી બંધન કાંય, નથી થાવાનુ તુજને,
અર્પણ મંત્ર પુરાણમાં, જોતાં અર્થ એવો જડે,
સર્વ કર્મ અર્પણ કરી, હવે ચાલીશ વિભુઆજ્ઞાવડે. ૪
પત્ર પુષ્પ ફળ તોય, ભક્તિથી અર્પે જ્યારે,
તેનો અંગીકાર, કરે છે શ્રીહરિ ત્યારે;
ભક્તિવિનાનું કાંય, હોય અર્પેલું જેનું,

કરે ન અંગીકાર, થાય છે નિષ્ફળ તેનું;
માટે ભક્તિભાવથી, સજ્જનને રહેવું સદા,
સર્વ પ્રભુને સોંપતાં, બંધન નહિ આવે કદા. ૫
રાસઉપાસી આજ ગુરુઓ બહુ છે એવા,
સેવક પાસે સર્વ, કરાવે અર્પણ તેવા;
દારા સુતા સમેત, દેહ ધન અર્પી દે છે,
રાતે છાંના રાસ, પછી તે ગુરુ રમે છે;
ગુપ્તનામી ગુરુઓ થકી, શિષ્ય વ્યભિચારી થાય છે,
બ્રહ્મસંબંધ અમે કર્યો, માની બહુ મકલાય છે. ૬
કરવો બ્રહ્મસંબંધ, કહ્યો વેદાંતે એવો,
સ્થૂલ દેહ બ્રહ્માંડ તત્ત્વમાં અર્પી દેવો;
હિરણ્યગર્ભની માંય, દેહ સૂક્ષ્મને ધરવો,
અવ્યાકૃતની માંય, પછી કારણદેહ ભરવો;
આત્મા પરમાત્માવિષે, પછી એક થઇને રહે,
જીવ મળે જગદીશને, બ્રહ્મસંબંધ તેને કહે. ૭

સોરઠા

નવધા ભક્તિ એહ, શાંડિલ્ય સૂત્રે જે કહી;
તારે ભવજળ તેહ, શાણા નર સમજી સમે. ૧
જો નવમાંથી એક, ઉત્તમ રીતે આચરે;
ઉપજે પરમ વિવેક, પરમેશ્વરને પામવા. ૨
આદરે જન કોય, નવમાંથી વળી એકને;
પરા પામશે સોય, ભેળો થાશે બ્રહ્મમાં. ૩
હોય બ્રહ્મસાયુજ્ય, જો પ્રકટે ભક્તિ પરા;
મનના શમે મનોજ, લહરી શમે સમુદ્ર છે. ૪

ઇતિ શ્રીભક્તિભાસ્કરે આત્મનિવેદન-ભક્તિનિરૂપણે દ્વાદશ કિરણ:

## કિરણ ૧૩ મું-ભક્તિસ્તુતિ

દોહા

કાયા ને વાચા વળી, ત્રીજું છે મન જેહ;
પાપ પુણ્ય હોય જીવને, ત્રણ પ્રકારે તેહ. ૧

પ્લવંગમ છંદ

કાયાથી હોય પાપ થયેલાં જેટલાં,

કાયિક પુણ્યે જાય તતક્ષણ તેટલા,
વાચાથી જે પાપ થયા હોય પ્રાણીએ,
વાચિક પુણ્યે જાય જરૂર જાણીએ ૧
મનથી ઉપજ્યા હોય પાપ જે માનસી,
તે તો સઘળા જાય બ્રહ્મના ધ્યાનથી,
માટે તેનું ધ્યાન નિરંતર કીજીએ,
ટાળી મનોવિકાર ચિત્ત સાં દીજીએ ૨
જે જન મુહૂર્તમાત્ર ધ્યાન પ્રભુજીનું ધરે,
કોટિ જન્મના પાપ ભસ્મ પોતે કરે,
નિરાકાર પરબ્રહ્મ ન આવે ધ્યાનમા,
શાણા સમજે કોય ગુરુની સાનમા ૩
તે માટે સાકાર થયા ત્રણ જાણીએ,
કહ્યુ પુરાણે રૂપ હૃદયમા આણીએ,
સગુણ ધ્યાનથી સર્વ સિદ્ધિઓ થાય છે,
પરચાથી જગમાહી ઘણુ પૂજાય છે ૪
બે રૂપે ૐકાર થયેલો આપ છે,
જડ ને ચેતનરૂપ સર્વમા વ્યાપ છે,
અક્ષરબિંદુ કાય નથી વળી જેહને,
નિર્ગુણ પૂરણબ્રહ્મ જાણો તેહને ૫
અક્ષરબિંદુ સમેત વદાયે વાણીએ,
અક્ષરબ્રહ્મ અનંત તેહને જાણીએ
અકાર આદિક ત્રણ વર્ણ છે જેહને
પંચે દેવ સ્વરૂપ કહ્યો છે તેહને ૬
પંચદેવમય આપ સચ્ચિદાનંદ છે,
ભમે ગણીને ભેદ તે / મતિમંદ છે,
પંચદેવનુ ધ્યાન ધરે સુખ થાય છે,
તેમા વિષ્ણુ વિશેષ સર્વનો રાય છે ૭
વિષ્ણુભક્તિ માહી બાધ નથી આવતો,
માટે સહુને એજ દેવ છે ફાવતો,
શિવ બ્રહ્મના ભક્ત અસુર જે જે હતા,
કરી વિષ્ણુશું વેર નાશ પામ્યા છતા ૮
આણી દૃઢ અનુરાગ વિષ્ણુને ધ્યાય છે,

ધ્યાતા ધ્યેયસ્વરૂપ સદ્ય થઈ જાય છે;
માટે ધરવું ધ્યાન અહોનિશ બ્રહ્મનું,
બ્રહ્મરૂપ થઇ જાય ટળે દુઃખ કર્મનું. ૯

દોહા

કીટ ભૃંગના ધ્યાનથી, ભૃંગરૂપ થઈ જાય;
જીવ બ્રહ્મના ધ્યાનથી, બ્રહ્મસ્વરૂપી થાય. ૧
પરાભક્તિ ઉપજ્યા વિના, રહે ન નિશ્ચલ ધ્યાન;
તે માટે ભક્તિ પરા, છે સહુથી બળવાન. ૨
મન વાણી કાયાવડે, નવધા ભક્તિ થાય;
આત્મા કેરો સ્નેહ તે, પરાભક્તિ કહેવાય. ૩
આત્મામાંથી એકલો, ઉઠે સ્નેહ તરંગ;
પરમાત્મામાં જઇ મળે, એથી ઉપજે રંગ. ૪

છપ્પો

શ્રવણ કર્ણથી થાય, વદે કીર્તન તે વાણી,
સ્મરણ ચિત્તથી થાય, સજે સેવા તે પાણિ;
અર્ચન કરથી હોય, કરે છે વંદન કાયા,
તનમનથી હોય દાસ, રીઝવે ત્રિભુવન રાયા;
વળી સખાભાવ બુદ્ધિ ધરે, આત્માને અર્પણ કરે,
કહે છોટમ તનમન વચનથી, નવધા ભક્તિ આચરે.

દોહા

વિગતે તન—મન—વચનની, ક્રિયાવડે એ થાય;
માટે નવધા ભક્તિને, ક્રિયાભક્તિ કહેવાય. ૧
પરાભક્તિમાં નહિ ક્રિયા, જે છે પ્રેમસ્વરૂપ;
જણાય નહિ બાહર જરા, માટે એજ અરૂપ. ૨
ક્રિયારહિત જ્યમ જ્ઞાન છે, ત્યમ પરભક્તિ હોય;
સ્નેહ એક પરબ્રહ્મશું, ત્યહાં ક્રિયા નહિ કોય. ૩
સ્નેહ મટાડે ભિન્નતા, સ્નેહે સહુ દુઃખ જાય;
આત્મા પરમાત્માવિષે, એકમેક થઈ જાય. ૪
બાહ્યક્રિયા દેખાડતા, ભક્ત બની પૂજાય;
પરાભક્તિ તો તેહને, સ્વપ્નામાં નવ થાય. ૫
પૂજાવાને કારણે, ભક્તિ કરે છે જેહ;
વેશધારી એ ભક્ત તો. ભક્ત ન થાયે તેહ ૬

મનહર છંદ

નામ રૂપ ગુણ લગી નવધાનો રહે નેમ,
પરાભક્તિ એ તો પરબ્રહ્મની પૂજારી છે;
દશવિધિ નાદ તણો વાદ પ્રભુ આગે કરે,
જળહળ જ્યોતિ તણી આરતી ઉતારી છે;
અમૃતની ધારા સિંચે અખિલ શરીર માંહી,
પોષે સહુ તત્ત્વોને એ પ્રભુતણી પ્યારી છે;
છોટમ એ પરાભક્તિ આવે જેના ઉરમાંહી,
એવા જન હોય તેને વંદના અમારી છે. ૧
પરા ભક્તિ મહાગણી જન કોય શકે જાણી,
જેથી ઉપજે છે વાણી જીવાડે છે પ્રાણીને;
પિંડ કેરી પાર પૂરો કરીને જોતાં વિચાર,
તાકી જોતાં તાર ચઢી ભેટે ચક્રપાણિને;
છોટમ સહાય જેને મળે રૂડા ગુરુરાય,
તેનો શ્રમ સહુ જાય જુક્તિને પિછાણીને;
અકળ અપાર બધે ભાસે બ્રહ્મ નિરાકાર,
મનના વિકાર મટે પરાભક્તિ જાણીને. ૨

ઇંદ્રવછંદ

કોય કરે જપને તપ કોટિક, કોયક નેમ નિરંતર પાળે;
કોય અટાટ ફરે અવનીતળ, હામ ભરી ચઢી જાય હિમાળે.
કોય કરી અપવાસ સહે દુઃખ, તુચ્છ ઉપાય કરી તન બાળે,
છોટમ પ્રેમવિના ન મળે પ્રભુ, મૂળ તજી ભમિયે શીદ ડાળે. ૧
દેહ દમે નહિ દેવ મળે પણ, દેહથકી નિજ દેવ છે ન્યારો,
સ્થૂળથકી પર સૂક્ષ્મથી પર, કારણથી પર છે કરનારો.
જે ગુરુ જ્ઞાનવડે જડે પછી, પ્રેમકરી ભજીએ પ્રભુ પ્યારો,
છોટમ તો હરિ હોય હસ્તામલ, તત્ત્વમસિતણો લક્ષ્યવિચારો. ૨
લક્ષ્યવિષે નહિ ભેદ કશ્યો પણ, પક્ષવિષે બહુ ભેદ પડે છે,
વ્યાપક છે પણ માપ કરે શઠ, વાદ કરી બહુ લોક લડે છે.
પંથ વિષે પચીને રહે પામર, ગોઠવણી કરી ગ્રંથ ઘડે છે,
છોટમ જે પરબ્રહ્મ ભજે નહિ, તે નર કાળને હાથ ચડે છે. ૩

ઇતિ શ્રીભક્તિભાસ્કરે ભક્તિસ્તુતિનામ ત્રયોદશ કિરણ:

## કિરણ ૧૪ મું–ઈશ્વરાવતાર

હરિગીત છંદ

સૃષ્ટિતણા આરંભમાં પરબ્રહ્મ પુરુષોત્તમ થયા,
જળ માંહી કીધું અયન તેથી દેવ નારાયણ કહ્યા;
તે જળવિષે એક અંડ પ્રકટયું હિરણ્યરૂપ તમામ છે,
તે મધ્ય પ્રકટ્યો પુરુષ તે હિરણ્યગર્ભજ નામ છે.
તે હિરણ્યગર્ભે સ્તુતિ કરી સાં પ્રકટ પુરુષોત્તમ થયા,
ઉપદેશ કરવા ચતુર્મુખને શ્લોક સાં ચારે કહ્યા;
આં કાર્ય–કારણરૂપ સૃષ્ટિ સર્વ જે દેખાય છે,
તે થકી પહેલો હુંજ છું એ મુજ થકી સહુ થાય છે.
એ સર્વનો લય થાય છે પણ હુંજ રહું છું એકલો,
અવિનાશી અક્ષર જાણ્ય મુજને તોજ તું થાશે ભલો,
આ શબ્દનોજ વિચાર કરતાં બ્રહ્મ એક સદાય છે,
અદ્વૈત વ્યાપક દેહ વર્જિત શુદ્ધ ચિદ્ઘન રાય છે.
વળી શ્રીભગવાન કહે છે દેવને શિર કાળ છે,
મારે વિષે તો તે નથી જેની સરવને ફાળ છે;
છે દેવ ઈશ્વર જગતના મારાજ ઈશ્વર તે નથી;
સરવે તણો કરતાર હું છું પરમ સમરથ સરવથી.
સત્વાદિ ગુણ ને પ્રકૃતિ મહત્તત્વને અહંકાર જ,
વળી સોળ થાય વિકાર તેના પદારથ બહુ નીપજ;
જે જે પદારથ જગતમાં વચને કરી કહેવાય છે,
તે સર્વથી હું ભિન્ન છું મુજવડે સર્વે થાય છે.

દોહા

ભગવાને એવું કહ્યું, બ્રહ્મા પ્રત્યે જ્ઞાન;
વળતી તે ભગવત થયા, આપે અંતરધાન. ૧
જ્યાં જ્યાં કારજ જગતમાં, જેમ પડે જે વાર;
તે તે વેળા તે કરે, આપ ધરી અવતાર. ૨
નિરાકાર પરબ્રહ્મ તે, થઇ આવે સાકાર;
તે સઘળા કહેવાય છે, ઈશ્વરના અવતાર. ૩

ચોપાઈ ત્રિતાલ

જગત રચવા ઈચ્છે જ્યારે, ધરે રૂપ પ્રકૃતિનું ત્યારે;
મહત્તત્વને આદે જેહ, ધારે સોળ કળાનો દેહ,

પંચવાયુ ઇંદ્રિય દશ સાર, મનસહિત સોળે નિરધાર;
એવા દેહમાં પ્રવેશ કરી, પેઠા વૈરાટ દેશમાં ફરી. ૨
નિજ ઇચ્છા રજોગુણી જેહ, થઇ બ્રહ્માને રૂપે તેહ;
એથી સૃષ્ટિ તો થાય તમામ, તેનું ધાર્યું છે બ્રહ્મા નામ. ૩
પછી સાત્વિક ઇચ્છાએ કરી, થયા પાલન કરવા હરિ;
કરે તામસી ઈચ્છા જ્યારે, થઈ રુદ્ર તે સર્વ સંહારે. ૪
ત્રણે રૂપ ઈશ્વરનાં કહીએ, તેમાં શ્રેષ્ઠ વિષ્ણુને લહીએ;
મોક્ષકામના જેને હોય, વિષ્ણુરૂપ ઉપાસે સોય. ૫
આ બ્રહ્માંડમાં કરવા કામ, ચોવીં રૂપ ધર્યાં ઘનશ્યામ;
પરદેશી અદેખા જેહ, આવો પ્રશ્ન વદે છે તેહ. ૬
અહો વિષ્ણુ તમારા જેહ, ભરતખંડમાં ધારે દેહ;
કેમ અમારા દેશોમાંય, કોય અવતાર થયો ન કાંય. ૭
એમ અજાણે પ્રશ્ન કરે છે, સઘળે પ્રભુ દેહ ધરે છે;
ભરતખંડનો નિયમ નથી, એવી વાત પુરાણે કથી. ૮
મચ્છ વરાહ કૂર્મ નરહરિ, હંસાદિક જે જે તનુ ધરી;
ભરતખંડમાં નહિ કાંય તેહ, અન્ય ખંડમાં ધરીઆ દેહ. ૯
ભરતખંડના વાસી જેહ, અતિ વિદ્વાન હતા તેહ;
સહુ અવતારતણાં ચરિત્ર, લખી રાખ્યાં છે જાણી પવિત્ર. ૧૦
જ્યારે ભક્ત પ્રભુના પીડાય, વળી ધર્મની હાનિ થાય;
જાય જ્ઞાન ખરેખરૂં જ્યારે, ધરે દેહ બ્રહ્મ તે વારે. ૧૧
હુતો વૈવસ્વત મનુ જ્યારે, જળપ્રલય થયો તે વારે;
તેણે સ્તવન બ્રહ્મનું કીધું, એક નાવ રચીને દીધું. ૧૨
રૂપ મચ્છનું ધારણ કરી, મનુ ભૂપ ઉગાર્યો તરી;
મનુ હિંદુઓ કહે છે જેને, નૂહ કહે છે વિદેશીઓ તેને. ૧૩
મનુ પ્રજા વધી ગઇ જ્યારે, પૃથ્વી જળમાં બૂડી છે ત્યારે;
પછી બ્રહ્માએ સ્તુતિ કરી, ધરે રૂપ વરાહનું હરિ. ૧૪
બ્રહ્મદેવની નાસિકા માંય, થયા મશક બરાબર ત્યાંય;
નીકળી કીધું વપુને વિશાળ, લાવ્યા અવની જઇ પાતાળ. ૧૫
એક દૈત્ય બહુ બળવાન, તેનું હાટકલોચન નામ;
હણ્યો યુદ્ધ કરી તે પાપી, પછી આણી ધરા સ્થિર થાપી. ૧૬

કાવ્ય છંદ

રચિ પ્રજાપતિ ઘેર, આકુતી નામે નારી,

યજ્ઞપુરુષ અવતાર, થયા પોતે તનુધારી;
સ્વાયંભૂ મનુતણું, અસુરથી રક્ષણ કીધું,
સ્વર્ગલોકનું રાજ, હાથ પોતે કરી લીધું. ૧
ત્રિલોકમાં તે વાર, સર્વને સુખ ઉપજાવ્યું,
યજ્ઞપુરુષ એ નામ, મનુએ તરત ધરાવ્યું;
કર્દમ નામે તાત, દેવહૂતી છે માતા,
થયા કપિલ ભગવાન, સર્વ જનને સુખદાતા. ૨
તે વેળા ચાર્વાક, નામ નાસ્તિક મત એવો,
આત્માનો પણ નાશ, માનતો તનુના જેવો;
સાંખ્યયોગ નિર્ધાર, પછી તે કપિલે કીધો,
નાસ્તિક તણા કુતર્ક, હણી મત છેદી દીધો. ૩
દેવહૂતીને જ્ઞાન, કહીને મુક્તિ આપી,
થાપી આત્મા અચળ, હરાવ્યા નાસ્તિક પાપી;
પંચમ પ્રભુ અવતાર, દત્ત દિગંબર કહીએ,
અત્રિના તપ થકી, વિષ્ણુ પ્રકટેલા લહીએ. ૪
હૈહયાદિ યદુરાય, તેમને યોગ બતાવ્યો,
પરમહંસનો પંથ, પ્રકટ પોતેજ ચલાવ્યો;
સનક સનંદન આદિ, ચાર સનકાદિક જાણો,
ચાર મળીને એક, બ્રહ્મ અવતાર પ્રમાણો. ૫
બ્રહ્માના તપ થકી, પ્રથમ એ પ્રકટ થયા છે,
પંચ વર્ષના બાળ, જ્ઞાન ગુણવંત રહ્યા છે;
બ્રહ્મચર્ય વ્રત શુદ્ધ, બોધ બ્રહ્માને દેતા,
વરતે બ્રહ્માકાર, સદા રહી ઊર્ધ્વરેતા. ૬

દોહા

એક સમે નારાયણે, વિધિમાં પ્રેર્યા વેદ;
ચતુરાનન ચમકી ગયા, લહ્યો નહિ કાંઈ ભેદ. ૧
બ્રહ્મા કહે મુજ વદનમાં, કોણ કરે ઉચ્ચાર;
તે વેળા સનકાદિકે, સમજાવ્યા નિર્ધાર. ૨
પૂર્વકલ્પની છે સ્મૃતિ, અમને સઘળી એહ;
પ્રભુએ પ્રેરી સરસ્વતી, વેદ વદે છે તેહ. ૩
સૃષ્ટિ કરાવે તમ કને, તેજ વદાવે વેદ;
આ સૃષ્ટિનો કાયદો, જાણો એજ અછેદ. ૪

પરણેલા તમ પુત્ર જે, સપ્તઋષિ કહેવાય;
વેદ ભણાવો એમને, સૃષ્ટિને સુખ થાય. ૫
ચારે સનકાદિક મળી, એક રૂપ ભગવાન;
પ્રકટ કર્યું આ કલ્પમાં, પૂર્વકલ્પનું જ્ઞાન. ૬
સનકાદિકની પરંપરા, છે સંન્યાસી આજ;
બોધ કરે અદ્વૈતનો, સરે જીવનાં કાજ. ૭

ગરબી

દક્ષ પ્રજાપતિ કેરી પુત્રી, મૂર્તિ જેનું નામ રે;
ધર્મરાયને તે પરણાવી,સુંદર ગુણનું ધામ.જય જગદીશહરે. ૧
તેહતણે ઘેર પ્રકટ થયા છે, નરનારાયણ દેહ રે;
જીવોનું તપ અલ્પ જોઈને, કરી બતાવ્યું તેહ. જય૦ ૨
અલ્પ તપે સૃષ્ટિની વૃદ્ધિ, થવા ન માંડી કાંઈ રે;
તે માટે અવતાર હરિએ, ધર્યો સાતમો ત્યાંય. જય૦ ૩
ત્રિગુણી માયા માંહી પડેલા,જીવે તપ નહિ થાય રે;
માટે નરનારાયણરૂપે, પ્રકટયા ત્રિભુવન રાય. જય૦ ૪
બદરી વનમાં જઇને બેઠા, નરનારાયણ વીર રે;
ઉગ્રતપે ઇંદ્ર ભય પામ્યો, મનમાં ન રહી ધીર. જય૦ ૫
ઉત્તમ ઘણી અપ્સરા પ્રેરી, સેનસમેત અનંગ રે;
ઇંદ્રિતણી આજ્ઞાથી આવ્યાં, તપનો કરવા ભંગ. જય૦ ૬
કળા કરીને સર્વે હાર્યાં, રીઝયા જગદાધાર રે;
નવી અપ્સરા પ્રકટ કરી છે, જેનું રૂપ અપાર. જય૦ ૭
હાસ કરીને કહ્યું ઇંદ્રને, તારી અપ્સરા જેહ રે;
કોય નથી રૂપાળી આવી, માટે લેઈ જા એહ. જય૦ ૮
લાજ્યો ઇંદ્ર ઓળખ્યા ઈશ્વર,સ્તુતિ કરી બહુ ત્યાંય રે;
અતિ રૂપાળી ઉર્વશી પામ્યો,ગયો સ્વર્ગની માંય. જય૦ ૯
ઘણાક જોગી રોષ ધરીને,કામ જીતવા જાય રે;
કામ જીતતાં રોષ વધે છે, તેથી સિદ્ધ ન થાય. જય૦ ૧૦
ઈશ્વર તો છે ગુણથી અળગા,નહિ રોષ નહિ કામ રે;
આનંદરૂપ અખંડ સમાધિ, સદાય સુખનું ધામ. જય૦ ૧૧
માટે જીવ ઈશમાં જોતાં, ફેર ઘણો છે એમ રે;
કહે છોટમ ખદ્યોત સૂર્યની, સમતા ધરશે કેમ. જય૦ ૧૨

ચોપાઈ નિતાલ

હવે આઠમો અવતાર જેહ, ધ્રુન વરદાનદાતા તેહ,
પુત્ર ઉત્તાનપાદનો સાર, ધ્રુન નામ તેનું ઉદાર ૧
પાચ વર્ષનો પોતે થયો, પિતા તણી પાસે તે ગયો,
રાયે ઉત્કંઠ આણી મન, ઉસગમા બેસાર્યો તન ૨
હતી અપરમાતા જેહ, મર્મ વચન બોલી છે તેહ,
ધ્રુનને કહે વનમા તપ કર, પછી ઉદર મારે અવતર ૩
ત્યારે તુજને મળશે રાજ, એમ કરતા સરશે કાજ,
અપરમાતાના સુણી વચન, ધ્રુનજીએ વિચાર્યું મન ૪
તપ કરવાને વનમા ગયો, એક પગે જઈ ઉભો રહ્યો
પ્રકટ થયા પોતે ભગવાન, ધ્રુનજીને દેના વરદાન ૫
એ અવતાર પ્રભુનો જેહ ધ્રુનવરદાતા કહીએ તેહ
ધ્રુન ભોગવી ભૂતળ રાજ, સ્વર્ગ અચળ રહ્યો સર્યું કાજ ૬

દોહા

આપ્યું ધ્રુવને અચળ પદ, વસ્યો સ્વર્ગમા વાસ,
દેવ સકળ સેવા કરે, રહીને આવે પાસ ૧
એ મહિમા ભક્તિતણો, જન જાણે છે જેહ,
અન્ય ઉપાસન પરહરી, ભજે પ્રભુને તેહ ૨
પૃથુરાજ રૂપે થયો, નનમો હરિ અવતાર
ચરિત્ર સુણતા તેહના, પાપ હરે નિર્ધાર ૩

ચોપાઈ નિતાલ

વેન નામે હુતો નરપતિ, તેની નાસ્તિક થઈ ગઈ મતિ,
વેદમર્યાદા ના ગણી એવું, કરી ભ્રષ્ટ પ્રજા સહુ તેણે ૧
મળ્યા બ્રાહ્મણ સર્વે કોય, ઘણો મર્મ નહ્યો ગજ્ઞ સોય,
સગદોષે થયેલ અજ્ઞાની, તેણે વિપ્રોની વાત ન માની ૨
માર્યા ઋષિઓએ વાણીના બાણ, ગયા વેન રાજાના પ્રાણ,
થઈ રાજાનની મહી જ્યારે, મન્ચ્યા વિપ્રોએ પ્રજાને ત્યારે ૩
પછી વેનતણા વપુમાથી, પૃથુરૂપ થયા પ્રભુ ત્યાથી,
ધર્મરાજ ચલાવી દીવું, તેહ વિપ્રતુ રક્ષણ કીધું ૪

રાગ ઓખાહરણનો

નાભી રાયની રે, મેરુદેવી રાણી રૂપ ભંડાર,
દશમો હરિતણો રે, થયો છે ઋષભદેવ અવતાર ૧

સમદષ્ટિ ધરી રે, ત્યાગ કર્યા સંસારી ભોગ;
કોઇ થી ના બને રે, એવો સાધ્યો અદ્દભુત જોગ. ૨
ચાલી ત્યાં થકી રે, પરમહંસ થવાની રીત;
ત્યાગી સર્વ તે રે, માને એક બ્રહ્મ અદ્વૈત. ૩
વળી અગિયારમો રે, થયો છે હયગ્રીવ અવતાર;
વિધિના યજ્ઞથી રે, પ્રકટ્યા સુવર્ણવર્ણાકાર. ૪
તે ભગવાનનું રે, પ્રકટ્યું સર્વ વેદમય રૂપ;
યજ્ઞસ્વરૂપ છે રે, સર્વ દેવમય ત્રિભુવન ભૂપ. ૫
તેના નાકથી રે, થયો છે વેદ તણો ઉચ્ચાર;
એ હયગ્રીવને રે, માન્યો ભગવતનો અવતાર. ૬
વળતી બારમો રે, ધાર્યો કૂર્મ તણો અવતાર;
દાનવ દેવતા રે, સાગર મથતા હુતા સાર. ૭
મંદ્રાચળનો રે, કરેલો વાંસ હુતો નિર્ધાર;
વાસુકી નાગનાં રે, નેત્રાં કરિયાં તેણી વાર. ૮
મંથન જોરથી રે, પર્વત ચાલી ગયો પાતાળ;
કૂર્મ હરિ થયા રે, ધાર્યો પીઠ ઉપર તત્કાળ. ૯
સિંધુ મધ્યથી રે, રત્ન ચતુર્દશ કહાડ્યાં બહાર;
અમૃત દેવને રે, પ્રીત્યે પાયું જગદાધાર. ૧૦
દાનવ લોકમાં રે, નાસ્તિક મત પેઠો જે વાર;
કર્તા પ્રભુ નથી રે, એવું કહેતા મૂઢ ગમાર. ૧૧
હિરણ્યકશિપુનો રે, પુત્ર થયો જ્યારે પ્રહ્લાદ;
નામ પ્રભુતણું રે, જપવા લાગ્યોધરી આહ્લાદ ૧૨
પીડા તેહને રે, કરવા લાગ્યો તેનો તાત;
પ્રકટ્યા થંભથી રે, નૃસિંહ રૂપ ધરી સાક્ષાત. ૧૩
હિરણ્યકશિપુનો રે, હરિએ નાશ કર્યો નિર્ધાર;
કહાવ્યો તેરમો રે, એ તો ઈશ્વરનો અવતાર. ૧૪
હરિરૂપે થયો રે, પ્રભુનો ચૌદશમો અવતાર;
ગજને ગ્રાહથી રે, તતક્ષણ ઉગાર્યો નિરધાર. ૧૫
બળિરાજા થયો રે, દાનવકુળ મધ્યે ઉદાર;
તેણે વિધિવડે રે, યજ્ઞ કર્યા નવાણું વાર. ૧૬
આસન ઇંદ્રનું રે, તેણે લેવા ધાર્યું ત્યાંય;
ઇંદ્રે એ સમે રે, સ્તવન કર્યું પ્રભુનું મનમાંય. ૧૭

પંદરમો તદા રે, હરિએ ધાર્યો વામન દેહ,
બળિને છળ કરી રે, આપ્યો પાતાળે લેઇ તેહ. ૧૮
હરિએ ઇંદ્રને રે, આપ્યું ત્રિભુવન કેરું રાજ,
દેહ ધરે હરિ રે, કરવા સેવક જનનાં કાજ. ૧૯
હરિએ સોળમો રે, ધરિયો હંસતણો અવતાર,
કળાઓ યોગની રે, સનકાદિકને કહી છે સાર. ૨૦
પય પાણી થકી રે, જૂદું હંસ કરે છે જેમ,
જડ ચૈતન્યને રે, અલગ કરી દેખાડ્યું એમ. ૨૧
ચૌદ મનુ પતિ રે, સત્તરમો હરિનો અવતાર,
દુર્મુખી ભૂપને રે, તેણે વશ કીધા નિર્ધાર. ૨૨
પ્રભુ એ અઢારમો રે, ધાર્યો ધન્વંતરીનો દેહ,
સાગરમાંહીથી રે, અમૃત લેઇને આવ્યા તેહ ૨૩
ઔષધિવિષે રે, કોઈ કોઇ ગુણ કીધા કરતાર,
તે પોતા વિના રે, બીજો નહિ કોઇ જાણનહાર ૨૪
જે ઓષધ થકી રે, જે જે રોગ નિવારણ થાય,
ગ્રંથ રચી કરી રે, આપે દેખાડ્યા ઉપાય ૨૫
અવનીને વિષે રે, અધર્મી ભૂપ થયા જે વાર,
વળી ઓગણીસમો રે, ધાર્યો પરશુરામ અવતાર. ૨૬
નક્ષત્રી કરી રે, હરિએ પૃથ્વી એકવી વાર,
વસુધા વિપ્રને રે, આપી ઉતારીને ભાર. ૨૭

દોહા

રાજ્ય સોંપિયું વિપ્રને, પરશુરામે જેહ,
દયા ઘણી બ્રાહ્મણવિષે, માટે ન બન્યું તેહ ૧
રાવણાદિ રાક્ષસતણું, અતિ વાધ્યું જોર;
માયાવી દાનવ મહા, ઘણા ઘાતકી ઘોર. ૨
દુ:ખીઆ કીધા દેવને, વિપ્રોને બહુ વાર,
તદા વીસમો ઈશ્વરે, ધર્યો રામ અવતાર. ૩
ધેનુ દ્વિજ ને દેવનું, રક્ષણ કરવા કાજ,
અંત આણવા અસુરનો, પ્રકટ્યા રઘુકુળરાજ. ૪
પ્રથમ વિશ્વામિત્રનો, યજ્ઞ કરાવ્યો રામ;
રાવણાદિ રાક્ષસ હણી, કીધા અદ્ભુત કામ. ૫
રામ ગયા નિજ ધામમાં, ગયો કેટલો કાળ,

અંશ અસુરના અવતર્યા, પૃથ્વીના ભૂપાળ. ૬
પૃથ્વીની ઉપર થયો, પાપી નરનો ભાર;
ધેનુરૂપ ધરા થઈ, વિધિને કહ્યો વિચાર. ૭

ચોપાઈ ત્રિતાલ

બ્રહ્મા આદિક દેવો જેહ, ગયા ક્ષીરસાગરમા તેહ;
કરી અરજ પ્રભુની જ્યારે, કૃષ્ણરૂપ ધર્યું તે વારે.
ખલ રાજા હુતા સહુ જેહ, હણ્યા જુક્તિ કરીને તેહ;
એકવીસમો એ અવતાર, ધર્મ થાપવા ધાર્યો સાર.
વળી વ્યાસનું ધારી રૂપ, થાપ્યો ધર્મ ત્રિભુવન ભૂપ,
મંત્ર વેદતણા સહુ કોય, હુતા ઋષિઓને પાઠે સોય
સહુ વ્યાસે લખીને લીધા, ભિન્ન ભાગ ચાર કરી દીધા,
ગૂઢ અર્થ ભરેલો વેદ, તેનો કોય ન સમજે ભેદ ૫
ભિન્ન ભિન્ન અર્થ કરી સહુ, વેદજ્ઞાન ચુંથાયું બહુ,
વ્યાસરૂપે થયા અવિનાશી, જોયો વેદનો અર્થ તપાસી
સ્પષ્ટ અર્થ જણાવાને સાર, બ્રહ્મસૂત્ર રચ્યાં તે વાર,
બ્રહ્મસૂત્રોથી બ્રહ્મનું જ્ઞાન, થાય જીવતે બ્રહ્મ સમાન. ૬
એક બ્રહ્મ ન માને જેહ, ગણ્યા પાખંડમાં સહુ તેહ,
બાવીસમો એ અવતાર, વ્યાસરૂપ કર્યો નિર્ધાર. ૭
તેવીસમો બુદ્ધાવતાર, હવે તેનો બાણું વિચાર;
દાનવ શત્રુ દેવો તણા, વેદધર્મ આચરતા ઘણા. ૮
તેથી તેહ જીત્યા નવ જાય, માટે હરિએ રચ્યો ઉપાય,
વેદધર્મથી જે હોય ભ્રષ્ટ, લક્ષ્મીનુ બળ પામે નષ્ટ. ૯
માટે ધારી બુદ્ધનો દેહ, વેદનિંદા બોલ્યા છે તેહ,
નિંદા સુણતા તજ્યો આચાર, તેથી પ્રકટ્યા છે મલિનવિચાર. ૧૦
બની નાસ્તિક નરકે ગયા, સજ્જનોને નડતા રહ્યા,
જે જે જન નાસ્તિક થાય, તે તો શત્રુથી માર્યો જાય ૧૧

દોહા

ઘોર કલિજુગ આવશે, જશે વેદનો ધર્મ,
અસુરબુદ્ધિ સહુની થશે, કરશે ખોટાં કર્મ. ૧
વર્ણાવર્ણ મટી જશે, વિપ્ર અને ચંડાળ,
પિશાચ જેવા નર થશે, કઠણ થશે કળિકાળ. ૨
ત્યારે ઈશ્વર ધારશે, ચોવીસમો અવતાર,

કરશે હરિ કલ્કી થઈ, ધર્મ તણો ઉદ્ધાર. ૩
એ રીત્યે ભગવંતના, ચોવીસે અવતાર;
કીર્તન કરતાં તેહનું, નાસે પાપ અપાર. ૪
અણિમાદિક સહુ સિદ્ધિઓ, આજ્ઞાધીનજ હોય;
ઈશ્વરના અવતારનું, ચિહ્‌ન જાણવું સોય. ૫
ધર્મ જ્ઞાન વૈરાગ દૃઢ, ઐશ્વર્ય કીર્તિ ઉદાર;
સિંધુસુતા સેવા કરે, એ ઈશ્વર અવતાર. ૬
પૃથ્વી જળ અગ્નિ વળી, વાયુ રવિ શશિ જેહ;
જેને વશ વરતે સહુ, તે ઈશ્વરનો દેહ. ૭
સર્વ લોકના મનતણો, જાણી જાય વિચાર;
ભૂત ભવિષ્ય સઘળું લહે, તે ઈશ્વર અવતાર. ૮
વગર ભણ્યે સહુ વેદનો, કરી શકે ઉચ્ચાર,
તે નર નિશ્ચે જાણવો, ઈશ્વરનો અવતાર. ૯
ભાષાઓ સહુ દેશની, વિદ્યા કળા અપાર;
વણશીખે જે આવડે, તે ઈશ્વર અવતાર. ૧૦
અપાર બુદ્ધિ અપાર બળ, અપાર સદ્‌ગુણ હોય;
ઇચ્છે તે આપે બને, ઈશ્વરના ગુણ સોય. ૧૧

છપ્પા

ધુત્તા ધનને કાજ ઘણાં પાખડ કરે છે,
હું ઈશ્વર અવતાર વિષ્ણુનો વેશ ધરે છે;
સજે ભલા શણગાર હાર ફૂલોના ઘાલે,
ધરી રાજનાં ચિહ્‌ન ભલો ભોળામાં મહાલે;
જગકર્તા પ્રભુને તજી વળી નામ ભજાવે આપનું,
અપરાધી પ્રભુનો થઈ ભોગવે તે ફળ પાપનું. ૧
સાધી જાદુ જંત્ર જીનને ભૂર્ડી નાખે,
હું ઈશ્વર અવતાર એમ આપે મુખ ભાખે;
હોય પિંડમાં રોગ પરીક્ષા ન પડે તેની,
અંતરની વળી વાત કળી નથી શકતો કેની;
કલ્પે જૂઠી વારતા, વળી ગપ હાંકે અતિ ઘણી,
જે તે જુક્તિ વડે કરી, શિષ્યનું સર્વસ્વ લે હણી. ૨
જોડી જુઠી જુક્તિ રચે પરચાની પોથી,
સાધી મેધા મંત્ર ડરે નહિ જગમાં કોથી;

કહીં ધૂણાવે ભૂત કહીં અગ્નિ કર ઝાલે,
ગીત રાસનાં ગાય નારીઓ સંગે મહાલે,
જન એવા આ કલિકાળમાં પાખંડી સઘળે ફરે,
માને નહિ સદ્ગ્રંથને ધર્મભ્રષ્ટ સહુને કરે. ૩
કરે સમાધિ કપટ ઝડપથી મેવા લાવે,
સહુને આપી પ્રસાદ વળી પોતે પણ ચાવે,
ગયા હતા વૈકુંઠ વિષ્ણુ પાસેથી આવ્યા,
લીલાં જુઓ લવિંગ દેવ પાસેથી લાવ્યા,
નર એવા કપટ કરી ઘણાં ઠગી ખાય સંસારને,
જન કોય ચતુર નર હોય તે પામે તેના પારને. ૪
ધરી ભૂપનો વેશ દેશને લૂંટે જ્યારે,
દેશપતિ ભૂપાળ પછી પકડીને મારે,
એમ વિષ્ણુઅવતાર કોય કપટી જન બણશે,
ઝાલી જમના દૂત દંડથી તેને હણશે,
તે માટે ભગવત તણી ભક્તિ કરવી સાર છે,
ધણી થઇ ફરે જગતનો તે પાપી સરદાર છે. ૫
શુદ્ધ વેદનો ધર્મ ખળે નાખ્યો છે ડોળી,
કરવો જઇ સતસંગ સંત જન સાચા ખોળી,
જોઇ ઉપરનો વેશ લેશ વાહ્યા ના જઇએ,
જ્ઞાની હોય ગુણવંત તેહને સંગે રહીએ,
જે મોટા માહાનત થઇ ફરે તે ખોટા જાણો સર્વથી,
તે ધ્યાનાં કુકર્મ આચરે આપ બજાના ગર્વથી. ૬
ઇતિ શ્રીભક્તિભાસ્કરે અવતારકથાયાં ચતુર્દશ કિરણઃ

## કિરણ ૧૫ મું-સત્સંગમહિમા

દોહા

સંચિત જન્મ અનેકનાં, પુણ્ય પુરાણાં હોય;
ભક્ત મળે ભગવંતના, સંશય ન રહે કોય ૧
બૃહન્નારદી પુરાણમા, નારદ કહે છે આપ;
ભક્તજનોના સંગથી, ટળે ત્રિવિધ સંતાપ. ૨
કલ્પવૃક્ષની છાંયથી, શીતળતા હોય જેમ,
ભક્તજનોના સંગથી, હોય શીતળતા તેમ. ૩

ભગવજ્જનના સંગથી, ઉપજે સુખના ઓઘ,
એ આગળ સહુ અલ્પ છે,સ્વર્ગાદિક સુખભોગ ૪
જોતાં સઘળા જીવને, દુઃખસાગર સંસાર,
ભગવજ્જનના સંગથી, સહેજે પામે પાર ૫
શીતળતા સમતા ઘણી, ગુણ જેના ગંભીર;
એવા જનના સંગથી, શીતળ હોય શરીર. ૬
દાવાનળ સંસારથી, તપતા હોય શરીર,
ભક્ત મળે ભગવંતના, જેનું નિર્મળ નીર. ૭
સૂરજ નિજ કિરણે કરી, તિમિર હરે છે જેમ,
મનનું તિમિર ટાળવા, વચન ભક્તના તેમ ૮
નિર્ભાગી નર નીચને, મળે નહિ સત્સંગ,
મળે તોય રીસે બળે, ટેવ ન પલટે ઢંગ. ૯
સજ્જન કેરા સંગથી, વાધે ઘણો વિવેક,
મનના મળ જેવી વધે, તે દુર્જન છે છેક ૧૦
મનના મળ ભાગ્યા પછી, વધે આનંદના રંગ,
જડ અભિમાની જીવને, નહિ બ્રહ્મસુખ ભોગ ૧૧
ગંગા ને આપે ઘણા, તીરથ આઠ કરોડ,
લવ એક સજ્જન સંગની, કરી શકે નહિ હોડ ૧૨
ગંગા તો પાતક હરે, ચંદ્ર હરે છે તાપ,
ભક્ત મળે ભગવંતના, હરે જન્મસંતાપ ૧૩

મનહર છંદ

પાપને પ્રહારે વળી પુણ્યને વધારે,
ઘણો સુજશ વિસ્તારે એવો સાચો સતસંગ છે,
ઉપજે વિવેક જાણી ભજે બ્રહ્મ એક,
સાચી ધારે દઢ ટેક આઠે પહોરમાં ઉમંગ છે;
ગ્રહે નિજ સાર તજે વિવિધ વિકાર,
કરે બ્રહ્મનો વિચાર ચઢે પ્રેમતણો રંગ છે,
છોટમ સંસાર તેને નડે ન લગાર,
સુખે પામે ભવપાર એવી નૌકા એ અસંગ છે ૧

છપ્પય છંદ

હીરે નાવે હાથ મળે પથરાના ઢગલા,
મળે માનસે હંસ બહુ સ્થળ બેઠા બગલા,

પારસ લેવા જાય મળે આરસ બહુ ઠામે,
ઘણા ફરે ગજરાજ કહીંક મુક્તાફળ જામે;
જન ભેખ ધરી ભટકે ઘણા પણ દાવાના દવમાં બળે,
કો શુદ્ધ સ્વરૂપાનંદ જન મહાપુણ્યે છોટમ મળે. ૧
ત્યાગી જડ અભિમાન બ્રહ્મનિષ્ઠા દૃઢ ધારી,
શીતળ મન અતિ શાંત લોકને પાવનકારી;
શમદમ સાધનયુક્ત મુક્ત મન નિર્મળ જેનું,
કેવળ ગગનાકાર ત્રિગુણથી અળગું તેનું;
એવા જનના સંગથી પાપ તાપ સઘળા ટળે,
તે તીર્થોને તીરથ કરે કહે છોટમ જો આવી મળે. ૨
તે નવ કહીએ સંત ભ્રાંત ચિત્ત જેનું ભમતું,
ધન હરવાને ધાય કરે ત્યાં મનનું ગમતું;
તે નવ કહીએ સંત ક્લેશથી પીડે કાયા,
તે નવ કહીએ સંત તજે નહિ મમતા માયા;
જે જંત્ર મંત્ર જાદુગરા કપટ કીમિયા જે કરે,
કહે છોટમ સંત ન જાણવા જે પાખંડે પરનું હરે. ૩

ચોપાયા છંદ

કપિલદેવ કહે માત સાંભળો, સંગ મળે જો સારો,
તે નર બ્રહ્માનંદ ભોગવે, મહિમા જાણે માહારો;
પછી કથા સહુ મારી તેના, મનને મીઠી લાગે,
મોક્ષમારગે થાય ચાલતો, ભજે મને અનુરાગે. ૧
પરથમ તો વિશ્વાસ ઉપજે, વળતી આરત જાગે,
પરાભક્તિ ઉપજે છે વળતી, બાહ્યક્રિયાઓ ત્યાગે;
ઘણા જન્મના પુણ્યયોગથી, દેહ મનુષ્યનો પામે,
ભક્તજનોનો સંગ મળ્યાથી, ભક્તિ મ્હારી જામે. ૨
અનેક ભવમાં ફરતાં ફરતાં, કૃપા બ્રહ્મની આવે,
ભક્તજનો પર તેના મનમાં, ભાવ ઘણો ઉપજાવે;
ભક્તોસંગે ભજે બ્રહ્મને, પ્રેમે મુક્તિ પામે,
જન્મ-મરણની ટળે આપદા, ઠરે જઈ નિજ ઠામે. ૩
સાધન તો છે ઘણાં શાસ્રમાં, નહિ કોઈ ભક્તિ જેવું,
પ્રભુ કહે મુજને વશ કરવા, એકે ન મળે એવું;
વિભીષણાદિક રાક્ષસ જાતિ, વાનર સુગ્રીવ જેવા,

કાગભુશુંડી પંખી જાતિ, ગીધ જટાયુ એવા. ૪
બલિ બાણાસુર પ્રહ્લાદાદિક, દાનવજાતિ કહીએ,
જાંબુવાન રીંછની જાતિ, પશુજાતિ ગજ લહીએ;
ગણિકા કુબ્જા શબરી ભીલડી, ગોપ ગોપની નારી,
યજ્ઞપત્નીઓ પણ સતસંગે, થયાં મોક્ષ અધિકારી. ૫
ઊંચ નીચ ને નાત્ય જાત્યનો, નિયમ નથી કાંઈ એવો,
પ્રભુને ભજતાં પ્રભુને પામે, થાય આપના જેવો;
તે માટે સતસંગ કરીને, સદા પ્રભુને ભજીએ,
દામ વામના લોભી લંપટ, તેની સંગતિ તજીએ. ૬
બગ બેડોળ વૃત્તિઓવાળા, દીસે સજ્જન જેવા,
વેદ વિરુદ્ધ વદે બહુ વાતો, તરત ત્યાગવા તેવા;
સૃષ્ટિતણા કરતારે સઘળા, નિયમો બાંધ્યા જેવા,
તે નિયમોથી અવળા ચાલે, તજવા સઘળા તેવા. ૭

કુંડળિયા છંદ

સંગે રહીએ સંતને, જે સદ્ગુણ આગાર,
સારાં વચનો સાંભળી, મનના મટે વિકાર;
મનના મટે વિકાર, સાર સમજ્યામાં આવે,
બંધનવાળાં કર્મ, તરત તે સંત તજાવે;
છોટમ ભક્તિ જ્ઞાન ધર્મ વળી તેનો ગ્રહીએ,
હોય ગુણના આગાર, સંતને સંગે રહીએ. ૧
સજ્જન સંગે જાણીએ, વિશ્વપારની વાત,
જેથી સઘળું ઉપજે, તે લહીએ સાક્ષાત;
તે લહીએ સાક્ષાત, સર્વ જેમાં લય પામે,
ત્વંપદ તતપદ લક્ષ્ય, લહી ઠરીએ તે ઠામે;
છોટમ નિપજે ભક્ત, એમ સમજે નિજ અંગે,
વિશ્વપારની વાત, જાણીએ સજ્જન સંગે. ૨

દોહા

શાસ્ત્રે સાધુ શબ્દનો, અર્થ કહ્યો છે એહ;
સારાં લક્ષણ નર વિષે, સાધુ કહીએ તેહ. ૧
સુજન આર્ય ને સભ્ય જન, એ છે એનાં નામ;
સારા ગુણ તેમાં લહી, સજ્જન કહે તમામ. ૨
સાગો સંન્યાસી વળી, તે સાધુ કહેવાય;

ઉત્તમ લક્ષણ એહનાં, આચારે લહેવાય. ૩
સંન્યાસી સાધુ યતી, ભિક્ષુક એનાં નામ;
મહાવ્રતધારી તે વળી, જીતે શત્રુ તમામ. ૪
ખટશત્રુ જીત્યા વિના, સાધુ કહ્યો ન જાય;
મનોવિકાર મટે નહિ, તો કેમ સિદ્ધિ થાય. ૫
ત્યાગ કહ્યો નથી શૂદ્રને, શૂદ્ર સદા છે દાસ;
ભેખ ધરી ત્યાગી બને, તેનો શો વિશ્વાસ. ૬
ભેખ ધરે તો શું થયું, ભેખે સાધુ ન હોય;
સદાચરણ ને સત્યવ્રત, સાધુ કહીએ સોય. ૭

ગીતિ છંદ

વડલા જટા વધારે, પતંગ કાયા પાવકમાં બાળે;
ઉંચું ઊંટ જુએ છે, વાગોલ વળગી નીચું તો ન્યાળે. ૧
ધ્યાન ધરે છે બગલા, મીન સદા રહે નીર વિષે ન્હાતા;
રામ રામ શુક કહે છે, વાનર જીવે ફળપત્રો ખાતા. ૨
ગર્દભ ભસ્મ લગાવે, બકરા મોટી રાખે છે દાઢી;
ગાડર મુંડ મુંડાવે, ભીલ વસે છે જંગલ કે ઝાડી. ૩
વાઘ ગુફામાં વસિયા, મોર માનિની ત્યાગ કરી રહે છે;
એવા સઘળા ત્યાગી, કોણ મોક્ષમાં ગયા સંત કહે છે. ૪
જેમાં લક્ષણ સારાં, વેદવિષે તો તે સાધુ કહે છે;
પારવિના પાખંડી, જગત ધૂતવા ભેખ ધરી લે છે. ૫
લક્ષણ સઘળાં સારાં, લક્ષ્ય સચ્ચિદાનંદ તણો જેને,
સાધ્ય ચિત્ત હોય જેનું, સાધુ અથવા સંત કહે તેને. ૬

ચોપાયા છંદ

નિત્યાનિત્ય વિવેક નિરંતર, લક્ષણ પહેલું એ છે,
બાહ્યાભ્યંતર પવિત્ર રહેવું, સાધુ સાચા તે છે;
સંગીમાં પોતાના સરખા, સઘળા સદ્ગુણ આવે,
પારસમણિનો ગુણ છે તેમાં, પરસે ગુણ પલટાવે. ૧
શાસ્ત્રતણી મરજાદા મૂકી, વધતું વેણ ન બોલે,
મરજાદા મૂકી બોલે તે, જંગલી જટને તોલે;
નીતિ રીતિ સર્વ શીખવી, સંગી જીન સુધારે,
લક્ષ્ય તથા લક્ષણ આપીને, ત્રિગુણ બંધથી તારે. ૨
પ્રથમ શુદ્ધ વૈરાગ્ય હોય, તો તેજ બને સંન્યાસી,

વિષ જેવા વિષયોને માને રહે એકાંતનિવાસી;
દંડ કમંડળ કોપીન કંથા એથી અધિક ન રાખે,
ભિક્ષા માગી ભોજન કરવું એક બ્રહ્મ સત ભાખે. ૩
દષ્ટ પદારથ મિથ્યા માની છૂટી સહુ આસક્તિ,
પ્રણવજાપ પળમાત્ર ન ભૂલે એ અખંડ અનુરક્તિ;
મઠ મંદિર બાંધી નથી રહેતા આશ્રય ન કરે કેનો,
લોકહિતારથ વિચરે સઘળે ત્યાગજ શોભે તેનો. ૪
કનક કામિની સ્પર્શ કરે નહિ સદા બ્રહ્મરસ ભોગી,
જગત જીવને પાવન કરવા વિચરે એવા યોગી;
ગંગા પ્રત્યે કહે ભગીરથ વચન સાંભળો મારાં,
શાંત સાધુ જ છે સંન્યાસી પાપ હરી લે તારાં. ૫
એ બ્રહ્મિષ્ઠ ત્રિલોકપાવન એવા ગુણ છે એમાં,
જેના ઉરમાં વિષ્ણુ વસે છે પાપ હરે છે તેમાં;
જે બ્રહ્માંડ બધાનાં પાતક એક પલકમાં બાળે,
પરબ્રહ્મનો પંથ બતાવી ત્રિવિધ તાપને ટાળે. ૬
પદ્મપુરાણે શિવે કહ્યું છે ભક્ત બ્રહ્મના એવા,
પૃથ્વીપર પાતક હણનારા દીસે અગ્નિ જેવા;
ચંદ્ર નિર્મળો દીસે જેવો વાદળ આળગું ટળતાં,
જીવ પાપથી થાય નિરાળો ભક્ત બ્રહ્મના મળતાં. ૭

દોહા

સૂક્ષ્મથી સૂક્ષ્મ ઘણું, રૂપ પરાનું જેહ;
જાણે તે ને હંસજન, લક્ષણ બીજું એહ. ૧
વૃક્ષતણા એક બીજમાં, વૃક્ષ રહ્યું છે જેમ;
પ્રાણીમાત્રના પ્રાણમાં, પરાશક્તિ છે તેમ. ૨
પરાપાર કાંઈ પેચ છે, જ્યાંથી આવે સેર;
સ્વર અક્ષર રૂપે કરે, એજ પરાની પેર. ૩
પરાપાર પરબ્રહ્મ છે, લાગી તે શું પ્રીત્ય;
એક પલક ના વીસરે, પરાભક્તિ એ રીત્ય. ૪
પરાભક્તિથી થાય છે, પ્રભુ સાથે સંજોગ;
અથાહ આનંદ તેહનો, ભક્ત ભોગવે ભોગ. ૫
રોમ રોમ પિયુને રટે, સમરે શ્વાસોસ્વાસ;
આઠ પહોર આપે રમે, પ્રેમસનેહી પાસ. ૬

મનહર છંદ

ભૂમિવિષે રચેલા છે જેટલા રજોના કણ,
તેટલી તો જીવ જાતિ કરી કરતારે છે;
જીવ જાતિ માંહે કોય શ્રેષ્ઠ છે મનુષ જાતિ,
મનુષમાં કોય કોય નિજ શ્રેય ધારે છે;
શ્રેય ધારનાર માંહે માનવી મુમુક્ષુ કોય,
મુમુક્ષુ કોટીમાં કોય તત્ત્વને વિચારે છે;
તત્ત્વના વિચારનાર કોય કોય બને સિદ્ધ,
છોટમ સિદ્ધોમાં કોય બ્રહ્મને વિચારે છે. ૧
તપીથી અધિક યોગી જ્ઞાનીથી અધિક યોગી,
કર્મીથી અધિક યોગી ગીતામાંહી ગાય છે;
તે માટે તું યોગી થા ને અર્જુનને કહે કૃષ્ણ,
યોગીથકી ભક્ત મારો શ્રેષ્ઠમાં ગણાય છે;
કારણ છે તેનું એક જેમાં છે વડો વિવેક,
સરવસ સોંપી મને આપે ન્યારો થાય છે;
સર્વ થકી ન્યારો થઈ મુજ સાથે બાંધે નેહ,
મારી તુલ્યતાએ આવી મુજમાં સમાય છે. ૨

કુંડળિયા છંદ

દીન ઉપર કરવી દયા, ત્રીજું લક્ષણ તેહ,
જોગીને જનકે કહ્યું, તીર્થરૂપ તમ દેહ;
તીર્થરૂપ તમ દેહ, તીર્થને તીરથ કરતા,
ઉરધારી અવિનાશ, ફરે છે સઘળે ફરતા;
તમને મળતાં સહજ, સંસૃતિ સરિતા તરવી,
ત્રીજું લક્ષણ તેહ, દયા દીન ઉપર કરવી. ૧
વસુદેવે વાણી કહી, નારદ પ્રત્યે એહ,
ભવસાગરથી તારવા, નાવરૂપ છે જેહ;
નાવરૂપ છે જેહ, બ્રહ્મનિષ્ઠ જે સાધુ,
તારે તતક્ષણ તેહ, વિશ્વ જો વળગે બાધું;
છોટમ આણી સ્નેહ, સંતને જે જન સેવે,
નારદ પ્રત્યે એમ, કહી વાણી વસુદેવે. ૨
ચોથું લક્ષણ ચતુર્ભુજ, કહે ભાગવત માંય,
એકાંતિક જન માહરા, મુખે ન માગે કાંય;

સુખે ન માગે કાય, લોક ચૌદેની રિદ્ધિ,
વળી ન માગે મોક્ષ, યોગ અણિમાદિક સિદ્ધિ
કહે છોટમ લહે એક, ભક્તિવિન સર્વે થોથુ,
કહે ભાગવત માહી, ભક્તનુ લક્ષણ ચોથુ ૩
મારા જન માગે નહિ, એમ કહે હરિરાય,
પરમેષ્ઠીપદ જો મળે, તે ચિત્તમા નવ ચહાય,
તે ચિત્તમા નવ ચહાય, સાર્વભૌમાદિક એવુ,
ચતુર્વર્ગમા કાય, કદુ આપ્યુ નવ લેવુ,
છોટમ ભગવતચરણ, પરમ તે લાગે પ્યારા,
એમ કહે હરિરાય, નહિ માગે જન મારા ૪
માગે જે ભક્તિ કરી, તે તો ભક્ત મજૂર,
સેવકની સ્વામીવિષે, પ્રીતિ ન રહે ઉર
પ્રીતિ ન રહે ઉર, મૂળ જો માગી લીધુ,
સેવાનુ ફળ મળ્યુ, પછી શુ અદકુ કીધુ,
છોટમ જાણો સત, સર્વ સુખ તેમા ત્યાગે,
તે તો ભક્ત મજૂર, કરી ભક્તિ ફળ માગે ૫
વૈભવ સાગે વિશ્વનો, કરે એકઠો કોય,
એક પલક હરિભક્તિની, સમતા નાવે સોય,
સમતા નાવે સોય, સિદ્ધિઓ સઘળી એવી,
અવિનાશીની તુલ્ય, આવશે નાશી કેવી
છોટમ સઘળુ તુચ્છ, બ્રહ્મ એક જેને પ્યારો,
ન આવે ભક્તિ તુલ્ય, વિશ્વનો વૈભવ સારો ૬
વશ કરનારા જીવને, જડી મત્ર કે જત્ર,
ભક્તિ પ્રભુને વશ કરે, જે છે સદા સ્વતત્ર,
જે છે સદા સ્વતત્ર, ભક્તને આધીન રહે છે,
પડે કદાપિ કષ્ટ, તરત તે દૂર કરે છે,
છોટમ એથી કોણ, પદારથ બીજા સારા,
જડી મત્ર કે જત્ર, જીવને વશ કરનારા ૭
ભક્તિથી મોટુ નહિ, જગમા બીજુ કોય,
કર્તા અગણિતઅડનો, ભક્તતણે વશ હોય
ભક્તતણે વશ હોય, સર્વ તે કામ કરે છે,
ભક્તકૃપાથી જીવ, સર્વ સસાર તરે છે

છોટમ ભક્તિ વિના, અન્ય છે સઘળું ખોટું,
જગમાં બીજું કોય, નહિ ભક્તિથી મોટું. ૮
ભગવતની સેવા વિના, ભક્ત ન માગે કાય,
એકાદશ ઇંદ્રિય સહુ, વરતે સેવા માંય,
વરતે સેવા માંય, બાહ્ય ને ભીતર ધારે,
અંતરંગ બહિરંગ, સેવના ઉભય પ્રકારે,
છોટમ સાચા ભક્ત, અહોનિશ વર્તે એવા,
ભક્ત ન માગે કાય, વિના ભગવતની સેવા ૯
પાવન લક્ષણ પાંચમું, શુચિતા છે સર્વાંગ,
વસે ભક્તના દેહમાં, ગયા ગોમતી ગંગ,
ગયા ગોમતી ગંગ, સંગ હરિજનનો કરતા,
પાપ હરે તત્કાળ, તેમ નહિ તીરથ કરતા,
છોટમ જન ઉરમાંય, વસે પ્રભુ જગસંભાવન,
છે શુચિતા સર્વાંગ, પાંચમું લક્ષણ પાવન. ૧૦
અગ્નિ સૂરજ ચંદ્રમા, નભ પૃથ્વી મન વાય,
એવા દેવ ઉપાસતા, પાપ વિલયે જાય,
પાપ વિલયે જાય, તરત સતસંગતિ ટાળે,
મૂકી એવું મૂળ, મૂઢ જન વળગે ડાળે,
કહે છોટમ સતસંગ, કર નહિ જીવ કૃતઘ્ની,
જેવા ટાળે પાપ, ચંદ્રમા સૂરજ અગ્નિ ૧૧
છઠું લક્ષણ સંતનું, ગ્રંથ ભાગવત ગાય,
ભક્ત હોય ભગવંતના, કર્મે ના લેપાય,
કર્મે ના લેપાય, કમળ જળ મધ્યે જેવું,
લેપે નહિ લગાર, ભક્તને ભવજળ તેવું,
છોટમ સઘળે ઠામ, કરે પ્રભુજનનું રક્ષણ,
ગ્રંથ ભાગવત ગાય, સંતનું છઠું લક્ષણ ૧૨
સુખ લક્ષણ છે સાતમું, તેના ભોગી ભક્ત,
બાકી દુઃખદરિયાવમાં, છે ડૂબેલું જક્ત,
છે ડૂબેલું જક્ત, પાપમય બ્રહ્મવિયોગે,
હરિના જન હરિમાંય, મગ્ન બ્રહ્માનંદ ભોગે,
છોટમ બ્રહ્મપ્રસાદ, ભક્ત કરનારા ભક્ષણ,
તેના ભોગી તેહ, સાતમું એ સુખલક્ષણ ૧૩

વધતા વલ્લભ ભક્ત છે, નહિ કોય તેહ સમાન,
પાર્થ અર્જુનને જુઓ, ગીતા અમૃતપાન;
ગીતા અમૃતપાન, ઘણો પ્રિય પોતે જાણી,
પાપે થઇ જશે માફ, વિભુ એમ બોલ્યા વાણી;
દર્શાવ્યું નિજ રૂપ, દેવમુનિઓને દુર્લભ,
છોટમ સહુથી એમ, ભક્ત છે વધતા વલ્લભ. ૧૪
ઉત્તમ લક્ષણ આઠમું, વશ કરવા વિશ્વેશ,
મહામોહથી જીવને, તારે દઇ ઉપદેશ;
તારે દઈ ઉપદેશ, સર્વ ભ્રમ દૂર કરાવે,
બતાવે રજ્જુ જેમ, એમ આત્મા દર્શાવે;
છોટમ વાદળ જાય, તાપ દેખાય તતક્ષણ,
વશ થઈ રહે વિશ્વેશ, આઠમું ઉત્તમ લક્ષણ. ૧૫
નવમો ગુણ નિશ્ચે કરી, જનકે કહ્યું જરૂર,
ભગવત જનને ભેટીએ, પ્રેમ ધરી ભરપૂર;
પ્રેમ ધરી ભરપૂર, મનુજતનુ દુર્લભ જાણી,
તેમાં દુર્લભ ભક્ત, મળે મહાપુણ્યે પ્રાણી;
છોટમ ભેટે સંત, જન્મ હોય છેલ્લા ભવનો,
જનકે કહ્યું જરૂર, કરી નિશ્ચે ગુણ નવમો. ૧૬
નવ ગુણ વાળા નર મળે, કરવું ન પડે કાંય,
જપ તપ તીરથ ત્યાગવ્રત, સઘળું સેવામાંય;
સઘળું સેવા માંય, પતિવ્રતા પત્ની જેવી,
પામે સિદ્ધિ સમસ્ત, એમ જન પ્રભુના સેવી;
છોટમ જો નવ હોય, ભાલ તિલક કે માળા,
ભજીએ આણી ભાવ, હોય નર નવ ગુણવાળા. ૧૭
સતસંગે સુધરી ગયા, આગળ પુરુષ અનેક,
સ્વારથ પરમારથ લહી, વિદ્યા વિનય વિવેક;
વિદ્યા વિનય વિવેક, ભાવભક્તિ દૃઢ ધારી,
અંતે પામ્યા મોક્ષ, ભિન્ન પરબ્રહ્મ વિચારી;
છોટમ શ્રેય ન હોય જીવને કોય કુસંગે,
આગળ પુરુષ અનેક ગયા સુધરી સતસંગે. ૧૮
પાણીમાં પથરો રહે, ભીતર ના ભેદાય,
ખળઆવે સતસંગમાં, ખળતા મળ નવ જાય;

ખળતા મળ નવ જાય, રહે એવા ને એવા,
ગંગાકાંઠે જડ, રહે ગંધાતા તેવા,
છોટમ મનનો ભાવ, જાય જાણ્યો વાણીમા,
ભીંતર ના ભેદાય, રહે પથરો પાણીમા ૧૯

મનહર છંદ

ખલજનતાનું મન જાણવુ ગહન વન,
અવિદ્યા અનીતિ ઘોર કંટકના ઝાડ છે,
તૃષ્ણા છે વિશાળ નદ જૂઠ ને પ્રપંચ હ્રદ,
અદેખાઇ છે દુ ખદ પાપરૂપી પહાડ છે,
ચોરી જારી વરૂ વાઘ દુષ્ટતા ઉલૂક કાગ,
નિંદા ચાડી નિર્લજ્જતા ઘણા ભીલ ગાઢ છે,
છોટમ એવાનો સંગ કરે ધર્મ કર્મ ભંગ,
નરને બુડાવનાર કુસંગતિ ખાડ છે ૧
સર્પ ક્રૂર ખલ ક્રૂર કહેવાય જગત માહી,
ખલ થકી સર્પ કાય ગુણે કરી સારો છે,
જત્રમંત્ર જડી વડે સર્પ ક્રૂર થાયે સાધ્ય,
ખલ નાવે મંત્રે સાધ્ય એવો એ નઠારો છે,
સાધવા નિજસ્વારથ મીઠું મીઠું બોલે મુખ,
વિશ્વાસ જે રાખે તેનો દગો કરનારો છે,
છોટમ એ સાધુ જેવો રાખે ખલ ઠાઠમાઠ,
સંગ કરનારને તો ભયતણો ભારો છે ૨

દોહા

સાધુ વેશે રાવણે, કર્યું જાનકી હરણ,
કાલનેમિ હનુમતને, છળતાં પામ્યો મરણ ૧
બાનુ દેખી ભક્તનુ, જન રાખે વિશ્વાસ,
ખળ ખોટાને સેવતા, નિશ્ચય હોય નિરાશ ૨

ઇતિ શ્રીભક્તિભાસ્કરે સત્સગનિરૂપણે પંચદશ કિરણં

---

## કિરણ ૧૬ મું-ભક્તરીતિ

કુંડળિયા છંદ

હરિના જન હરિને જુએ, ત્રણે ગુણાથી ભિન્ન,
માયાના ગુણ જૂજવા, ઉત્તમ મધ્યમ હીન,

ઉત્તમ મધ્યમ હીન, દેહ તો થયા વિકારી,
કરી ગુણકર્મવિભાગ, સૃષ્ટિ સઘળી વિસ્તારી;
છોટમ જળથી દૂધ, હંસ લે અલગ કરીને,
માયાગુણથી ભિન્ન,જુએ હરિના જન હરિને. ૧
જાણે હરિજન જગતને, જગકર્તાનો બાગ,
તરે તરેના તરુતણો, જાણે કરી વિભાગ;
જાણે કરી વિભાગ, કોય કડુ કંટક ઝેરી,
મીઠા મોળા કોય, વાસના કોઇની ઘેરી;
છોટમ રાગ દ્વેષ, એમ સમજી નવ આણે,
જગકર્તાનો બાગ, જગતને હરિજન જાણે. ૨
દુનિયા વાડી દેવની, દુર્જન કરે અનાડ,
ચાખે ફળ આપ્યાવિના, જડથી કાપે ઝાડ;
જડથી કાપે ઝાડ, રખોપી તેને ઝાલે,
મારે ઝાઝો માર, કેદ કોઠામાં ઘાલે;
કહે છોટમ એ બાગ, બગાડે કોઇ અનાડી,
પામે દુઃખ અપાર, દેવની દુનિયા વાડી. ૩
સજ્જન વાડી સાચવે, પ્રીતે પાણી પાય,
ફાલ્યાં દેખી ફૂલ ફળ, લેવા ના લલચાય;
લેવા ના લલચાય, ધણીનું સઘળું ધારે,
રીઝે જગનો રાય, અમિત ફળ આપે ત્યારે;
છોટમ સૃષ્ટિમાત્ર, જાણવી સ્થિરચર ઝાડી,
પાળે આણી પ્રેમ, સાચવે સજ્જન વાડી. ૪
સુખનો દાતા સર્વને, સાધુ કહીએ સાર,
પરમારથને કારણે, લીધો છે અવતાર;
લીધો છે અવતાર, કષ્ટ સર્વેનાં કાપે,
દેઇ સારો ઉપદેશ, પરમ પદમાં લેઇ થાપે;
છોટમ વેદપુરાણ, સદા તેના જશ ગાતા,
સાધુ કહીએ સાર, સર્વને સુખનો દાતા. ૫
જૂઠું બોલે જીભથી, તે નર થાય +વિગીત,
સત્ય ન્યાયથી બોલવું, એજ સંતની રીત;
એજ સંતની રીત, કરે નહિ નિંદા ચાડી,

+ નિંદિત

ધરી સતનો વેશ, અસત તો બકે અનાડી,
કહે છોટમ જગમાંહી, જીવ તે પશુને તોલે,
તે નર થાય વિગીત, જીભથી જૂઠું બોલે. ૬

છપ્પય છંદ

જૂઠો છે જડ દેહ, કેમ કરી બોલે વાણી,
કર્તાએ તે માટ, દેવ થાપ્યા છે જાણી,
બ્રહ્મ અક્ષરાતીત, ત્યાં થકી અક્ષર આવે,
પ્રાણવાયુની માંહી, શક્તિ સંયોગ મિલાવે,
પછી નાભીમાં વિષ્ણુ મળે, ઘાટ હૃદે બ્રહ્મા ધરે,
જેવો આશય મન તણો, તેવી વાણી ઉમડે. ૧
રુદ્રદેવ છે કંઠ, નરપુ જિહ્વાએ વળગ્યા,
સુષુમ્ણા અગ્નિદેવ, કરે છે અક્ષર અળગા,
સદ્યોજાતા આદ્ય, પ્રાણના દેવ કહ્યા છે,
ચંદ્ર સૂર્ય બે પાસ, નાડીઓ માંહી રહ્યા છે,
વળી ગંગા જમુના સરસ્વતી, તે શ્વાસા મધ્યે ધાર છે,
કહે છોટમ સઘળા દેવથી, વાણીનો ઉચ્ચાર છે. ૨
દેવોના બળવડે, જીવ બોલે છે વાણી,
દુષ્ટ વચન ઉચ્ચાર, કરે તે પામર પ્રાણી,
અસત્ય કે અન્યાય, કરે પરનિંદા જ્યારે,
પરને પીડા થાય, વચન એવા ઉચ્ચારે,
પાપ ઘણાં વાણી વડે, કરતા નર્કે જાય છે,
દંડ સહે જમદૂતનો, પછી દેહ વૃક્ષનો થાય છે. ૩
વાણીમાં છે ઝેર, વેર વાણી ઉપજાવે,
વાણીથી હોય મોક્ષ, વાણી બંધનમાં નાવે,
વાણીથી હોય લાભ, થાય વાણીથી હાણી,
વાણીથી બુડાય, તરે વાણીથી પ્રાણી
તે માટે હરિભક્તને, વાણી મર્મ સુધારવી,
જેથી રીઝે જગપતિ, એ વાણી ઉચ્ચારવી. ૪
વાણી દેશ દેવ, જૂઠથી કોપે જ્યારે,
અક્ષર કેરા બીજ, દગ્ધ કરી દે છે ત્યારે,
જપતા મંત્ર કરોડ, ફળે નહિ કિંચિત તેને,
ધરે સતનો વેશ, ભક્તિ ના ઉગરે એને,

તે માટે નરદેહમાં, વાણી સારી સાધીએ,
કૂડ કપટ છળ પરહરી, એક બ્રહ્મ આરાધીએ. ૫

મનહર છંદ

વાણી અને પાણી વિષે નભમાં નથી વિકાર,
વપુને વસુધા સંગે વિવિધ વિકાર છે;
કોય ગંગાજળ કોય કહેવાય કરમનાશા,
કોય મિષ્ટ મેળાં કટુ કોય જળ ખાર છે;
કોય વાણી કીર હંસ કોકિલા મયૂર જેવી,
કોય ખર ઉલૂકની ભાષા ભયંકાર છે;
છોટમ વિચિત્ર ભેદ દીસે વાણી પાણી માંહી,
કોય છે અસાર અતિ કોય અતિસાર છે. ૧

છપ્પય છંદ

દષ્ટિએજ પવિત્ર, જોઈ જોઇ જુગતે ચાલે,
પાણી હોય પવિત્ર, વસ્ત્રથી જે તે ગાળે;
વાણી તેજ પવિત્ર, સત્ય સઘળે ઉચ્ચારે,
મન તો તેજ પવિત્ર, નિરંતર બ્રહ્મ વિચારે;
એમ બાહ્ય ભિંતર વિષે, રહે પવિત્ર હરિજન સદા,
કહે છોટમ જન ભગવંતના, પાપકર્મ ન કરે કદા. ૧
જ્ઞાન અગ્નિ ઘટમાંહી, જ્યોતિ પ્રકટી હોય જેને,
હોય કર્મના ઓઘ, ભસ્મ કરી દે છે તેને,
સંચિત ને ક્રિયમાણ, જ્ઞાન ઉપજતાં બળશે,
પરાલબ્ધ છે જેહ, ભોગવ્યા પૂંઠે ટળશે;
એમ કર્મ હરિજનતણાં, જ્ઞાન થકી બળી જાય છે,
કહે છોટમ દેહ ગયા પછી, પ્રભુના ભેળો થાય છે. ૨
સત્ય તિલક નિજ ભાળ, માળ અનુરાગ અચળની,
છાપ ખરો વિશ્વાસ, ત્યાગ તે ગોપિ ખળની;
તત્ત્વજ્ઞાન શિરટોપ, શીલ શૃંગાર સુહાવે,
દીર્ઘ દૃષ્ટિ કરદંડ, મોહ મદ શ્વાન નસાવે;
પરોપકાર પુસ્તક પઢે, દયા દક્ષતા સાર છે,
કહે છોટમ સાચા સંતનો, બ્રહ્મભેખ નિરધાર છે. ૩

મનહર છંદ

બ્રહ્મવિદ્યા મહાવિદ્યા પવિત્ર ને પાપહારી,

સદાય છે સુખરૂપ ભક્તજન ભોગી છે;
ભક્તિ વિના દમે દેહ આનંદ ન પામે તેહ,
સિદ્ધિઓની લાલચમાં લપટાયા જોગી છે;
સિદ્ધિઓ છે માયારૂપ કળે જઈ મોહરૂપ,
જેની આશે જન્મ ખુએ જોગી એવા રોગી છે;
છોટમ શ્રીહરિ સાથે સાચો નથી સ્નેહ જેને,
જોગી નામ ધરે પણ સદાય વિજોગી છે. ૧
પ્રભુનો વિજોગ રોગ જિહાં લગી જીવને છે,
તહાં લગી તાપ પાપ વિવિધ સંતાપ છે;
દેહને ગણે છે આપ જપે અન્ય દેવજાપ,
માગે સુખ માયાતણું એવોજ આલાપ છે;
સત્ય ને અસત્યનો વિવેક તો ન આવે ઉર,
દૂર દૂર કહે કોય જગતનો બાપ છે;
છોટમ સાક્ષાત્કાર જાણે ન નિજસ્વરૂપ,
તહાંલગી જૂદા જૂદા થાપે પ્રભુ થાપ છે. ૨

ઇતિ શ્રીભક્તિભાસ્કરે ભક્તરીતિનિરૂપણે ષોડશ કિરણઃ

## કિરણ ૧૭ મું-ભક્તમહિમા

દોહા

મહિમા ભગવદ્ભક્તનો, જાણી દેવ મહેશ;
મહામંગલદાયક થયા, સહિત અમંગલ વેશ. ૧
જે સુખ હરિકીર્તન કથા, હરિ હરિ રટણ હમેશ;
તે શિરની માળા કરી, કંઠે ધરે ઉમેશ. ૨

છપ્પય છંદ

એક સમે શિવરાય, સંગ લેઈ દક્ષકુમારી,
નંદીવાહન યુક્ત, વિચરતા અવની સારી;
જતાં મારગ માંહી, ગામ એક ઉજ્જડ આવ્યું,
દેખી તેણે ઠામ, શંકરે શીશ નમાવ્યું;
ત્યાંથી આગળ ચાલતાં, સ્થળ બીજું આવ્યું સહી,
પ્રણામ કીધો શંકરે, એ સ્થાનક ઉભા રહી. ૧
સતી કહે શિવરાય, તમે છો અંતરજામી,
ઉજ્જડ વસ્તી માંહી, નમો છો કોને સ્વામી;

વળતી કહે શિવ વાત, સાંભળી સંશય વામે,
ભક્ત થયો'તો એક, ભલો એ ઉજ્જડ ઠામે;
વળી થાવાનો છે ભલો, આ વસ્તીવાળા ગામમાં,
માટે હું તેને નમ્યો, મહાપવિત્ર એઉ ઠામમાં. ૨
સતી કહે મહાદેવ, દેવમાં મોટા કહાવો,
નમો ભક્ત ને ઠામ, અધિક શો મહિમા આવો;
સંશય મુજને થાય, હરો હાવે વૃષકેતુ,
કેમ અધિક છે ભક્ત, કહી સમજાવો હેતુ;
વળતી શંકર બોલીયા, દેવિ સત્ય તુજને કહું,
ભક્ત તણે વશ હરિ રહે, તે માટે મહિમા બહુ. ૩
અંબરિષ નામે રાય, ભક્ત ભગવતનો કહાવે,
અભયા કેરૂં વ્રત, ભૂપ તે કરતો ભાવે;
દુર્વાસા મુનિરાય, જઈ તેને દુઃખ દીધું,
ચક્ર સુદર્શન તરત, પ્રભુએ પૂંઠળ કીધું;
ત્રાહિ ત્રાહિ પોકારતા તે ચૌદ ભુવન માંહે ફર્યા,
અંબરિષ શરણે આવીયા, તો જીવેથી ઉગર્યા. ૪
મહારુદ્ર અવતાર, હતા પોતે દુર્વાસા,
કર્યો ભક્તનો દ્રોહ, તજી જીવ્યાની આશા;
ચક્રતણા ભયથકી, કોય પણ ન શક્યું રાખી,
હું છુ ભક્તાધીન, વિષ્ણુએ વાણી ભાખી;
માટે મહિમા ભક્તનો, દેવથકી પણ છે ઘણો,
તેથી સઘળે હું નમું, જ્યાં જન હોય હરિતણો. ૫
પરમભક્ત પ્રહ્લાદ, વળી નારદજી કહીએ,
પરાશર પુંડરીક, વ્યાસ ને અંબરિષ લહીએ;
શુક શૌનક ને ભીષ્મ, વળી રુકમાંગદ જાણું,
અર્જુન તથા વસિષ્ઠ, વિભીષણ ભક્ત પ્રમાણું;
વળી ધ્રુવજી ને ચંદ્રહાસજી,ભક્ત ભલા જગમાં થયા,
અપાર ભવસાગર થકી, તે અનેક જીવ તારી ગયા. ૬
પૂરા પ્રભુના ભક્ત, જન્મ જે કુળમાં ધારે,
સાત ગોત્ર તે તણાં, તરત ભવજળથી તારે;
પિતાતણાં પચવીસ, વીસ માતુલનાં કહીએ,
ફોઈ માશીનાં વીસ,બહેનનાં વીસજ લહીએ;

વળી સસરા ને દુહિતાતણી, પંદર પેઢી ઉદ્ધરે,
જન્મે જન જગદીશના, તે કુળ સઘળાં પાવન કરે. ૭
જંગમ તીરથ ભક્ત, જગતને પાવનકારી,
ગંગા નિર્મલ જ્ઞાન, જોગ યમુના મળહારી;
ગિરા બ્રહ્મગુણગાન, તત્ત્વવિચાર ત્રિવેણી,
પ્રેમભક્તિ સુપ્રયાગ, સકલ સદ્‌ગુણની શ્રેણી;
પંચકોશી નિજ પિંડમાં, વિશ્વેશ્વર વાસો કરે,
કહે છોટમ પદરજ પરસતાં, પાપ તાપ સઘળા હરે. ૮
શાંડિલને કહે વ્યાસ, પરાભક્તિ કહી જેવી,
સહજ સમાધિ સદાય, રહે જ્ઞાનીને તેવી,
વૃત્તિ બ્રહ્માકાર, કરી વિચરે તે જ્ઞાની,
નામરૂપ ઝ્‌કાર, ભક્ત સઘળું લે માની;
તે મુક્તરૂપ સંસારમાં, એવા નરને જાણીએ;
ગ્રંથ ભણી બકતા ફરે, તે દાંભિક જન પરમાણીએ. ૯
બ્રહ્મવારતા માંહી, કુશળ તો દીસે સારા,
વૃત્તિ વિષયાકાર, રહે તે નીચ નકારા;
સેવા કરવા સોય, સુંદરી આવે સારી,
એક બ્રહ્મ કહી મૂઢ, રમે તે સંગે જારી;
એ અજ્ઞાની જાણવા, કેવળ કળિનું રૂપ છે,
વિષયવાસના જે તજે, જ્ઞાની એજ અનૂપ છે. ૧૦
આદિત્યમાં અંધકાર, કોય કાળે હોય જ્યારે,
જ્ઞાનીકેરૂં ચિત્ત, વિષયમાં ભટકે ત્યારે,
પાવક પાણી માંહી, કોય રીત્યે જો સળગે, -
તો જ્ઞાનીનું ચિત્ત, જઈ વિષયોમાં વળગે;
બ્રહ્માકાર વૃત્તિ થઇ, તો વિષયવાસના ના રહે,
વ્યાસ કહે શાંડિલ સુણો, જ્ઞાનવંત તેને કહે. ૧૧

દોહા

શાંડિલ કહે જ્ઞાની જુઓ, સાક્ષી કહે છે આપ;
કિંચિત ઈચ્છા ઉપજે, તો હોય સઘળાં પાપ. ૧
બને નહિ ઈચ્છાવિના, દેહ ઇંદ્રિયનાં કર્મ;
એ સ્થલ આશય અટપટો, કોયક સમજે મર્મ. ૨
મન તુરંગ ને દેહ રથ, આત્મા હાંકણહાર;

જો તુરગ વશ ના રહે, પડે કૂપ નિરધાર ૩
હરિમારગમા હાકવો, એ મન મત્ત તુરગ,
ભય માને ભગનતનો, કોય ન કરે કુસગ ૪
મહાઘોર કળિકાળમા, ઉત્તમ ભક્તિ આજ,
રહે ઇશને આશરે, તેનુ સરશે કાજ ૫
અહં બ્રહ્મ મુખથી કહે, મન વિષયોમા ધાય,
હરિહરની નિદા કરી, મૂઢ નરકમા જાય ૬
દાનવ ને વળી દેવને, વેર અનાદિ જેહ,
તે લેનાને દાનવો, ધારે નરનો દેહ ૭
યવન મ્લેચ્છ ચાડાળને, આહીર ભિલ્લ કિરાત
તેમા દાનવ અવતરે, જે હોય નીચી જાત ૮
તે કહે અમને મોકલ્યા, કર્તારે આ ઠાર
જ્ઞાન અમારૂ સાભળે, તે પામે ભવપાર ૯
પાપ હોય પ્રાણીતણા, સન અમારે શીશ
તન મન ધન અપપુ કરે, તે દેખે જગદીશ ૧૦
જૂઠી ગપ્પો હાકતા, ડર ન મનમા સોય
જીવ અ વણ્યા ધર્મના, તે તેને વશ હોય ૧૧
પૂજે પરમેશ્વર કહી, જપે જીવનુ નામ,
સજ્જનની નિદા કરી, નરકે જાય તમામ ૧૨
જેમ અધારી રાતમા, દીપ ઉલૂકનુ જોર
તેમ વેદવિદ્યા જતા, પ્રકટ્યા પથી ચોર ૧૩
ભક્તિ ભાસ્કર નથનુ, વવણુ જીવને થાય,
અધાર પાખડનુ, સહેજે અળગુ જાય ૧૪
ઇતિ શ્રીભક્તિભાસ્કર ભ તમહિમાવર્ણને સપ્તદશ કિરણ

## કિરણ ૧૮ મુ – વિષ્ણુચરણોદક-મહિમા

ગીતિ ૭૬

અકાળ મૃત્યુહરણુ, વ્યાધિમાનને વિનાશ કરનારૂ,
ચરણોદક ભગવતનુ, સ્નેહ ધરીને શિર ઉપર ધારૂ ૧
હરિચરણોદક જેને, સદા ભજે જે શીશ ઉપર ધરતા
અતિ તીર્થના તેને, કદા મનોરથ પડે નહિ કરવા ૨
જોજો સ્કદપુરાણે, રુદ્રદેવનુ વાયક છે એવુ,

જિજ્ઞાસુજન જાણે, ચરણોદકનું ઉત્તમ ફળ તેવું. ૩

છપય છંદ

ગંગા તથા પ્રયાગ વળી જે પુષ્કર કહે છે,
ઘણા દિવસ જો ન્હાય પછી ફળ સારૂં દે છે;
હરિચરણોદક પાન કરે જો એકજ વારે,
ટાળે પાપ અપાર તરત ભવસાગર તારે;
એવો મહિમા છે ઘણો નૃસિંહપુરાણવિષે કહ્યો,
કહે છોટમ આ જગતમાં શ્રીમહાદેવે તે લહ્યો. ૧
તુલસીમિશ્રિત તોય વિષ્ણુચરણામૃત કેરૂં,
લેતાં ત્રણે કાળ પાપ તે હરે ઘણેરૂં;
કહે છે ગરુડપુરાણ અધિક છે મહિમા એનો,
હોય હરિના હંસ તોલ કરી જાણે તેનો;
મહા મોટાં તીર્થોથકી પાપ તાપ હરનાર છે,
કહે છોટમ આ જગતમાં સારથકી બહુ સાર છે. ૨
ચરણામૃતનું પાન કરે તે સહુથી ડાહ્યો,
ચરણામૃતનું પાન કરે તે તીરથ ન્હાયો;
સર્વયજ્ઞની માંહી થયો તે દીક્ષિત કહીએ,
પ્રાયશ્ચિત્ત અનેક કર્યાં પણ તેણે લહીએ;
એવું પદ્મપુરાણમાં વ્યાસમુનિ કહે છે કથી,
હરિચરણોદક જે પીયે તે પુનર્જન્મ ધરતો નથી. ૩

દોહા

ગંગા ને ગોદાવરી, આદિ તીરથ જેહ;
વિષ્ણુચરણોદક તણી, તુલ્ય ન આવે તેહ. ૧
કોટિક હત્યા હોય તે, સઘળી દૂર પળાય;
પણ બિંદુ હેઠું પડે, તો મહાપાપી થાય. ૨

ઇતિ શ્રીભક્તિભાસ્કરે વિષ્ણુચરણોદકમહિમાવર્ણને અષ્ટાદશ કિરણઃ

## કિરણ ૧૯ મું-પ્રસાદમહિમા

ગીતિ છંદ

કરી નિવેદન હરિને, તુલસીમિશ્રિત પ્રસાદ જે લે છે;
યજ્ઞતણું ફળ પામે, સ્કંદપુરાણે એ મહિમા કહે છે. ૧
પ્રસાદ પ્રભુનો પ્રીતે, તુલસીમિશ્રિત જન લે છે જ્યારે;

શત ચાંદ્રાયણ કેરૂં, તે નર નિત્યે ફળ પામે ત્યારે. ૨
ગૌતમમુનિ એમ કહે છે, સાંભળ અંબરિષ હરિપ્રસાદ જે છે;
અશન તેહનું કરતાં, અશ્વમેધનું ફળ નિશ્ચે દે છે. ૩

દોહા

પ્રસાદ શાલિગ્રામનો, ચાર વર્ણમાં કોય;
લેતાં પાવન થાય છે, પ્રભુપદ પામે સોય. ૧
ગ્રહણ કરે ભક્તિવડે, જે નર વિષ્ણુપ્રસાદ;
પાપરહિત હોય પ્રાણિયો, એમ કહે ઉરગાદ. ૨

ઇતિ શ્રીભક્તિભાસ્કરે પ્રસાદમહિમાવર્ણને એકોનવિંશ કિરણઃ

## કિરણ ૨૦ મું-તિલકમહિમા

દોહા

લલાટ મધ્યે ધારવું, ઊર્ધ્વપુંડ્ર છે જેહ;
પાપ હરે છે જીવનાં, પવિત્ર થાયે દેહ. ૧
શ્રુતિ સ્મૃતિ પુરાણમાં, તિલક કહ્યું છે જેહ;
છે બાનુ ઈશ્વર તણું, એમાં નહિ સંદેહ. ૨
ધારે બાનુ ધણીતણું, જેમ સોહાગણ નાર;
કંઠી ચૂડો ચાંદલો, વળી હેમના હાર. ૩
એમ હરિના ભક્તને, હરિનું બાનું જેહ;
માળા તિલક ધારવાં, ત્યાગ ન કરવાં તેહ. ૪
શિવ વિષ્ણુકેરૂ હૃદય, વિષ્ણુ હૃદય શિવરાય;
માટે શિવવિષ્ણુ વિષે, ભેદબુદ્ધિ ના થાય. ૫
આડું કે સીધું કરો, જેને જે રુચિ હોય;
બાનુ છે ઈશ્વર તણું, વાદ ન કરવો કોય. ૬
પવિત્ર સ્થળની મૃત્તિકા, ભસ્મ હોમની જેહ;
ચંદન વિષ્ણુ અંગનું, તિલક ધારવું તેહ. ૭

ઇંદ્રવજ્રા છંદ

પુંડ્ર કહે તુલસી તણી જે મૃદ પુંડ્ર છે તીરથ માત્રની માટી,
પર્વત અગ્ર નદી ઉદધિ તટ ગોપીનું ચંદન મેળવું વાટી;
રામતણી રજ કે વિભૂતિ વળી તે ગુટિકા કરી રાખવી ધાટી,
પુંડને દેખી ડરે જમકિંકર ભૂત પિશાચ બળી મરે ફાટી. ૧

મનહર છંદ

કસ્તૂરી કેસર અને કંકુનું તિલક થાય,
હરિદ્રા સુખ્ખડ ખાખ ખડી તણું થાય છે;
વિષ્ણુની પૂજામાં શેષ રહેલું ચંદન હોય,
ધારીએ લલાટે સ્મૃતિ પુરાણમાં ગાય છે;
કમલ ને પોરણીનો ડોડો દીપ વેણુપત્ર,
શંખ ચક્ર મચ્છ કૂર્મ આકૃતિ ધરાય છે;
નાસા થકી કેશ લગી ધારવું તિલક ભાળ,
તેના તન તણાં પાપ વેગળાં પળાય છે. ૧
ઊર્ધ્વપુંડ્ર ધાર્યા વિના કરે કોય કર્મ શુભ,
જપ તપ આદિ ક્રિયા નિષ્ફળ તે થાય છે;
ઊર્ધ્વપુંડ્ર કે ત્રિપુંડ્ર ધારે કોય ચીર્યા વિના,
શ્વાનલતિકા સમાન સ્મૃતિમાંહી ગાય છે;
માટે મધ્યે ચીરી કરી ચિહ્નન જો ન કરે કાંય,
તિલક તે હરિતણું મંદિર ગણાય છે;
છોટમ એ તિલકમાં વાસ કરે પંચે દેવ,
દરશન કરે તેનાં પાપ દૂર જાય છે. ૨
વેદમાર્ગ થકી જન પતિત થયેલ હોય,
તેને અંગે શંખ ચક્ર ચિહ્નન નિત્યે ધારવાં;
વૈદિક જનોને વળી તપ્તમુદ્રા લેવી નહિ,
પતિતને ડામ દેવા કહેલાં વિચારવાં;
શંખઋષિકેરાં વાક્ય કહ્યાં શૂદ્રજાતિ કાજ,
વેદમાર્ગવાળાએ એ વચન વિડારવાં;
છોટમ સાવિત્રી તણો સંસ્કાર ન હોય જેને,
તેને શંખ ચક્રાદિક ચિહ્નન અંગે ધારવાં. ૩

દોહા

ત્રિપુંડ્ર કરવું ભસ્મનું, ત્રિકાળ સંધ્યા માંહી;
અથવા શિવપૂજન સમે, ધારણ કરવું ત્યાંહી. ૧
દેવ પિતૃનાં કર્મ તે, ઊર્ધ્વપુંડ્રથી થાય;
ઊર્ધ્વપુંડ્રવિણ જે કરે, તે સહુ નિષ્ફળ જાય. ૨

ઇતિ શ્રીભક્તિભાસ્કરે તિલકમહિમાયાં વિંશતિતમ કિરણઃ

## કિરણ ૨૧ મું-માલાધારણ

દોહા

તુલસીમાળા કંઠમાં, ધરે નિરંતર જેહ;
તીરથ સરખો જાણવો, તે પ્રાણીનો દેહ. ૧
તુલસીમાળા કંઠમાં, ધરી કરે જે સ્નાન;
સદાય તેને થાય છે, ગંગાસ્નાન સમાન. ૨
તુલસી ધારી કંઠમાં, સ્નાન કરે જન કોય;
ગંગાજળ જેવું બને, તેને સઘળું તોય. ૩
સ્નાનસમે જે માનવી, તુલસી રાખે પાસ;
તેના જળમાં થાય છે, તીર્થમાત્રનો વાસ. ૪
તુલસી ને રુદ્રાક્ષનું, છે ફળ તીર્થ સમાન;
માટે ધારી કંઠમાં, કરવું સરમાં સ્નાન. ૫
તુલસીમિશ્રિત સ્નાનજળ, ચરણ તળે ચંપાય;
તે માટે જન હરિતણા,સર-સરિતામાં ન્હાય. ૬
તુલસી ધારે કંઠમાં, હોય વિષ્ણુ સમ દેહ;
છે વારાહ પુરાણમાં, ગરુડપુરાણે તેહ. ૭

મનહર છંદ

તુલસીની માળા થાય થાય છે રુદ્રાક્ષતણી,
કમળના બીજતણી માળા રૂડી થાય છે;
આમળાંની બને માળા સ્ફટિક પ્રવાલ તણી,
એવી એવી માળા પદ્મપુરાણમાં ગાય છે;
જપને અર્થે છે અન્ય તુલસીથી મળે મોક્ષ,
રુદ્રાક્ષધારણ થકી પાપ દૂર થાય છે;
છોટમ અનન્યભક્તિ ઉપજે છે ઉર જેને,
તેને તો અહરનિશ માળાજ સદાય છે. ૧
તુલસી રુદ્રાક્ષ ધારી કરે કોય ચોરી જારી,
પરનિંદા જૂઠ ચાડી કરે અનાચારને;
તેને અંગે થાય રોગ ભોગવે અશુચિ ભોગ,
અંતકાળે જમદૂત મારે બહુ મારને;
દંડે હણી દે છે ડામ, સાણશીથી ચુંટે ચામ,
ઘણાં ઘણાં દુ:ખ પછી દે છે તે ગમારને;
વેદ વિપ્ર વિષ્ણુ તણી નિંદા કરનાર જન,

અંતકાળે પામે પશુ અંધ અવતારને. ૨

સોરઠા

મંત્ર વિના જન કોય, જે ધારે રુદ્રાક્ષને;
પડે પાપમાં સોય, ઉમિયાને શંકર કહે. ૧
ગોપીચંદન ભાળ, દ્વાદશ અક્ષર જે જપે;
ધારે તુલસી માલ, તે વાસી વૈકુંઠના. ૨

ઇતિ શ્રીભક્તિભાસ્કરે માલાધારણે એકવિંશતિતમ કિરણ:

## કિરણ ૨૨ મું–ઈશ્વરભક્તિ વગેરે

દોહા

લક્ષ્મી અને સરસ્વતી, જેની શક્તિ હોય;
ભક્તિ કરી તે દેવની, સુખ પામો સહુ કોય. ૧
લક્ષ્મી અને સરસ્વતી, પ્રભુશક્તિ કહેવાય;
એજ ઉભય આ સૃષ્ટિનું, ×ઉપાદાન લહેવાય. ૨
ચતુર્વિંશતિ તત્ત્વમય, મૂળપ્રકૃતિ જેહ;
પરમાણુરૂપે રહી, લક્ષ્મીશક્તિ એહ. ૩
મૂળશબ્દ ૐકાર છે, પ્રણવ નામનો તેજ;
ગગન સંગ માંહે રહે, સરસ્વતી છે એજ. ૪
બેઉ શક્તિમાંથી રચ્યો, નામનામિવિસ્તાર;
એજ સૃષ્ટિ સૃષ્ટાતણી, એનો કહું પ્રકાર. ૫
ચોવીસ તત્ત્વતણાં રચ્યાં, સ્થૂલ સૂક્ષ્મ બહુ રૂપ;
દૃષાદૃષ્ટ પદાર્થ તે, લક્ષ્મીતણું સ્વરૂપ. ૬
આદ્યશક્તિ ૐકારના, સૃજ્યા અક્ષરો સાર;
નામ કર્યાં અક્ષર તણાં, દેવે કરી વિચાર. ૭
દૃષ્ટાદૃષ્ટ પદાર્થ જે, લક્ષ્મીનો વિસ્તાર;
નામ પાડીઆં તેહનાં, કરવાને વ્યવહાર. ૮
નામ રૂપ એ ઉભય મળી, સૃષ્ટિ શ્રુતિઓ ગાય;
મટે નામ ને રૂપ જે, તેજ પ્રલય કહેવાય. ૯
નામ સરસ્વતી જાણીએ, રૂપ લક્ષ્મીનું રૂપ;
નામરૂપ કર્તા કહ્યો, તે સચ્ચિદ્દસુખરૂપ. ૧૦
નામરૂપ આ બાગનો, માળી છે મહાદેવ;

× સમવાયિકરણ

એજ અખંડિત છે સદા, તેની કરીએ સેવ. ૧૧

છપય છંદ

લક્ષ્મીમાંથી સૃષ્ટિ રચી છે શ્રીકર્તારે,
પછી કાયદો વેદ રચ્યો એને અનુસારે;
સરસ્વતી કહેવાય પ્રણવરૂપે જે વાણી,
શબ્દબ્રહ્મ છે તેજ કહે વેત્તા જન જાણી;
સહુ વેદ રચ્યા છે પ્રણવથી અક્ષર કરીને તેહના,
બહુ નામ કરી અક્ષર તણાં વાક્ય રચ્યાં પછી એહનાં. ૧
સૂક્ષ્મ વેદ છે પ્રણવ તે તણો મહિમા ભારી,
કરે ઉપાસન વિપ્ર અન્ય નહિ કોઈ અધિકારી;
વેદમંત્રની આદ્ય પ્રણવ માટે ઉચ્ચારે,
તોજ પાઠફળ થાય એમ નકી મન ધારે;
છે પ્રણવ નામ પરબ્રહ્મનું યોગશાસ્ત્ર માંહે કહે,
બહુ યોગી એજ ઉપાસતાં સિદ્ધિવાન સુખીઆ રહે. ૨

દોહા

માણસની સૃષ્ટિ કરી, ઈશે કર્યો વિચાર;
હવે કરું હું કાયદો, માણસનો નિર્ધાર. ૧
પ્રેરી પ્રભુએ સરસ્વતી, બ્રહ્મદેવ મનમાંહ;
અંતરમાં આપે રહી, અક્ષર ઘડીઆ ત્યાંહ. ૨
નામ કર્યાં અક્ષર તણાં, નામી દેખી સાર;
વળતી વાક્ય ઘડી કરી, કર્યો વેદ ઉચ્ચાર. ૩
ઋચા ઉચ્ચારી ઈશ્વરે, પૂર્વવદનથી સાર;
દેવોની સ્તુતિઓ તણા, જેમાં વિમળ વિચાર. ૪
દક્ષિણ મુખથી યજુર્વેદનો, ઈશે કર્યો પ્રસાર;
યજ્ઞક્રિયા કરવાતણો, જેમાં કહ્યો પ્રકાર. ૫
પશ્ચિમ મુખથી ઈશ્વરે, ગાઈ બતાવ્યાં સામ;
ગાતાં ગુણ દેવો તણા, મનના પૂરે કામ. ૬
અથર્વ ઉત્તરવદનથી, ઉપજાવીઆં અનેક;
સુખ સઘળાં જેથી મળે, રહે મનુષ્યનો ટેક. ૭
બ્રહ્મદેવ હૃદયે રહી, એમ ઉચ્ચાર્યા વેદ;
સર્વે પુરુષારથતણા, જેમાં ગ્રાગ્રા ભેદ. ૮
બ્રહ્મદેવના પુત્ર જે, થયા સપ્તઋષિ જેહ;

બ્રહ્માએ ભાવે કરી, ભણાવીઆ છે તેહ. ૯
ભૃગુએ વેદ ભણાવીઆ, ચ્યવનાદિકને સાર;
દક્ષાદિકમાં ચ્યવનથી, પ્રસર્યો વેદપ્રસાર. ૧૦
બ્રહ્મદેવનો વંશ જે, બ્રાહ્મણ જેનું નામ;
આદ્ય વર્ણ એ એક છે, તેણે ગ્રહ્યા તમામ. ૧૧
ચાર વેદ આદિક ગણે, વિદ્યાજનો અગાડ;
સૂક્ષ્મવેદ નિજ બીજથી, પ્રકટ્યું વિદ્યા ઝાડ. ૧૨
ચાર વેદ પહેલા થયા, પછી થયાં ખટ અંગ;
ઉપઅંગો વળતી થયાં, ચૌદ વિદ્યા એ ઢંગ. ૧૩
ચાર વેદની માંહીથી, થયા ચાર ઉપવેદ;
અઢાર વિદ્યા એ તણા, કહું વિસ્તારી ભેદ. ૧૪
પહેલી વિદ્યા વેદ છે, ઋચા યજુષ ને સામ;
અથર્વને ઉત્પન્ન કર્યો, એ ઈશ્વરનું કામ. ૧૫
અંગ કહું ખટ એહનાં, જેથી ઉપજે જ્ઞાન;
જેમાં ચારે વેદનું, કર્યું સુગમ વ્યાખ્યાન. ૧૬
શિક્ષા પહેલું અંગ છે, એમાં અક્ષરજ્ઞાન;
સ્વર વ્યંજન ઉચ્ચારની, રીતિનું વ્યાખ્યાન. ૧૭
સહુ શિક્ષામાં મુખ્ય છે, પાણિનિ શિક્ષા એહ;
ચાર વેદના વિપ્ર સહુ, મુખે ભણે છે તેહ. ૧૮
વળી બીજું છે વેદનું, કલ્પસૂત્ર એ અંગ;
કર્મકાંડના પ્રયોગનો, એમાં કહ્યો પ્રસંગ. ૧૯

ચોપાઈ ત્રિતાલ

આશ્વલાયન કલ્પસૂત્રે કરી, હોત્રપ્રયોગ વિધિ વિસ્તરી;
આધ્વર્યવ પ્રયોગની વાત, આપસ્તંબે કરી વિખ્યાત. ૧
ઔદ્ગાત્ર પ્રયોગ છે જેહ, લાટ્યાયને કહ્યો છે તેહ;
કર્મવિધિ જે વેદે કહી, કલ્પસૂત્રોમાં કહી છે સહી. ૨
ત્રીજું અંગ વેદનું જોય, વ્યાકરણ કહીએ સોય;
શબ્દ વેદ ને શાસ્ત્રો તણા, તેહ સાધી દેખાડ્યા ઘણા. ૩
પાણિનિયે શિવની ગ્રહી સહાય, પહેલા રચિયા આઠ અધ્યાય;
કાત્યાયને તો વાર્તિક કર્યું, ભાષ્ય પતંજલિએ ઉચ્ચર્યું. ૪
ત્રિમુનિવ્યાકરણ તે કહેવાય, અંગ વેદનું એહ ગણાય;
ચોથું વેદનું અંગ નિરુક્ત, વર્ણે જે શબ્દારથ યુક્ત. ૫

તેર અધ્યાય તેહના જેહ, યાસ્કમુનિએ કીધા તેહ;
તાત્પર્ય અર્થ વેદનો હોય, એ ભણનારો જાણે સોય. ૬
નિઘંટકોશ પંચ અધ્યાય, એજ મુનિ કરતા કહેવાય;
અમર હલાયુધ આદિક બહુ, નિઘંટના પેટામાં સહુ. ૭
છંદશાસ્ત્ર કહેવાયે જેહ, અંગ પાંચમું કહીએ તેહ;
તેહતણા છે અધ્યાય આઠ, પિંગલ મુનિએ બાંધ્યો ઠાઠ. ૮
કહ્યા છંદ સહુ વેદો તણા, પછી કાવ્ય કરવાના ઘણા;
વૃત્તરત્નાકર આદિક જેહ, ગ્રંથ છંદના કહીએ તેહ. ૯
એથી કવિતા સર્વ રચાય, એટલા માટે કર્યો ઉપાય;
છઠું અંગ જ્યોતિષ વ્યાખ્યાન, જેથી હોય કાળનું જ્ઞાન. ૧૦
ખગોળ ગ્રહ તારાની ગતિ, તે જાણે સહુ જ્યોતિષ વતી;
તિથિ વાર પર્વનો સમે, જ્યોતિષ વિના ન જાણે ક્યમે. ૧૧
ભાસ્કર ગર્ગાદિક ઋષિ જેહ, જ્યોતિષ કેરા કર્તા તેહ;
જ્યોતિષથી જે સમય જણાય, તેથી ક્રિયા વેદની થાય. ૧૨
ચાર ઉપાંગ વેદનાં જેહ, વિસ્તારી સંભળાવું તેહ;
પ્રથમ ઉપાંગ મીમાંસા કહું, ધર્મ બ્રહ્મનો ભેદજ લહું. ૧૩
ધર્મ મીમાંસા અધ્યાય બાર, જૈમિનિ મુનિ તેના કરનાર;
ધર્મકાંડ નિરૂપણ જેહ, કર્મમીમાંસા કહીએ તેહ. ૧૪
દેવકાંડ બીજો કહેવાય, તેથી દેવઉપાસન થાય;
બ્રહ્મમીમાંસા અધ્યાય ચાર, વ્યાસમુનિ તેના કરનાર. ૧૫
વિશ્વતણો કર્તા જે એક, તે ઈશ્વરનો કહ્યો વિવેક;
તેનું નામ ધર્યું વેદાંત, તે સમજે તે થાયે શાંત. ૧૬
ભક્તિમીમાંસા તેવી ખરી, તે શાંડિલ મુનિએ ઉચ્ચરી;
ધર્મવડે પાતક ધોવાય, વેદાંતે ઈશ્વર ઓળખાય. ૧૭
ભક્તિ કરતાં મુક્તિ થાય, ત્રણ મીમાંસા કહે ઉપાય;
બીજું ઉપાંગ વેદનું ન્યાય, એથી જ્ઞાન ઈશ્વરનું થાય. ૧૮
પંચ અધ્યાય ગૌતમે કર્યા, તર્ક કરી ખોટા મત હર્યા;
સોળ પદાર્થ કીધા સિદ્ધ, અનુમાને પ્રભુ કર્યો પ્રસિદ્ધ. ૧૯
વળી વૈશેષિક બીજું જેહ, આને મળતું જાણો તેહ;
દશ અધ્યાય કણાદે કરી, સાત પદાર્થ થાપ્યા ઠરી. ૨૦
સોળ પદાર્થનો નિરધાર, કહ્યો સાતમાં સઘળો સાર;
જુએ વિચાર કરી જન જેહ, તત્ત્વજ્ઞાની થાયે તેહ. ૨૧

કલ્પિત મત બીજા જેટલા, ન્યાયે ખંડયા છે તેટલા;
એ વિદ્યા છે આન્વિક્ષિકી, મુક્તિપંથ દેખાડે નકી. ૨
ન્યાય વૈશેષીકનું મત એક, હોય પદાર્થ જ્ઞાન વિવેક;
ધર્મશાસ્ત્ર બીજું ઉપાંગ, સહુ સ્મૃતિઓમાં ધર્મપ્રસંગ. ૨
ગાઈ શ્રુતિઓનું સ્મરણજ કર્યું, સ્મૃતિ નામ માટે છે ધર્યું;
જે જે આચારજ જે સમે, નામ કહું સાંભળજો તમે. ૨
તેને નામે રચીઆ ગ્રંથ, ચલાવ્યો વેદધર્મનો પંથ;
વિષ્ણુ વસિષ્ઠ મનુ ને દક્ષ, યાજ્ઞવલ્કય અંગિરા પ્રતક્ષ. ૨
યમ સંવર્ત શતાતપ સાર, વ્યાસ ઊશતા થયા ઉદાર;
પરાશર ગૌતમ હારીત, આપસ્તંબ ને શંખ લિખિત. ૨
કાત્યાયન દેવલ બૃહસ્પતિ, નારદ પૈઠિનસ મહામતિ;
એ ઋષિઓની સ્મૃતિઓ જેહ, આજ પ્રસિદ્ધ સર્વ છે તેહ. ૨
રામાયણ ભારત કહેવાય, તે પણ સ્મૃતિઓ માંહી ગણાય;
શાસ્ત્ર સાંખ્ય ને પાતંજલિ, ધર્મશાસ્ત્રમાં ગણવાં વળી. ૨૮
કપિલમુનિ પ્રભુનો અવતાર, સાંખ્યશાસ્ત્રનો કહ્યો વિચાર;
ખટ અધ્યાયની રચના કરી, તત્ત્વવિચાર વિધિ વિસ્તરી. ૨૯

દોહા

સાંખ્યશાસ્ત્રથી થાય છે, પુરુષ પ્રકૃતિ જ્ઞાન;
ચોવીસ તત્ત્વ પ્રકૃતિ જડ, ચેતન પુરુષ નિદાન. ૧
પતંજલિ મુનિએ કર્યું, શાસ્ત્ર પાતાંજલ જેહ;
જેમાં સાધન જોગનાં, અંગ આઠ છે એહ. ૨
પ્રકૃતિ મળે જઇ પુરુષમાં, હોયે શુદ્ધ સમાધિ;
મોક્ષ પરમ પદમાં મળે, તનની ટળે ઉપાધિ. ૩
પાશુપત ને શૈવનાં, વૈષ્ણવ આગમ જેહ;
મળતાં વૈદિક માર્ગને, ધર્મશાસ્ત્રમાં તેહ. ૪
ભ્રષ્ટ થયેલા પુરુષકૃત, વામ કૌલના ગ્રંથ;
વેદબાહ્ય એ જાણવા, સઘળા કલ્પિત પંથ. ૫
વેદબાહ્ય વળી જાણવા, નાસ્તિકના જે પંથ;
મૂઢ જીવ ભરમાવવા, જેણે બાંધ્યા ગ્રંથ. ૬
ઉપાંગ ચોથું વેદનું, ભાખે સર્વ પુરાણ;
ઉપપુરાણ બીજાં વળી, મુનિએ કર્યાં વખાણ. ૭

કુંડળિયા છંદ

છેલ્લું શ્રીમદ્ભાગવત, પહેલું પદ્મપુરાણ,
બ્રહ્મ, વિષ્ણુ, વાયુ, કૂરમ, ભવિષ્યોત્તર પરમાણ,
ભવિષ્યોત્તર પરમાણ, અગ્નિ, માર્કંડ, વખાણું,
નારદ, લિંગ, વરાહ, સ્કંદ, વામન, પરમાણું,
મત્સ્ય, ગરુડ, બ્રહ્માંડ, બ્રહ્મવૈવર્તક સેલું,
પહેલું પદ્મપુરાણ, ભાગવત શ્રીમત્ છેલ્લું. ૧

દોહા

ચાર વેદની માહીંથી, થયા ચાર ઉપવેદ,
સંક્ષેપે તેના હવે, ભલા ભાખીએ ભેદ ૧
ઉપવેદ ઋગ્વેદનો, આયુર્વેદ એ નામ,
વૈદકની વિદ્યાથકી, સરે સર્વનું કામ. ૨
બ્રહ્મા ને ધન્વંતરી, અત્રિ અશ્વિનીકુમાર,
ભારદ્વાજ પ્રજાપતિ, એ ઋષિઓ રચનાર. ૩
ચરકગ્રંથ ચરકે રચ્યો, સુશ્રુતે સુશ્રુત,
વાગ્ભટે વાગ્ભટ રચ્યો, એ વિદ્યા અદ્ભુત ૪
યજુર્વેદ કેરો થયો, ધનુર્વેદ ઉપવેદ,
યુદ્ધકળા જેમાં કહી, વ્યૂહતણા બહુ ભેદ. ૫
વિશ્વામિત્રે એ રચ્યો, વધવા નિજનું નૂર;
પ્રજા સર્વને પાળવા, શીખે ક્ષત્રિય શૂર. ૬
ગાંધર્વ નામે વેદ છે, સામતણો ઉપવેદ,
ગીત નૃત્ય વાદિત્રના, રાગ રાગિણી ભેદ ૭
વામદેવ ને તુંબુરુ, નારદ આદિક સાર,
હાહા હૂહૂ ગાંધર્વે, કીધો છે વિસ્તાર. ૮
અથર્વવેદમાંથી થયો, વળી એક ઉપવેદ,
ધન રળના ધંધા ઘણા, શિલ્પશાસ્ત્રના ભેદ ૯
સોની લવાર સુતારના, શિલ્પકારના કામ,
એ વિદ્યા સહુ અર્થની, અર્થશાસ્ત્ર છે નામ ૧૦
વિશ્વકર્માએ બાંધીઆ, સહુ શિલ્પનો ગ્રંથ,
કારીગરે વધારીઆ, એ વિદ્યાનો પંથ. ૧૧

ચોપાઇ ચિતાલ

કોએ બાંધ્યાં નીતિશાસ્ત્ર, કોએ ખેતીવાડી માત્ર,

કોયે કળા ચોસઠ વિસ્તાર, કોયે પાકના કર્યા પ્રકાર. ૧
ગજ ઘોડા આદિક પશુ જેહ, કોયે વિદ્યા બાંધી તેહ;
એવા હુન્નર થયા હજાર, તોલ માપ આદિક વિસ્તાર. ૨
અઢાર વિદ્યા એવી જેહ, આર્યજનો સહુ ભણતા તેહ;
રાજા પ્રજા શીખતા સહુ, એથી બુદ્ધિ વધતી બહુ. ૩

દોહા

વિદ્યા એજ અઢારનું, કલંદિકા એક નામ;
ભાવે તે આર્યો ભણે, પૂરે મનના કામ. ૧
એક વર્ણમાંથી પડયા, પૂર્વે વર્ણો ચાર;
ભારતમાં જે ભાખિયા, વર્ણું તેહ વિચાર. ૨
બ્રહ્મકર્મ છોડી કરી, કરવા લાગ્યા રાજ;
તે બ્રાહ્મણ ક્ષત્રિય થયા, કરે રાજનું કાજ. ૩
પશુપાલન કૃષિકર્મને, કરે વણજને જેહ;
બન્યા વૈશ્ય તે ક્ષત્રિયો, કહ્યું ભારતે તેહ. ૪
શૂદ્ર થયા છે તે જનો, કર્યું દાસનું કામ;
એજ પ્રકારે ભારતે, ચાર વર્ણ વ્યાખ્યાન. ૫
વેદવાણી પરમેશની, તે સંસ્કૃત છે સાર;
એ ભાષા છે આર્યની, જેમાં ગ્રંથ અપાર. ૬
ભરતખંડમાં આવિયા, ઉત્તરથી સહુ આર્ય;
ચાર વર્ણના લોક તે, સાથે લઈ આચાર્ય. ૭
મ્લેચ્છ આર્ય સંસર્ગથી, ભાષામાંહી વિકાર;
થશે એમ જાણી રચ્યાં, વ્યાકરણો નિર્ધાર. ૮
સંસ્કૃતના અપભ્રંશ જે, પ્રાકૃત શબ્દ ગણાય;
નીચ જાતિના લોકમાં, ભાષા એજ ભણાય. ૯

ચોપાઈ ત્રિતાલ

ભરતખંડમાં આવ્યા જેહ, પૂરો વેદ ન લાગ્યા તેહ;
પ્રમાણવાક્યોતણો ખપ પડે, તે તો ક્યાંથી શોધ્યાં જડે. ૧
મન્વાદિક મન કરી વિચાર, સ્મરણ કરી સ્મૃતિ કીધી સાર;
શ્રુતિસ્મૃતિ બે થયાં પ્રમાણ, આર્યો તેહને માને જાણ. ૨
તેમાંથી જે નાસ્તિક થયા, શ્રુતિ સ્મૃતિથી અળગા રહ્યા;
કોઈ કલ્પિત મત ભેળી કરી, શ્રુતિ સ્મૃતિ માને છે ખરી. ૩
વેદાદિક બહુ ગ્રંથો માંય, કર્યાં ઉમેરણ ગ્રાગ્રાં ત્યાંય;

અભિપ્રાય જે મનમાં હોય, તેવો અર્થ કરે છે સોય. ૪
મનગમતા બહુ ગ્રંથો કરી, આચારજ થઈ બેઠા ઠરી;
અનેક ભેદ પડયા છે એમ, ખરો પંથ ખોવાયો તેમ. ૫
જિજ્ઞાસુજનને મન કોય, ખરા પંથનો લાભ ન હોય;
મોક્ષમાર્ગ રૂંધાયો જથા, દષ્ટાંતે દેખાડું તથા. ૬

છપ્પા

નિર્મળ જળે ભરેલ, સરોવર વનમાં રાજે,
તૃષા વનેચર તણી, નીર પીતામાં ભાગે;
ગ્રીષ્મઋતુની માંહી, પડયા ત્યાં વનના પાડા,
લડયા પરસ્પર રહી, ખરીથી પાડયા ખાડા;
તે ડહોળી નાખ્યું જળ સકળ, પીવામાં આવે નહીં;
ત્યાં વનનાં પ્રાણીમાત્ર તો, તૃષા દુઃખ પામ્યાં સહી. ૧

દોહા

પ્રાણી તૃષા દુઃખ ટાળવા, સુજને કર્યો વિચાર;
પાડા જળથી નીકળે, સુધરે જળ નિર્ધાર. ૧
ગોફણ ગોળા ઝાપટયા, પાડાને તે કાળ;
પાડા જળથી નીકળી, નાઠા પડતાં ફાળ. ૨
નીર ઠરી નિર્મળ થયું, પીવા જેવું સાર;
એમ તૃષા વનચર તણી, ભાગી છે નિર્ધાર. ૩

છપ્પા

પાખંડી જન થાય, વેદનો પંથ બગાડે,
સત્યાચાર્યો થાય, તેજ તેમને નસાડે;
ઘણા કાળથી એમ, જગતમાં ચાલે ધારો,
વધે કુધારા જોર, તરત પછી થાય સુધારો;
કોઈ સારા માઠા માણસો, આ જગમાંહે થાય છે,
છે માયા ત્રિગુણી એ થકી, એવું ચાલ્યું જાય છે. ૧
પ્રકટે નાસ્તિક જોર, બ્રહ્મની ભક્તિ ભાગે,
દુર્ગુણતણો સમૂહ, લોક મનમાંહે જાગે;
પ્રકટે આસ્તિકજોર, બ્રહ્મભક્તિ પ્રકટાવે,
છેદી અનીતિ પંથ, નીતિને પંથ ચઢાવે;
બહુ બૌદ્ધોએ બોધી જગત, બ્રહ્મજ્ઞાન સુવાડિયું,
પછી શંકર ગુરુએ પ્રકટ થઈ, પાછું તેજ જગાડિયું. ૨

દોહા

બ્રહ્મભક્તિ પ્રકટાવવા, થયા શંકરાચાર્ય;
ભરતખંડ છોડી ગયા, સર્વનાસ્તિકાચાર્ય. ૧
ધર્મભેદ આર્યોવિષે, હુતા પડેલા જેહ;
વેદખડ્ગથી શંકરે, વિદારી નાખ્યા તેહ. ૨
નિષ્કંટક કીધો સરલ, બ્રહ્મભક્તિનો પંથ;
જિજ્ઞાસુજન કારણે, બાંધ્યા ઉત્તમ ગ્રંથ. ૩
મળ જાએ સોનાતણો, તો તે કુંદન થાય;
જીવતણા મળ જાય તો, બ્રહ્મરૂપ થઈ જાય. ૪
બ્રહ્મભક્તિ મળ ટાળવા, કેરો કહ્યો ઉપાય;
બ્રહ્મભક્તિ જે આચરે, તે નિષ્પાપી થાય. ૫
વેદોક્ત વિષ્ણુ ધર્મનો, વ્યાસે કહ્યો પ્રકાર;
તેજ થાપિયો શંકરે, વિમળો કરી વિચાર. ૬
રહે શારદામઠવિષે, પૂજ્યપાદ ગુરુ જેહ;
વેદોક્ત વિષ્ણુ ધર્મના, પ્રતિપાદક છે તેહ. ૭
ઘણા દેવની પ્રાર્થના, દીસે વેદો માંય;
જગકર્તા એમાં કીયો, નિર્ણય ન જડે ત્યાંય. ૮
ઉત્તર કહું એ પ્રશ્નનો, કર્તા એકજ ઈશ;
બહુનામી કહેવાય છે, આપે એ જગદીશ. ૯
રાજાની સત્તા વસે, સહુ યોદ્ધામાં જેમ;
પરમેશ્વરસત્તા વસે, સહુ દેવોમાં તેમ. ૧૦
સરિતા કૂપ તળાવમાં, મેઘતણું જળ હોય;
એમ સર્વ દેવો વિષે, સત્તા પ્રભુની સોય. ૧૧
એકમેવ પરબ્રહ્મ છે, વેદો બોલે બોલ;
એથી અન્યો જીવ છે, એનો કરવો તોલ. ૧૨
ઈશ્વર સત્તા જોઇને, માન્યા દેવ અનેક;
પણ સત્તા તો એક છે, માટે ઈશ્વર એક. ૧૩

છપ્પા

ગામ મલાતજ જેહ, ગેહ હરિભક્તિકેરું,
નાગરનું પ્રાચીન, જહાં નારાયણ ડેરું;
વૈષ્ણવ નાગર વિપ્ર, તહાં વિદ્વાનો લહીએ,
વૈષ્ણવ પાટીદાર, ભક્ત સહુ તેઓ કહીએ;

શુભ ભક્ત થયા રઘુનાથ ત્યાં, હવણાં ભક્ત બેકોર છે,
જેનું જગકર્તાવિષે, પૂર્ણ પ્રેમનું જોર છે. ૧
ઠગથી ઠગ્યા ન જાય, આજ છે જગમાં એવા,
મેતાળા દ્વિજમાંહી, ભલા ભાઇશંકર જેવા;
ગામ લિંગડા માંહી, નાથજી એવે નામે,
ગિરધર ભક્ત સુજાણ, વળી રહે છે તે ઠામે;
મોતી શંકર માલજી, હરખવંત હરિદાસ છે,
બાબરભટ બુદ્ધિ આગળો, વેદધર્મ વિશ્વાસ છે. ૨

દોહા

ભક્તિભાસ્કર ગ્રંથનું, શ્રવણ કરે જન કોય;
શુદ્ધ મુમુક્ષુ હોય તે, ધર્મ વિષે દૃઢ હોય. ૧
સઘળા શાંડિલ સૂત્રનો, આશય હતો જેહ;
ગુજરાતી ભાષાવિષે, પ્રકટ કર્યો છે તેહ. ૨
શુભ જ્ઞાતિ સાઠોદરા, ગામ મલાતજ વાસ;
રચ્યો ગ્રંથ આ છોટમે, કરવા ભક્તિપ્રકાશ. ૩
વિક્રમ સંવત ઓગણી, ઓગણત્રીસો સાર;
દ્વિતીયા શ્રાવણ સુદીની, વાર ભલો રવિવાર. ૪
તે દિવસે પૂરણ થયો, પોચ્યા મનના કોડ;
શ્રોતાજન સહુકો મળી, બોલો જે રણછોડ. ૫

ઇતિ શ્રીભક્તિભાસ્કરે ઈશ્વરશક્ત્યાદિનિરૂપણે દ્વાવિંશતિતમ કિરણ:

ભક્તિભાસ્કર સમાપ્ત

# ૫-ભક્તિકલ્પતરૂ

માલિની છંદ

પ્રથમ મને વિચારી, બ્રહ્મનું ધ્યાન ધારી;
ગુણકથન ગિરાએ, હોય તેની કૃપાએ. ૧
કલ્પતરુ કલિમાં, ભક્તિ કલ્યાણકારી;
સુણી વિનય અમારી, આપજો શ્રીમુરારી. ૨

રાગ પ્રેમવેલી

પ્રથમ અતિ પ્રેમથી પૂજુ રે, ગુરુ ગોવિંદને,
એથી હોય બુદ્ધિ ઉજ્જ્વલ રે, આપે આનંદને;
ભક્તિરૂપ કલ્પતરુની રે, કથા કહાવે ભલી,
અવર સહુ સાધનકેરૂં રે, આપે ફળ એકલી. ૧
મહિમા વળી સહુથી મોટો રે, પ્રભુભક્તિ તણો,
પ્રાણીને પાવનકર્તા રે, ગુણ એમાં ઘણો;
ગુરુ શિષ્ય સંવાદ સાથે રે, કહું ગ્રંથ કોડથી,
રસિક જન રાગમાં ગાશે રે, ઝમક ઝડી જોડથી. ૨
આદરશે અર્થ લહીને રે, ઉગ્ર ભાગ્ય એહનાં,
કૃતારથ થાશે પ્રાણી રે, ટળશે દુખ દેહનાં;
ઉત્તમ નરદેહ અમૂલ્ય રે, પ્રભુજીએ આપીઓ,
તેના ગુણ જેણે ના ગાયા રે, પામર તે પાપીઓ. ૩
ભક્તિવિના ઇંદ્રિથી અદકું રે, સુખ મળે શું થયું,
નરકદુઃખ નરને માથે રે, જ્યારે ઉભું રહ્યું;
વિધિથકી વૃદ્ધ ઘણેરા રે, હોયે જે પ્રાણીઓ,
ભક્તિવિના વૃદ્ધ વનેચર રે, જુગે તે જાણીઓ. ૪
ભક્તિવિના અમર કાયા રે, કલ્પ લગી જો રહે,
તે તો જન પર્વત જેવા રે, કંઇ જુગના કહે,
ભક્ત જે જંતુનીએ જાયા રે, પુત્ર તે જાણવા,
અભક્ત તે ઉદર કેરા રે, કીટ પરમાણવા. ૫
ભક્તિવિના બત્રીસ લક્ષણ રે, હોય નરમાં કહી,
શિશ ગયે સંગ્રામ જીતે રે, જય જાણવો નહી;

ભક્તિ વિના પૂજ્ય થઇને રે, જે કો પૂજાય છે,
જમતાં સુધી વરને જાંદરણી રે,રાજા કહી ગાય છે. ૬
ઘણા ગુણવંત થઇને રે, ભક્તિ વિના જે ફરે,
ભોજનસમે ખંડિત દાંતે રે, કારજ કાંય ના સરે;
ભક્તિવિના અંગ ઉઘાડે રે, સરવ તજી આથડે,
સ્મશાનના અગ્નિ સરખો રે, એને કોય ના અડે. ૭
વચનસિદ્ધિ ભક્તિવિનાની રે, થઇ હોય જેહને,
દૈવ જેવા ખરને વાયસ રે, કહે કોણ તેહને;
ભક્તિવિના અડસઠ તીરથ રે, ફરે જો આપથી,
તુમડી તો કડવી ના ટળે રે, તીરથપરતાપથી. ૮
ભક્તિવિના ગ્રંથ ઘણેરા રે, વાદ કરવા ભણે,
વૃષ્ટિવિના ઘન બહુ ગાજે રે, તેથી કાંઇ ના બણે;
ભક્તિવિના પવિત્ર પૂરા રે, ઉજ્વળ રહે અંગમાં,
મટે નહિ મચ્છની દુર્ગંધ રે, ડૂબી રહે ગંગમાં. ૯
લક્ષ્યવિના વાચક જ્ઞાની રે, બકે મુખને બળે,
ભાંડે ભૂપવેશ ધર્યો પણ રે, ભિખારી ના ટળે,
ભક્તિવિના ગુરુપદ ગ્રહીને રે, શિષ્ય સહુને કરે,
કાગળને નાવે સાગર રે, સુખે કોય ના તરે. ૧૦
ભક્તિવિના નરમાં ઘણેરી રે,હોયે બીજી ચાતુરી,
સાગર કોય કાળે તરે નહિ રે, કંચન તુમડે કરી;
ભક્તિવિના જીવને ઝાઝી રે, આપદા આડીઓ,
ધોકા સહે દેશ સઘળે રે, બાજીગરનો ચાડીઓ. ૧૧
ઠરીને ઠામે ના બેસે રે, ભક્તિવિના જીવડો,
મારે માર કાળ ને માયા રે, ખાવે ખત્તા દહો;
ભક્તિવિના સંસારસુખમાં રે, નહિ શાંતિ કશી,
ક્ષણે ક્ષણે પાવક પાણી રે, લુહારની સાંણશી. ૧૨
વિષય સુખવલ્લભ જાણી રે, પીડા પામે ઘણો,
ઉડે પણ ન પડે અળગો રે, તાતી વેણુમાં ચણો;
ભક્તિવિના મોટા મનાયે રે, સર્વ અધિકારનો,
પતિ તેની પાસે ન આવે રે, ગર્ભ જોઈ જારનો. ૧૩
સુખી હોય શ્રીમંત સારો રે,લાખો દળ લાહારમાં,
ભક્તિવિના તીડનો રાજા રે, એવો સંસારમાં;

ઉત્તમ કુળ આબરૂ વહાલું રે, ઉચું જાણે આપનું,
ગોવિંદગુણ ગાતાં જો લાજે રે, શરીર ધરે સાપનું. ૧૪
દારા ધન જોબન દેખી રે, ભાગ્ય માને ભલું,
ભક્તિવિના જળમાહ્ય જીલે રે, માને મોદ માછલું,
કળે કળે આયુષ્ય કાપે રે, કાળની કાપણી,
ગળે જ્યમ ગુછળી ઘાલી રે, સંતાનને સાપણી. ૧૫
દેવી દેવ જુજવે રૂપે રે, માયા આપે હવી,
ભજે તેને ભવમા રાખે રે, ભલી રીતે ભોળવી,
માટે ભજો માયાપતિને રે, ભક્તિભાવે કરી,
ભાગે ભવભટકણ તેનું રે, ઠામે બેસે ઠરી. ૧૬
પરાધીન પ્રાણી સઘળા રે, પડયા ભવપાશમાં,
તૃષ્ણાએ જાય તણાયા રે, નાખે લેઈ નાશમાં,
ભક્તિરૂપ કલ્પતરુની રે, છાયા જેને મળે,
ટળે દુખ તેનું તતક્ષણ રે, મનોરથ સહુ ફળે. ૧૭
ફરે અન્ય આશ્રય પ્રાણી રે, કલ્પતરુને તજે,
તેને સુખ શાંતિ શીતળતા રે, રુદે નાવે રજે,
અભાગી જીવ અજાણ્યા રે, એવું નવ આદરે,
સહે દુખ દારિદ્રય સઘળાં રે, ફોગટ ભવમાં ફરે. ૧૮
કૃપાનિધિ કર્તા કેરી રે, કૃપા હોય જેહને,
કલ્પતરુ કેરી છાયાનો રે, આશ્રય મળે એહને,
આતુર જીવ આવીને બેસે રે, તપેલા તાપથી,
અભિનવ આનંદ પામે રે, ભક્તિપરતાથી. ૧૯
પુરાતન પુણ્ય ઘણેરાં રે, ઉદે હોય જે સમે,
હરખે જન હરિના દેખી રે, ઘણું રુદિયે ગમે,
આતુર હોય ઈશ્વર મળવા રે, પુણ્યપરતાપથી,
છોટમ રહે સજ્જન સંગે રે, છૂટે સહુ પાપથી ૨૦

માલિની છંદ

નિગમ સકળ કહે છે, આપમે એ પ્રમાણી,
અજભવ અહીનાથે, આદરી ભક્તિ જાણી. ૧
અતુલિત ગુણ એવો, સાંભળ્યો સર્વ જ્યારે,
વિનય કરી ગુરુને, બોલીઓ શિષ્ય ત્યારે. ૨

## વિશ્રામ પહેલો

### રાગ પ્રેમવેલી

બેહુ કર જોડીને કહે છે રે, શિષ્ય ગુરુરાયને,
વિનય કરી વાણી વદે છે રે, પ્રીત્યે વંદે પાયને;
ભક્તિ ભક્તિ સર્વે કહે છે રે, ભક્તિ તે શું હશે,
વળી તે કરવી કેની રે, તેથી ફળ શું થશે. ૧
ત્રણે પ્રશ્ન કેરો જથારથ રે,ઉત્તર મુને આપીએ,
પોતાનો જાણી પ્રભુજી રે, સંશે સહુ કાપીએ;
વિનયની વાણી સુણીને રે, ગુરુ વળતા વદે,
તુને કહું પ્રશ્નનો ઉત્તર રે, રાખી રહેજે રુદે. ૨
પરમ જે પ્રેમ હૃદયમાં રે, ભક્તિ નામ તેહનું,
કરવો પ્રેમ કર્તાની સાથે રે, મૂકી માન દેહનું;
પ્રેમ તણો તાર નિરંતર રે, લાગે કરતારમાં,
લાગ્યો રહે લક્ષ અહરનિશ રે, સર્જનહારમાં. ૩
પરાભક્તિ નામ છે એનું રે, શ્રેષ્ઠ એ તો સર્વથી,
મળે ફળ મોક્ષનું તેથી રે, ઘણું શું કહું કથી;
અચળ સ્મૃતિ એક હરિમાં રે,અખંડ અનુરાગ છે,
એવી ભક્તિ ઉરમાં જેને રે, તે તો મહાભાગ છે. ૪
ભક્તિ તો દશધા કહી છે રે, મહામુનિએ કથી,
પરાભક્તિ સરભર બીજી રે, નવધા તેવી નથી;
જેવી મહારાણી મહીપતની રે,એમ ભક્તિ પરા,
નવધા તેની દાસીઓ જેવી રે, ભલી વિશ્વંભરા. ૫
કરે જેવી રાણીની સેવા રે, સર્વે દાસીઓ,
પરાની પુષ્ટિમાં નવધા રે, રહે એમ ખાસીઓ;
વળી નવધા ને પરાનો રે, અંતર સુણજો તમે,
પરા તો ભીતર રહે છે રે, બાહર નવધા રમે. ૬
અંતઃકરણ ઇંદ્રિયો દ્વારે રે, નવધા તો થાય છે,
ક્રિયાભક્તિકેરે કારજ રે, જક્તમાં જણાય છે;
રાણીજી તો ના પડે જાણી રે,વાણી થકી વેગળી,
પ્રેમલક્ષ પિયુજીની સાથે રે, રસરૂપ રહે મળી. ૭
ક્રિયારૂપ નવધા કહીએ રે, પ્રેમરૂપ છે પરા,
પ્રેમ જેના ઉરમાં પ્રગટે રે, ભક્તજન તે ખરા;

ઇંદ્રિનિના આત્મા પોતે રે, જુએ જગદીશને,
અહોનિશ એ નવ ભૂલે રે, પોતાના ઈશને. ૮
પતિવ્રતા પત્ની કેરો રે, પ્યાર ભરથારશું,
અનુરાગ ભક્તનો એવો રે, અખિલ કરતારશું;
અવર કાંય સાધન તેને રે, કરવાં ના પડે,
પ્રસન્ન હોય પ્રેમસનેહી રે, પ્રેમ એકલાવડે. ૯
અંતરનો આશય ઉંડો રે, કોણ જાણી શકે,
સ્નેહ નિજ શ્યામ સંગાથે રે, બાહર તે ના બકે,
નવધાનાં કર્મ કરેથી રે, જણાયે જક્તમાં,
ઉપરના આચર્ણ દેખી રે, ગણાયે ભક્તમાં. ૧૦
જપ તપ સાધન સંજમ રે, રીઝે નહિ નેમથી,
પ્રભુ તો પ્રેમનો રસિયો રે, રીઝે એક પ્રેમથી,
ન રીઝે જગ્ન ને જાગે રે, તીરથ વ્રત ત્યાગથી,
ન રીઝે નાચ્યે કે કૂદે રે, રંગ ને રાગથી. ૧૧
માનો એ તો સહુથકી મોટી રે,ભક્તિ પ્રેમલક્ષણા,
હશે કોય વિરલા પ્રેમી રે, બીજા તો છે ઘણા,
વશીકર્ણ વિદ્યા મોટી રે, પ્રીતિ પરમાણીએ,
કોટી કોટી સાધન બીજાં રે,ઓછાં એથી જાણીએ. ૧૨
પ્રીતિતણું કારણ મોટું રે, જક્તમાં જણાય છે,
કેશન વશ કરવા કેરો રે, ઉત્તમ એ ઉપાય છે,
વળી વશ પ્રીતિ કરે છે રે, સહુ સંસારમાં,
પશુ પંખી આવે પ્રાણી રે, નિરખો નરનારમા. ૧૩
પુરુષને આધીન રહે છે રે, પ્રીત્યે કરી પ્રેમદા,
સગા સૂત મિત્ર ને સેવક રે, તજે નહિ તે કદા,
મળે મન પ્રીતિએ જેનું રે, તે તો વશ થાય છે,
અર્પે તન મન ધન તેને રે, અંતર ટળી જાય છે ૧૪
તજે ધન ધામ ધરાદિક રે, પતિ પરિવારને,
પળાય છે પ્રીતિથી પંથે રે, જુવતી સંગે જારને,
પશુ કે પંખી જે પાળે રે, ફરીને પ્રીતથી,
ફરે વણદોર્યાં પૂંઠે રે, જુઓ રૂડી રીતથી. ૧૫
ભલો ભૂપ પાળે પ્રજાને રે, ઘણી પ્રીત્યેકરી,
પ્રજા વશ થાય છે તેને રે, જગ ઇચ્છે ખરી,

પ્રીતિનું કારણ મોટું રે, દીસે સહુ લોકમાં,
પ્રિયજન કેરે વિજોગે રે, પડે સહુ શોકમાં. ૧૬
મીન જુઓ જળને વિયોગે રે,તરત મરી જાય છે,
રવિનો અસ્ત થયાથી રે, કમળ મીંચાય છે;
કુરંગ તો કાયા તજે છે રે, નાદની પ્રીત્યથી,
સર્પ સ્વર મોરલીનો સુણતાં રે,આવે રૂડી રીત્યથી. ૧૭
બપૈયો બુંદનો સ્નેહી રે, મેઘ પ્રિય મોરને,
પંકજનો તો ભમરો સ્નેહી રે, ચંદ્રમા ચકોરને;
હડિયલને લાકડું વહાલું રે, તજે નહિ તેહને,
પળ એક પ્રીતિ ન છૂટે રે, તજે જો દેહને. ૧૮
પ્રીતિવશ જીવ ચરાચર રે, જોતાંમાં જણાય છે,
પ્રાણપતિ પ્રેમસનેહી રે, પ્રેમે વશ થાય છે;
અરે જીવ એમ વિચારી રે, ભક્તિ ભલી આદરે,
સરવે સ્વમતુલ્ય ગણીને રે, પ્રેમ પ્રભુશું કરે. ૧૯
કલ્પતરુ કેરાં બીજગ રે, વાવો વિધિએ કરી,
રસિક ફળ થાશે રૂડાં રે, ખાજો ખેપે કરી;
જુગેજુગ અમર કીર્તિ રે, રહેશે સંસારમાં,
છોટમ કહે સુખેથી મળશો રે, સરજનહારમાં. ૨૦

માલિની છંદ

અવિચલ સુખ આપે, કર્મના કલેશ કાપે;
પ્રભુપદ થીર થાપે, પ્રેમ-ભક્તિ-પ્રતાપે. ૧
સકલ સુખદ જાણી, આચરો સર્વ પ્રાણી;
નિગમ કહી વખાણી, સર્વથી શ્રેષ્ઠ જાણી. ૨

## વિશ્રામ ૨ જો

રાગ પ્રેમવેલી

શિષ્ય કહે સ્વામી તમે તો રે, ભલી ભક્તિ કહી,
અંગ હવે હોય જે એનાં રે, સમજાવો તે સહી;
ગુરુ કહે ધન ધન તુજને રે, પ્રશ્ન પૂછ્યું ભલું,
અંગવિના જે જે કરીએ રે, તે તો સહુ પાંગળું. ૧
માટે કહું અંગ જે એનાં રે, શિષ્ય શ્રવણે ધરો,
પ્રથમ તે પ્રીત્યે કરીને રે, ઉત્તમ રીતે આચરો;

ચરણ કર નયન વદન છે રે, અંગ જેવાં આપણાં,
તેવાં છે ભક્તિ રાણીનાં રે, સરવ સોહામણાં. ૨
સદાચાર યોગ ને વૈરાગ રે, જ્ઞાન અંગ એહનાં,
એવાં અંગ સહિત આચરશે રે, કારજ થશે તેહનાં;
અંગવિના આચરે પંગુ રે, અરથ એથી શો સરે,
એવું જાણી સજ્જન સાચા રે, સહિતઅંગઆચરે. ૩
સદાચાર અંગ છે પહેલું રે, જોઇએ હરિજનને,
એથી હોય બુદ્ધિ તો નિર્મળ રે, શીતળતા મનને;
વચન સત્ય કોમળ વાણી રે, અસત્ ના ઉચ્ચારીએ,
પડે કોય પ્રાણીને પીડા રે, એવું નવ ધારીએ. ૪
લોભે ધન લોકનું હરવા રે, કપટ નવ કીજીએ,
અનીતિ ઈશ્વરને ન ભાવે રે, માટે મન બ્હીજીએ;
મન કર્મ વચને કરીને રે, જીવને ન મારીએ,
અપરાધીનાઅપરાધ હોય તો રે, વિવેક વિચારીએ. ૫
દેહ ઈન્દ્રી કેરાં કારજ રે, કરીએ સહુ જોઇને,
ક્ષમા દયા દિલમાં રાખી રે, દુભવીએ નહિ કોઈને;
કામ કે ક્રોધે કરીને રે, કુકર્મ ન કીજીએ,
દયા દીન ઉપર પ્રાણી રે, દાન તો દીજીએ. ૬
હાનિ જોઈ શોક ન કરવો રે, લાભથી ના ફૂલીએ,
કોએ ગુણ કીધો હોય તો રે, મનથી ન ભૂલીએ;
પૈસો તો પ્રીત્યે વાવરવો રે, પરઉપકારમાં,
સારો જશ કરીએ સંપાદન રે, સહુ સંસારમાં. ૭
ચોરી જારી ચાડી ને નિંદા રે, ટેવ ખોટી ત્યાગીએ,
મરણદુઃખ માથે વિચારી રે, મોહથકી જાગીએ;
ચતુરપણે ચેતીને ચાલીએ રે, જગતવ્યવહારમાં,
પંકજને પાણીની પેરે રે, રહીએ સંસારમાં. ૮
શોધ કરી સર્વેનો લેવો રે, સાર અસારનો,
અભ્યાસ તો ઉરમાં રાખવો રે, વિવેક વિચારનો;
કુંભ કુસ કુદેવ કુમાણસ રે, પશુને રાયથી,
ચંચળ ચિત્તે ચેતીને રહેવું રે, સરપ ને લાલચી. ૯
શ્રુતિનો ધર્મ સનાતન રે, પ્રીતે કરી પાળવો,
દેહાદિક મિથ્યા જાણી રે, ગરવ સહુ ટાળવો;

કથા ને કીર્તન હરિનું રે, નિરંતર કીજીએ,
સજ્જનનીસંગતિ કરીએ રે,ઢોયથી ના બ્હીજીએ. ૧૦
નાસ્તિકની વાણી સુણીને રે, ધર્મ નવ ચૂકીએ,
ભક્તિ ભગવંતની સાચી રે, મનથી નવ મૂકીએ;
ભૂખ્યાને ભોજન દેવું રે, તોય તૃષાવંતને,
ધૂતારાનો સંગ ન કરીએ રે, સંગે રહીએ સંતને. ૧૧
દેવ દ્વિજ સાધુ જે સાચા રે, તેને નવ નંદીએ,
પાખંડી પ્રપંચી ધૂતારા રે, તેને નવ વંદીએ;
પાપીની પાસે ન રહીએ રે,તજીએ તન મંનથી,
કપટ નવ રાખીએ મનમાં રે, સાચા હરિજનથી. ૧૨
સદાચાર નામ છે એનું રે, અંગ ભક્તિતણું,
થોડામાં તુજને કહ્યું છે રે, લેજે સમજી ઘણું;
આતુરતા અંગ છે બીજું રે, વિમળ વૈરાગ્ય છે,
ત્રિલોકના સુખની તૃષ્ણા રે, તેનો તો ત્યાગ છે. ૧૩
પ્રીત્યે પ્રભુ પામવા માટે રે, આતુરતા ઉપજે,
વિષયસુખ વિષની બરાબર રે, જાણી તનથી તજે;
સુપનવત્ જાણે સઘળુ રે, જક્તસુખ જેટલુ,
ઇંદ્રિ મન વાણી પહોંચે રે, નાશવંત તેટલુ. ૧૪
આતુરતા ઉપજે અતિશે રે, પ્રભુને પામવા,
કરે નીત સંતસમાગમ રે, ભવદુઃખ વામવા;
નદીનો પ્રવાહ નિરંતર રે, સાગરમાં જાય છે,
ક્ષણે ક્ષણે કાળ ભયંકર રે, સહુને એમ ખાય છે. ૧૫
ભક્ષણ છે કાળનુ સઘળુ રે, કીટ બ્રહ્મા લગે,
માયાના ફંદમાં નાખી રે, પછી મારે ઠગે;
મોટા મોટા વૈભવ મૂકી રે, જાય પળમાં મરી,
ઉંઘ્યા જે અઘોર નિદ્રામાં રે,જાગી ના જુએ જરી. ૧૬
ઉગ્રભાગ્યે ઉરમાં આવે રે, વૈરાગ્ય જે વીરને,
તરે ભવસિંધુ તતક્ષણ રે, પામે તે તીરને;
વ્યાપે જેને વૈરાગ્ય ઉરમાં રે,બાળે બીજી વાસના,
પ્રલે હોય પાતક સઘળાં રે, ટળે જમશાસના. ૧૭
તપે જે વૈરાગતાપે રે, દોષ સઘળા દહે,
પ્રભુને પામવા માટે રે, શરણ ગુરુનું ગ્રહે;

ગુરુને ગોવિંદ જાણી રે, સેવે શુદ્ધ ચિત્તથી,
આપે લક્ષ એક પ્રભુનો રે, અતિ રૂડી રીતથી ૧૮
માયાનું રૂપ બતાવે રે, જણવે રૂપ જીવનું,
સર્વથકી ભિન્ન બતાવે રે, સ્વરૂપ પછી શિવનું,
પંચભૂત ઇંદ્રિ ચતુર્દશ રે, વિષય પંચ જેહ છે,
ચોવીસ તત્ત્વરૂપે માયા રે, અતિ જડ એહ છે. ૧૯
ચૈતનરૂપે અંશ પ્રભુનો રે, દેહમાંહે આવીઓ,
અવિદ્યાએ આવરી નાખ્યો રે, સ્વરૂપ ભૂલાવીઓ;
વિજોગે વેદના પામે રે, જીવ કંઈ કાળનો,
ફરી અહીં જોગ કરાવે રે, ગુરુ તે દયાળનો. ૨૦

માલિની છંદ

જનમ મરણ કેરી, વેદના જીવ વેઠે,
નિજ સદન ન જાણે, બ્રહ્મને કેમ ભેટે;
પરમગુરુ કૃપાળુ, જોગની જુક્તિ આપે,
મનન નિદિધ્યાસે, કર્મના બંધ કાપે. ૧

## વિશ્રામ ૩ જો

### રાગ પ્રેમવેલી

સદાચાર વૈરાગ નિર્મળ રે, તે તો તુજને કહ્યો,
હવે કહું યોગ હરિનો રે, ભક્તિ અંગે જે રહ્યો;
યોગથકી પ્રાણી તો પામે રે, ભોગ બ્રહ્માનંદનો,
યોગવિના લક્ષ ન લાગે રે, ચિદાનંદ કંદનો. ૧
યોગથકી રોગ ના વ્યાપે રે, બાળે બીજી વાસના,
યોગથકી થાય નિરંતર રે, ઈશ્વરની ઉપાસના,
યોગથકી માયાથી આત્મા રે, જૂદો તે જણાય છે,
યોગથકી કર્તા પ્રભુશું રે, પ્રીતિ બહુ થાય છે. ૨
યોગથકી થાય સમાધિ રે, ઉપાધિ અડે નહિ,
યોગવિના રૂપ જથારથ રે, પ્રભુનું જડે નહિ;
યોગથકી કલ્મશ કોટિક રે, જાય જનનાં ટળી,
યોગથકી આત્મા અહરનિશ રે, રહે બ્રહ્મમાં મળી. ૩
શૂરા પૂરા હોય તે સાધે રે, આઠે અંગ યોગનાં,
તે તો બહુ પાપને બાળે રે, બીજા ભવરોગનાં,

યમ નેમ આસન સાધે રે, સાધે પછી પ્રાણને,
પ્રત્યાહાર ધારણા શીખે રે, મળી ગુરુ જાણને. ૪
ધ્યાન વરી સાધે સમાધિ રે, આરાધી અખંડને,
પ્રપંચ તો મિથ્યા પેખે રે, પિંડ ને બ્રહ્માંડને;
ઈડા ને પિંગલા નાડી રે, સુષુમ્ણા દેહમાં,
હંસરૂપ આત્મા અનોપમ રે, રમે છે તેહમાં. ૫
અજપા નામ ગાયત્રી રે, જાપ જીવને સદા,
આનંદ અમૃત પીતાં રે, કલેશ ન રહે કદા,
છસો ને એકવી સહસ્ર રે, જાપ નિત્ય થાય છે,
સુરત ધરી તેને સંભાળે રે, તાપ ટળી જાય છે. ૬
ઇડા વામ અગની નાડી રે, ચંદ્ર તેમા ધારીએ,
પિંગલા છે દક્ષિણભાગે રે, રવિ ત્યાં વિચારીએ,
સુષુમ્ણા તો મધ્યમાં રહે છે રે, અગ્નિરૂપી એજ છે,
જળહળે આત્માની જ્યોતિ રે, તેનું બહુ તેજ છે. ૭
યોગીને મોક્ષની દાતા રે, જરુર એ તો જાણીએ,
વળી પંચતત્ત્વજ કેરી રે, ધારણા વખાણીએ;
હૃદે પૃથ્વીતત્ત્વજ કેરી રે, કંઠે જળની કહી,
અગ્નિતત્ત્વ તાળુની મધ્યે ર, વાયુ ભ્રૂમાં સહી. ૮
બ્રહ્મરંધ્રે આકાશ કેરી રે, ધારણા જો ધરે,
અષ્ટે મહાસિદ્ધિઓ એથી રે, વશ યોગી કરે;
વળી જપે જાપ અજપા રે, યોગવિધિએ કરી,
એક ઠામે આસન વાળી રે, સ્થિર બેસે ઠરી ૯
સજે પછી શાંભવી મુદ્રા રે, ખેચરી ભૂચરી,
જપે જન જાપ પ્રણવનો રે, અંતર જુએ ઉતરી,
ચતુર્દલ ચિંતવે પહેલું રે, મૂળ આધારને,
છસે જાપ અર્પણ કરવા રે, સિદ્ધિદાતારને. ૧૦
ઉપસ્થ એ વઠી ઉપર રે, ખટ દળ છે ખરાં,
વિધિનો વાસ છે તેમા રે, પાપ કરશે પરાં,
અજપા જાપ જપીને રે, સહસ્ર ખટ સોંપવા,
નિરીક્ષણ નાભિએ કરવું રે, રંગ દીસે નવા. ૧૧
દશે દળ દેખીએ તેમાં રે, દેવ કમળાપતિ,
સહસ્ર ખટ જાપ સમર્પી રે, આનંદ ઉપજે અતિ,

હૃદેમાં રુદ્ર રહ્યા છે રે, દ્વાદશ છે પાંખડી,
સહસ્રખટ સોંપીએ તેને રે, અંતરખુલે આંખડી. ૧૨
કંઠે દળ ષોડષ કેરૂં રે, કમળ કહાવે સહી,
સહસ્ર એક જાપ સમર્પો રે, સદાશિવને લહી;
ભ્રૂકુટીમાં બે દળ કેરૂં રે, પંકજ પરમાણીએ,
સમર્પીએ જાપ સહસ્ર રે, આત્મા ત્યાં જાણીએ. ૧૩
સહસ્રદળ શિશની મધ્યે રે, પંકજનો પ્રકાશ છે,
નિરાલંબ દેવ નિરંજન રે, કેરો તાંહાં વાસ છે;
સહસ્ર એક જાપ સમર્પી રે, મનને તાંહાં રાખશો,
સુધારસ સિંધુ અનોપમ રે, સ્વાદ તેનો ચાખશો. ૧૪
દશવિધિ નાદ અનાહત રે, ગગન ગરજે ઘણું,
ચિદાનંદ સિંધુ ગડુડે રે, તેજ બહુ તે તણું;
મોહરા ને મરદંગ વાજે રે, વીણાજંત્ર વાંસળી,
શંખ ને રણશૃંગ વાજે રે, ભુંગળ ભેરી ભલી. ૧૫
ગાજે ઘન અમૃત વરસે રે, વળી હોય વિજળી,
અતિ રંગ અદ્ભુત દીસે રે, ચિત્ત ન શકે ચળી;
મનમૃગ નાદનો રસિયો રે, સુણી લોભાય છે,
અચળ મન કરવા કેરો રે, ભલો એ ઉપાય છે. ૧૬
એવો જોગ કરતાં જથારથ રે, અનુભવ ઉપજે,
પ્રભુ તેને પ્રત્યક્ષ ભાસે રે, જૂઠ સઘળી તજે;
આપે વળી આપને દેખે રે, જોગ જુગતે કરી,
સરવનો સરજનહારો રે, આવે નજરે હરિ. ૧૭
દિવ્ય દૃષ્ટિ થાય છે તેની રે, પ્રણવના ધ્યાનથી,
ત્રિલોકીનું તત્ત્વ જણાશે રે, અનુભવજ્ઞાનથી;
જોગ અંગ ભક્તિ કેરૂ રે, કહ્યું તે કારણે,
પરોક્ષનું પ્રત્યક્ષ દીસે રે, રહે દૃઢ ધારણે. ૧૮
અવર સહુ સાધન કેરો રે, શિરોમણિ જોગ છે,
જોગથકી જીવને સારો રે, ભક્તિનો ભોગ છે;
જોગવિના ભક્તિ કેવળ રે, જાણો તે પાંગળી,
વખાણાય શેરડી સારી રે, જ્યારે હોયે ગળી. ૧૯
જોગથકી જ્ઞાન પ્રકાશે રે, જ્ઞાને ભક્તિ થાય છે,
અગ્નિથકી દીપ ઉજાસે રે, તિમિર તેથી જાય છે;

કૂપ ખોદે પ્રગટે પાણી રે, પાણીથી સહુ બને,
એમ જોગ જ્ઞાન ને ભક્તિ રે, જાણી લેવા જને. ૨૦

માલિની છંદ

સધર મહી સુધારી, બીજ જો કોઈ વાવે,
સુરત ધરી સંભાળે, લાખેણો લાભ આવે;
સુજન સદ્ગુરુથી, જોગ ને જ્ઞાન પામે,
ભલી વિધિ કરી ભક્તિ, કલ્પના ક્લેશ વામે. ૧

## વિશ્રામ ૪ થો

રાગ પ્રેમવેલી

હાવે કહું જ્ઞાન ગૂઢારથ રે, ઓળખવાને આતમા,
આત્મા આપે આપને જોતાં રે, સૂઝે પરમાતમા;
પછી પ્રેમ પ્રગટે પ્રભુશું રે, અંતર સઘળો ટળે,
મુક્ત થઈ મહાસુખ માણે રે, જીવ બ્રહ્મમાં ભળે. ૧
જ્ઞાનવિના અંધ અજાણ્યા રે, અવર ઠામે આથડે,
પાખંડીને પ્રભુ કહી પૂજે રે, જગતપતિ ના જડે;
પૂજે નર કરતાં પ્રભુને રે, પદારથ જ્ઞાનથી,
સમજે એક સરજનહારો રે, સૃષ્ટિ આણુમાં નથી. ૨
સરવેની અંતર રહીને રે, સરજતો જણાય છે,
ગગનમાં ગુપ્ત રહીને રે, રચતો તે દેખાય છે;
એવો છે આપણો સ્વામી રે, જ્ઞાનવડે જાણીએ,
ત્રિગુણની આદ્ય વિચારી રે, કર્તા ઉર આણીએ. ૩
સૃષ્ટિ પહેલાં શૂન્ય સિંહાસને રે, પ્રભુ પોતે હતા,
ઇચ્છા સૃષ્ટિ કરવાની કીધી રે, થયા આપે છતા;
ઈચ્છા અનુરૂપ અવ્યાકૃત રે, માયા તેને કહે,
તેમાં બહુ સૃષ્ટિનાં બીજગ રે, કલ્પ્યાં પ્રભુનાં રહે. ૪
ત્રિગુણી ઇચ્છા માયા રે, જૂદા રંગ જેહના,
તમ–રજ–સાત્વિક રૂપે રે, અનંત બીજ એહના;
તમોથકી પંચ મહાભૂત રે, વિષય પંચ જાણવા,
રજોથકી ઇન્દ્રિ થઈ દશ રે, વિષયરસ માણવા. ૫
અંતઃકર્ણ સાત્વિક ગુણનાં રે, ચતુષ્ટય ઉપન્યાં,
ચોવીસ તત્ત્વ થયાં છે રે, માયાના રૂપનાં;

ઇંડ બહુ એનાં ઉપજાવ્યાં રે, પિંડ બહુ જૂજવા,
સૃષ્ટિ સ્થૂલ સૂક્ષ્મ રૂપે રે, ત્રિગુણ પોતે હવા. ૬
સ્થૂલ ને સૂક્ષ્મ બેથી રે, કારણ ત્રીજો કહ્યો,
ચોથો મહાકારણ જાણો રે, પ્રણવ અંગે રહ્યો;
ચોવીસ તત્ત્વ ત્રિગુણ કેરા રે, ચરાચર ઘાટ છે,
પિંડ ને બ્રહ્માંડ માહે રે, એક એક ઠાઠ છે. ૭
પંચમહાભૂત ઇંદ્રી દશ રે, એ તો સ્થૂલદેહ છે,
અંત કર્ણ ચાર વિષય પંચ રે, સૂક્ષ્મ દેહ તેહ છે;
એમ તત્ત્વ ચોવીસ કેરાં રે, દેહ બે જાણીએ,
પચીસમી માયા પોતે રે, કારણદેહ પરમાણીએ. ૮
ચોથો દેહ ચેતનરૂપે રે, મહાકારણ આપ છે,
નખથકી શિખની સુધી રે, તેનો તો વ્યાપ છે;
અવસ્થા તો જાગ્રત જાણો રે, તે તો સ્થૂલદેહની,
વાણી જે વૈખરી જીભે રે, જાણી લેવી તેહની. ૯
અકાર છે માત્રા પ્રણવની રે, નેત્રમાં નિવાસ છે,
રજોગુણ વિશ્વાભિમાની રે, તેનો તહાં વાસ છે;
સૂક્ષ્મ કેરી સુપ્ન અવસ્થા રે, વાણી તેની મધ્યમાં,
ઉકાર છે માત્રા કંઠે રે, સત્વગુણથી ક્ષમા. ૧૦
તૈજસ અભિમાની છે તેની રે, જથારથ જાણીએ,
કારણદેહ કેરી સુષુપ્તિ રે, અવસ્થા પ્રમાણીએ;
પશ્યંતી તો વાચા જાણો રે, હૃદેમાંહી ઠામ છે,
મકાર જે માત્રા તમોગુણ રે, રંગ વળી શ્યામ છે. ૧૧
પ્રાજ્ઞ અભિમાની કહીએ રે, ત્રીજો એ દેહ છે,
હવે મહાકારણ કહું છુ રે, ચોથો દેહ જેહ છે;
અવસ્થા છે તુરીયા તેની રે, વાણી તો પરા સહી,
ગુણાતીત આત્માભિમાની રે, બ્રહ્મરંધ્રે રહી. ૧૨
વિવેક જોતાં વપુમાં રે, દેહ એમ ચાર છે,
કર્તા બ્રહ્મ કેવળ પોતે રે, સરવ થકી પાર છે;
પાર રહી પોષણ આપે રે, પળે પળે પ્રીતયથી,
સોહં સોહં શબ્દ કરીને રે, બોલે રૂડી રીતયથી. ૧૩
તત્ત્વમસિ નામ છે તેનું રે, કહ્યું છે વેદમાં,
ગુરુગમ હોય તે જાણે રે, બ્રહ્મના ભેદમાં;

ભેદવિના ભક્તિ બને નહિ રે, જીવ સઘળે ભમે,
વરવિના જાન ઘણેરી રે, કહીં જઇને જમે. ૧૪
ધર્મ તો ધરણી જેવો રે, ધારી રહે છે સહુ,
જોગ જેવી પાવકજ્વાળા રે, પાપ બાળે બહુ,
જ્ઞાન તો ભાનુ સદોદિત રે, સૂઝે સહુ જે વડે,
ખીલે બુદ્ધિ પંકજ તેથી રે, સરવ જાણ્યું પડે ૧૫
પરાભક્તિ મેઘ સરીખી રે, નિશ્ચે કરી માનવી,
નવધા જે નદિઓ મોટી રે,યુમના રેવા જહાનવી,
એવાં વસે અંગમાં જેને રે, ધન્ય નર તેહને,
વિશ્વને વંદવા જેવી રે, કહીએ તેની દેહને. ૧૬
દેવને દુર્લભ એવા રે, ભક્ત ભગવંતના,
ગંગાદિક તીરથ ઈચ્છે રે, ચરણ તે સંતના,
ધન્ય જે જનુનીએ જાયા રે, એવા આ લોકમા,
પિતૃ તેના ઉદ્ધાર પામે રે, રહે પરલોકમા. ૧૭
ચારે અંગ ભક્તિ કેરાં રે, તે તો તુજને કહ્યાં,
હવે કહું નવધા કેરા રે, નામરૂપ જે રહ્યા,
જેવી કહી શાડીલસૂત્રે રે, ભક્તિ દશધા સહી,
તેવી હું તુજને કહું છું રે, જથામતિ મે લહી. ૧૮
શ્રવણ એક કીર્તન બીજી રે, સ્મરણ ત્રીજી વળી,
સેવા ચોથી અર્ચન પંચમી રે, વંદન છઠ્ઠી ભલી,
દાસાતન સાતમી જાણો રે, સખ્ય ભક્તિ આઠમી,
નવમી તે આત્મનિવેદન રે, ઘણી પ્રભુને ગમી ૧૯
નવે વિધિ ભક્તિ કેરાં રે, નામ એ જાણજે,
હવે કહું વર્ણન એનાં રે, રુદેમાં આણજે,
એક એક અંગે ભક્તિ રે, ભક્તોએ આચરી,
દશમી પ્રેમલક્ષણા નામે રે, ગોપીજનની ખરી. ૨૦

માલિની છંદ

ગુરુમુખ શ્રવણદ્વારે, જે જને પ્રેમ પીધો,
વિમલ મન વિચારે, લાખેણો લ્હાવ લીધો,
મન હરણ હરાયો, વિષયાર્વતચારી,
હરખી હરિકથાને સાભળી ટેક ધારી ૧

## વિશ્રામ ૫ મો

રાગ પ્રેમવેલી

શ્રવણભક્તિ આગલી સહુથી રે, નવધામાં જાણીએ,
શ્રવણથકી કારજ સઘળાં રે, સિદ્ધ પરમાણીએ;
કમળમાં કંઈ જુગ સુધી રે, બ્રહ્મા ભમીઆ વળી,
સુણી શ્રુતિ આદિપુરુષની રે, તેથી ભ્રાંતિ ટળી. ૧
શિવાએ શંકર કેરી રે, કથા શ્રવણે ધરી,
અમર થયો આત્મા ઉમાનો રે, હેતે પામ્યાં હરિ;
કથા સુણી કપિલમુનિની રે, દેવહૂતીએ વળી,
મહામુક્તિ માતા પામી રે, ભાવે બ્રહ્મમા ભળી. ૨
ગરુડ જ્યારે ગર્વ તજીને રે, ભૂશુંડીને ભેટીઓ,
વાણી સુણી વાયસ કેરી રે, મોહ સહુ મેટીઓ;
પરીક્ષિતે સાંભળી પ્રીત્યે રે, કથા જે શુક કહી,
સંશે ગયો સાત દિવસમાં રે, મળ્યા મોક્ષમાં જઇ. ૩
પૃથ્વીએ જાચ્યા પ્રભુને રે, ધરી મન ધારણે,
શ્રવણ દશ સહસ્ર માગ્યા રે, કથા કેરે કારણે,
જનમેજયે ભારત કેરી રે, કથા ભલી સાંભળી,
મુનિતણું વાયક માન્યુ રે, હત્યા તેથી ટળી. ૪
આગળ એક સતજુગ અંતે રે, ઋષિ રૂડો હતો,
તે તો રહેતો ગંગાની તીરે રે, ન્હાવા તેમાં ના જતો,
કથાઓ તે સુણતો નિરંતર રે, અતિ રૂડી રીત્યથી,
ગંગાથકી માનતો મોટી રે, પુણ્યધામા પ્રીત્યથી. ૫
બીજા ઋષિ બે જણા આવ્યા રે, તેને ઘેર તે સમે,
તેને તો ગંગામા ન્હાવું રે, ઘણું હૃદયે ગમે,
પૂછ્યુ તેણે પુણ્યધામાને રે, ગંગા કહો કેટલે,
તેણે કહ્યું હું નથી લહેતો રે, હશે જળ જેટલે. ૬
હુ તો હરિકથારસરૂપી રે, ગંગા મોટી ગણું,
એવું સુણી મન તો દુખાયુ રે, પેલા ઋષિઓ તણું;
નિંદા પછી કરતા તેની રે, ગંગા નહાવા ગયા,
અદૃશ્ય તો થઈ ગયુ પાણી રે, દેખી દુ ખીઆ થયા. ૭
પાછા આવી પેલા ઋષિને રે, પ્રીત્યે પાયે નમ્યા,
કથાનો તો મહિમા મોટો રે, જાણી સહુ શમ્યા,

શ્રવણભક્તિ શ્રેષ્ઠ સઉથી રે, જાણી જુગતે કરી,
કનિષ્ઠ કોટિક હારો રે, પાવનકરતા ખરી ૮
શ્રવણથકી સશે સમે છે રે, શીતળ મન થાય છે,
શ્રવણથકી સર્જનહારો રે, ઈશ્વર ઓળખાય છે,
શ્રવણથકી વિવેક વાધે રે, જ્ઞાન ઉપજે ઘણુ,
શ્રવણથકી મિથ્યા માને રે, રૂપ માયાતણુ ૯
શ્રવણથકી વૈરાગ વાધે રે, મોહ મમતા મટે,
સદાચાર શ્રવણથી સુઝે રે, પાપ સઘળા ઘટે
શ્રવણથકી ઈશ્વર મળવા રે, આતુરતા ઉપજે,
શ્રવણથકી નીતિમા સમજે રે, અનીતિ બહુ તજે ૧૦
હવે કહુ કીર્તનભક્તિ રે, જેપે જુગમા કરી,
કીર્તનથકી કરુણા કરીને રે, હેતે રીઝે હરિ,
કીર્તન જુઓ નારદે કીધુ રે, વીણાજ વજાડીને,
સાભળવાને સજ્જન આવે રે, નારી નર ધાઈને ૧૧
કીર્તન વળી વાલ્મિકે કીધુ રે, જાહેર જુગમા થયા,
કરી શતકોટિ રામાયણ રે, રામ રીઝી રહ્યા
કીર્તન જુઓ વ્યાસે કર્યું છે રે, વિવિધ વખાણથી,
વિષ્ણુરૂપ વિશ્વધણીને રે, પ્રકાશ્યુ પુરાણથી ૧૨
કીર્તન ઋષભદેવે કર્યાં છે રે, દુખ સહુના હર્યાં,
બુદ્ધોએ પુરાણ બોળ્યા રે, પ્રગટ પોતે કર્યાં,
કીર્તન તો જયદેવે કીધુ રે, કાવ્ય રૂડી કરી,
અષ્ટપદી રાગે આલાપી રે, રસિક રસની ભરી ૧૩
કબીરે તો કીર્તન કીધુ રે, અખિલ કરતારનુ,
પદે પદે પ્રગટ રચ્યુ છે રે, જ્ઞાન ભવપારનુ,
તેવુ વળી તુળસીએ કીધુ રે, કીર્તન શ્રીરામનુ,
ગાતા ઘણુ આનંદ ઉપજે રે, સ્વરૂપ દીસે શ્યામનુ ૧૪
મહેતા સૂરદાસ ને આવે રે, થયા આ જક્તમા,
ભાષા ભલી ભાવે ભાખી રે, ગણાયા તે ભક્તમા,
કવિજન મોટિક એવા રે, ગાયા ગોવિંદને,
મીઠી વાણી સુણતા મનોહર રે, આપે આનંદને ૧૫
હવે કહુ સ્મરણભક્તિ રે, જેથી પ્રભુ સાભરે,
સદા રહ્યો સન્મુખ સાહેબ રે, કામ જનના કરે,

પ્રહ્લાદે સ્મરણ કીધું રે, જ્યારે ભગવંતનું,
હીરણકશિપૂહેલામાંહણીઓરે, ટાળ્યુંદુ:ખસંતનું. ૧૬
સ્મરણ તો ધ્રુવજીએ કીધું રે, વસ્યા વનમાં જઈ,
પછી પદ અવિચળ પામ્યા રે, સહુ દુગ્ધા ગઇ;
ગ્રાહે ગજરાજને સાહ્યો રે, સ્મરણ કીધું સહી,
હરિએ તો હાથી ઉગાર્યો રે, તતક્ષણ ત્યાં જઇ. ૧૭
અજામિલ અધમ ઉદ્ધાર્યો રે, પ્રભુએ આનંદથી,
નારાયણ નામ પ્રતાપે રે, છૂટયો જમફંદથી;
પૂર્યાં ચીર પાંડુવધૂનાં રે, લજ્જા રાખી લોકમાં,
સ્મરણથકીસંકટટાળ્યાં રે, પાપીપડયાશોકમાં. ૧૮
સુધન્વાએ સ્મરણ કીધું રે, સંકટ સઘળું હર્યું,
ઉગાર્યો દાસને આપે રે, તેલ ટાઢું કર્યું;
સીતાજીએ સ્મરણ કીધું રે, શોક સહુ ટાળીઓ,
રાવણને રણમાંહે રોળ્યો રે, લંકાગઢ બાળીઓ. ૧૯
ગોપી ને ગોવાળ રાખ્યા રે, જ્યારે સમર્યા હરિ,
ઇંદ્ર તણું માન ઉતાર્યું રે, ગિરિ કરમાં ધરી;
સ્મરણ થકી સહાય કરે છે રે, હરિ હરિદાસને,
પ્રગટ થાય પાસથી પોતે રે, દળે દુ:ખરાશને;
અળગો નથી ઈશ્વર કહીએ રે, વસ્યો વિશ્વાસમાં,
અજ્ઞાની તો અળગો જાણે રે, પ્રગટ પ્રભુ દાસમાં. ૨૦

માલિની છંદ

અહરનિશ હરિમાં રાખજો ચિત્ત જોડી,
વિષમ વિઘન કોટી નાખશે નાથ ફોડી;
સુરત શશિની સામી ચિત્ત જ્યારે ન ચોરે,
અવિરલ અમિ પોષે અટ્ખાધી ચકોરે. ૧

## વિશ્રામ ૬ ઠ્ઠો

રાગ પ્રેમવેલી

સિંધુસુતા સેવે નિરંતર રે, અખિલ જગરાયને,
અહર્નિશ ઉરપર લેઈને રે, પલોટે પાયને;
નંદ ને સુનંદ આદે રે, ગરુડને જે-વિજે,
પ્રેમે કરી પૂજે પ્રભુને રે, સેવા સઘળી સજે. ૧

અર્ચન તો કુબ્જાએ કીધું રે, અક્રૂરે તો વંદના,
દાસાતન હનુમાનજીએ રે, દૂત રઘુનંદના;
સખાભાવે સુગ્રીવ અર્જુન રે, તજે નહિ સ્નેહને,
ઉદ્ધવ વળી એવા વહાલા રે, ધન ધન તેહને. ૨
બલીતણું આત્મનિવેદન રે, જાહેર જગ જાણીએ,
નવે નિધિ ભક્તિ સગુણની રે, ભક્ત એ પરમાણીએ;
નિર્ગુણની તો ભક્તિ ન્યારી રે, અંતરમાં એ રહી,
તે તો મન વાણી અગોચર રે, કોએ ન શકે લહી. ૩
પ્રેમતણાં પુષ્પ ચઢાવે રે, ધ્યાન ધૂપ થાય છે,
દીપક તો જ્ઞાનનો પ્રગટે રે, તિમિર ટળી જાય છે;
ચંદન તો ચિત્તનું જાણો રે, શીલ શણગાર છે,
ભોજન તો ભાવનું ધરીએ રે, હેત ઉર હાર છે. ૪
સિંહાસન શૂન્ય સનાતન રે, માળા મનની ફરે,
સોહં સોહં મંત્ર નિરંતર રે, જપ સહુથી સરે;
અહોનિશ તાર ન તૂટે રે, ત્રણે ઈષણા ટળે,
પરાભક્તિ પ્રગટે દશમી રે, જીવ બ્રહ્મમાં ભળે. ૫
એવું સુણી શિષ્ય વદે છે રે, ગુરુચરણે નમી,
તમે કહી દશવિધિ ભક્તિ રે, ઘણી મુજને ગમી;
પ્રથમ એ તો પ્રગટી ક્યાંથી રે, પહેલી કોણે કરી,
આદ્યે થકી ઉપદેશ એનો રે, કહો જુગતે કરી. ૬
પરંપરા ચાલતી આવી રે, તેવી મુજને કહો,
કૃપા કરી દાસની ઉપર રે, સંશય સઘળો દહો;
એવું સુણી ગુરુજી વદે છે રે, ધન્ય તાહરી મતિ,
કથા તુને કહું છું અનાદિ રે, સંશે ન રહે રતિ. ૭
અનાદિ દેવ નારાયણ રે, સૃષ્ટિ પહેલો જે હતો,
તેણે કરી જક્તની રચના રે, કોણે નવ કર્યો છતો;
પછી એક બ્રહ્મા નામે રે, પુરુષ પેદા કર્યો,
તે તો શોધ કર્તાનો કરવા રે, કમળમાં બહુ ફર્યો. ૮
પોકારીને પ્રાર્થના તેણે રે, કરી કર્તા તણી,
પછી દીધું દર્શન પ્રભુએ રે, દયા આણી ઘણી;
ભગવત કહે બ્રહ્મા તુજને રે, જ્ઞાન મારું કહું,
અંગે એનાં યોગ ને ભક્તિ રે, ગ્રહણ કરજે સહુ. ૯

જેવો હું સદ્‌ચિદ્ રૂપે રે, અનાદિ અખંડ છું,
જેવા ગુણ સર્વજ્ઞ મારા રે, પ્રકાશી પ્રચંડ છું;
જેવાં મારાં કર્મ અલૌકીક રે, ઇંડ રચવા વિષે,
તેવું તુને મારી કૃપાથી રે, જ્ઞાન સઘળું થશે. ૧૦
અસત્ છે જડરૂપ માયા રે, સત્ છે જીવાત્મા,
અસત્ સત્ બેનો કરતા રે, જૂદો હું પરમાત્મા;
સૃષ્ટિ પહેલું કોયે નહોતું રે, હુતો હું એકલો,
પછી મેં માયા કીધી રે, કીધો આત્મા ભલો. ૧૧
એ તો કહી ઉત્પત્તિ તુજને રે, સંહાર હવે કહું,
માયા ને આત્મા જાતાં રે, ઉગરતો હું રહું;
સંહાર તો ના હોય માહારો રે, સદા અવિનાશ છું,
સદ્‌ચિદ્ આનંદરૂપે રે, અખંડ સુખરાશ છું. ૧૨
માયા ને આત્મા કેરૂં રે, સ્વરૂપ સુણજે વળી,
જડરૂપ જે જે દીસે રે, માયા સહુ તે ટળી;
ચૈતન જે જડને ચલાવે રે, તે તો આત્મા સહી,
આત્માનું રૂપ છે અળગું રે, માયા અળગી કહી. ૧૩
માયામાં આત્મા ન ભળે રે, આત્મામાં માયા નહી,
અજવાળામાં ન ભળે અંધારૂં રે, અંધારામાં એ કહી;
એ તો જડ ચૈતનરૂપે રે, માયા આત્મા કહ્યા,
હવે એ બે થકી જૂદો રે, પરમાત્મા હું રહ્યો. ૧૪
સર્વમાં વ્યાપક એવો રે, મુને તમે જાણજો,
બહાર ને ભીતર સઘળે રે, મુને પરમાણજો;
જેવાં અગ્નિ આકાશ વાયુ રે, પદારથને વિષે,
ઘટ પટ શકટ લકુટમા રે, શોધાય નહિ કશે. ૧૫
વાસુદેવ નામ છે માહારૂં રે, સરવમાં વાસ છે,
અંતર ને બાહર સહુમાં રે, માહારો પ્રકાશ છે;
સર્વમાં ને સહુ થકી અળગો રે, મુને પરમાણવો,
મુને જે જાણવા ઇચ્છે રે, તેણે એમ જાણવો. ૧૬
એવું તત્ત્વજ્ઞાન છે મારૂં રે, ગ્રહણ કરજો સદા,
તેથી તમે મોહ ન પામો રે, કોય કાળે કદા;
એકચિત્ત રાખીને એવી રે, ભક્તિ કરો માહરી,
સૃષ્ટિના સંહારકાળે રે, રહેશો મુજમાં ઠરી. ૧૭

એવું આદિપુરુષે અજને રે, જ્ઞાન સઘળું કહ્યું,
બ્રહ્માએ આ બ્રહ્માંડ સઘળું રે, માયારૂપે લહ્યું;
અખિલ દેહ ઉંચકી ચાલે રે, એવો લહ્યો આતમા,
માયા ને આત્માનો કરતા રે, જૂદો પરમાતમા. ૧૮
આત્માની તો પ્રીતિ અહરનિશ રે, પરમાત્માવિષે રહે,
માયા જાણે મૃગજળ જેવી રે, અમિત સુખ એ લહે;
એવો ભક્તિયોગ અનાદિ રે, બ્રહ્મપ્રત્યે ભાસીઓ,
નારાયણકેશ જે નિશ્ચય રે, રુદે માંહે રાખીઓ. ૧૯
બ્રહ્મ થકી શાખાઓ એની રે, ચાલી છે પરંપરા,
ઋષિ મુનિ નારદ આદ્યે રે, અનંત બીજા ઉદ્ધર્યા;
બ્રહ્માથકી નારદ પામ્યા રે, નારદ થકી વ્યાસજી,
વ્યાસે તો સુકને ભણાવ્યા રે, પુરાણ ઇતિહાસજી. ૨૦

માલિની છંદ

જનક સનક શેષે શંકરે ઉર આણી,
ઋષભ કપિલ દત્તે પ્રેમની મોજ માણી;
મનુ નૃપ નવ જોગી ભક્ત કોટાનુકોટી,
ભવજલનિધિતરણી સર્વથી ભક્તિ મોટી. ૧

## વિશ્રામ ૭ મો.

રાગ પ્રેમવેલી

શિષ્ય કહે ભક્તિતરુનું રે, બીજ જે તમે કહ્યું,
અનાદિથી ચાલતું આવ્યું રે, ગુરુ ઘટમાં રહ્યું;
મુમુક્ષુના રુદિયામાં એવું રે, ઉગે કેઈ રીતથી,
કેવી ભૂમિ કહીએ એની રે, પરખાવો તે પ્રીતથી. ૧
કેવો ક્યારો કરવો કેડે રે, વાડ કેવી કરે,
કેવું નીર સિંચવું એને રે, જેથી તરુ ઉછરે;
કોનો ભય એને માથે રે, ચરી કોણ જાય છે,
કેવાં પત્ર પુષ્પ એને રે, કેવાં ફળ થાય છે. ૨
સુણી પ્રશ્ન શિષ્યનાં એવાં રે, ગુરુ વળતા વદે,
કહું તુને ઉત્તર એનો રે, રાખી રહેજે રુદે;
આદરવિના એ નવ ઉગે રે, જતન વિના જાય છે,
આળસ વહેમ અજ્ઞાન ઉધેઈ રે, મૂળમાંથી ખાય છે. ૩

શ્રદ્ધારૂપી ભૂમિ સુધારી રે, સુબુદ્ધિ કોદાળીએ,
વિવેકનો ક્યારો કરીને રે, જૂઠા જડ ટાળીએ;
પછી સતસંગ સુધાસમ રે, રૂડું જળ રેડીએ,
દેખાદેખી ભૂલા ન પડીએ રે, ફંદ તેનો ફેડીએ. ૪
વિવેકથી વાવીએ તેને રે, સિંચો વિધિએ કરી,
વિધિવિના જાય સમૂળી રે, પછી ન બને ફરી,
વાણી ને પાણીમાં જોતા રે, ભેદ દીસે ઘણો,
જેથી ભક્તિ જામે જથારથ રે, કરવો સંગ તે તણો. ૫
ગામે ગામ દેશ વિદેશે રે, પંથ ગ્રંથ જૂજવા,
જેવા હોયઅવનિની ઉપર રે, ખારા ને મીઠા કૂવા;
ખારા જેવા ઢુંગી ધૂતારા રે, તેનો સંગ જે કરે,
વેર ઝેર વિરોધ વાધે રે, અવગુણ અદકા ભરે. ૬
કરે વેદશાસ્ત્રની નિંદા રે, નિંદે સાચા સંતને,
વઢવાના વાદ ભણાવે રે, કરે ખળ જંતને,
સમરા ને સરભંગી સરખાં રે, સંત થઈને ફરે,
જાદુ ઔષધ કીમિયા જૂઠા રે, ભોળાંને છેતરે. ૭
ધર્યું રૂપ રાવણે જોને રે, સારા સાધુ તણું,
કપટ કરી જાનકી હરિયા રે, દુઃખ દીધું ઘણું,
કપટ કાલનેમીએ કીધું રે, ઠગવા હનુમાનને,
મુનિ થઇ મારગે બેઠો રે, ધરી બગધ્યાનને ૮
મારુતિએ માર્યો છે તેને રે, ભેખથી ભૂલ્યા નહીં,
જેને હોય કિંમત સાચી રે, તે તો ન ભમે કહી,
કલિમાંહ્ય કપટી ઘણેરા રે, બહુ ઠામે ફરે. ૯
બીજાના દોષ કહે બહુ રે, પોતાને રૂડા કહે,
અજ્ઞાની જીવ અજાણ્યા રે, ભેદ કાંઈ ના લહે,
કપટીના સંગથી કપટી રે, ઠગ થકી ઠગ થાય છે,
સંગ જેવો રંગ ચઢે છે રે, જીવ ભમી જાય છે. ૧૦
લક્ષે શુભ લક્ષણ લેતા રે, સંત જ્યારે મળે,
ક્ષણુ એક સંગતિ કરતાં રે, તાપ તનના ટળે,
લક્ષ વિના લક્ષણ સઘળાં રે, સારા હોય સંતનાં,
વંઝા ગાય સેવે સરે નહિ રે, કારજ તે જંતનાં. ૧૧
ભક્તિ જ્ઞાન વૈરાગ્ય સાચો રે, અનુભવ જેહને,

ઉગ્રબુદ્ધિ પરઉપકારી રે, દેખે મિથ્યા દેહને,
કામ ક્રોધ લોભ ગર્વ છળ ર, મોહ મમતા તજે,
રાગ દ્વેષ રહિત નિરંતર રે, એક બ્રહ્મને ભજે. ૧૨
ધીરતા ધરણી સરીખી રે, ભલા ગુણની ભરી,
ચૈતનઘન નીર નિરંતર રે, રાખે રહિયે ધરી,
જોતાં ગુણ જળના જેવો રે, મેલ મનનો હરે,
તૃષા ને તાપ મટાડે રે, શીતળ સહુને કરે ૧૩
અગ્નિની પેરે આપે રે, બાળે કર્મ કાઠને,
સર્વાતીત શૂન્યમાં રહે છે રે, આવરણ તજી આઠને,
વળી ગુણ વાયુના જેવો રે, અસંગી એ સદા,
વહે ગુણ આપે શુભાશુભ રે, લેપાય નહિ કદા ૧૪
સ્વભાવે પ્રકાશ સરખા રે, સદા સ્થિતિવંત છે,
તપે નહિ તાપમાં પોતે રે, સહજરૂપ સંત છે,
ગંભીર ગુણ સાગર જેવા રે, મર્યાદા મૂકે નહિ,
ઈશ્વરની આજ્ઞાએ વરતે રે, ધર્મ ચૂકે નહિ. ૧૫
આનંદની લહેરી અહોનિશ રે, ઉઠે જેના ઉરમાં,
સર્વ કાળે રહે છે સરખા રે, ભાવા ભરપૂરમાં,
મેઘ જેના મહાજન કહીએ રે, વરે નહિ ગર્વને,
વરસતાં વહેરો ન રાખે રે, સરખું સિંચે સર્વને. ૧૬
દિનદિન વાધે કળાએ રે, શશિ શુક્લપક્ષનો,
અનુભવ સંતનો વાધે રે, એમ હરિલક્ષ્યનો;
સવિતા શોષે સકલ રસ રે, નિજ કિરણે કરી,
જલદમાહે જળ કરી તેનું રે, પોષે પાછો ફરી. ૧૭
સજન એમ સાર જગતનો રે, શોધ કરીને ગ્રહે,
ગ્રંથ કરી જ્ઞાન પ્રકાશે રે, લોક સુખને લહે,
એવા ગુણ સતના શોધી રે, સંગ વળતો કરે,
મળે તેને જ્ઞાન ઘણેરૂં રે, ભક્તિ શોભે સરે. ૧૮
એવા ગુણવાળા ઉત્તમ રે, સંત જેને મળે,
સરે સહુ કારજ તેનું રે, જીવ બ્રહ્મમાં ભળે,
એવું જાણી સંતને સેવો રે, સારા ગુણ જોઈને,
તેથી થાય તન મન નિર્મળ રે, નાખે દુખ ખોઇને ૧૯
પૂરણ પુણ્ય હોય પુરાતન રે, સત તેને મળે,

ભ્રાંતિ બહુ તેની ભાગે રે, ભક્તિ ત્યારે ફળે,
જુગોજુગ ખોળીને જોતા રે, સંત જેને મળ્યા,
છોટમ કહે તે સુખ પામ્યા રે, સંશય સઘળા ટળ્યા. ૨૦

માલિની છંદ

રવિશશી શતકોટી ઉગતાં તેજ કેવું,
નયનવિના નરને સર્વદા રાત્રિ જેવું,
પ્રગટ પડળ જેનાં વેગળાં વૈદ્ય કહાડે,
સુજન ગુરુ મળે તો દિવ્ય કર્તા દેખાડે. ૧

## વિશ્રામ ૮ મો

### મોતીદામ છંદ

સહુ જનને શુભ સાધન એહ, મહી મનુદેહ સુસંગતિ મેહ,
પશુ સમ પામર પાતકી હોય, સદા શુચિ થાય સુસંગથી સોય. ૧
કરે જપ કોટીક તીરથ ન્હાય, નહિ સતસંગવિના મળ જાય,
સજે સહુ સાધન જોગ અભ્યાસ, તજી ધન ધામ વસે વનવાસ. ૨
કસે જન કાય કરે કંઈ કલેશ, વધે નખ હાથ વળી શિર કલેશ,
સહે તન શીત વૃથા વળી વાત, ઘણો સહે ઘામ ગળે હીમ ગાત્ર. ૩
ભલો તન ઉજ્જ્વલ ભસ્મ સરાય, તરુતલ વાસ પડયાં ફળ ખાય,
જથા કરી ત્યાગ દમે બહુ દેહ, વિના સતસંગ વૃથા સહુ તેહ. ૪
સદા ભવસાગર નાવ સુસંગ, કળિમળ હારી ગયા જલગંગ,
ભલું ભવરોગનું ઔષધ એહ, દહે દુઃખ દોષ દીયે શુભ દેહ. ૫
અડે જઇ પારસ લોહ સુઅંગ, કરે સહુ કંચન તે રૂપ રંગ,
મલીન મળે જળ ગંગની માય, તતક્ષણ તેવું કરે વળી ત્યાંય. ૬
રવિ થકી તર્ત ટળે જ્યમ રાત્ય, કરે જ્યમ કીટ-મધુકર જાત્ય,
અનાદિથી જાણની સંગત એમ, જુઓ તરુ ચંદનના થકી જેમ ૭
ઉગે સહુ અન્ન તૃણાદિક આપ, જરા જળ જોગ તણે પરતાપ,
રસાયણી ઔષધિ એજ સુસંગ, કરે સહુ ધાતુનું કંચન અંગ ૮
ત્વચા વણ સ્પર્શ લહે નહિ કોય, જથા રૂપ નેણવિના નવ જોય,
વિના શ્રુતિ શબ્દ લહે નહિ સાર, વિના નાક ગંધ ન જાણે લગાર. ૯
વિના જીભ સ્વાદ જણાય ન કાંય, વિના સતસંગ અધ્રુજગમાય,
સંજીવની ઔષધિ એજ સુસંગ, કરે ભ્રમ કોટિતણો વળી ભંગ. ૧૦
વિરંચીને વ્યાસ સુસંગ સરાય, ઘણા ઈતિહાસ પુરાણમાં ગાય,

નિજન કોટિ કવે કહી એમ, સુસંગથી હોય પ્રભુપદપ્રેમ. ૧૧
કુસંગથી જ્ઞાન વધે ઘટ માંય, સુસંગથી સંશય ના રહે કાંય,
કુસંગથી સર્વ કૃતારથ થાય, સદા જન છોટમ તેહજ ચ્હાય ૧૨

રાગ પ્રેમવેલી

વળી કહું સતસંગ કેરો રે, મહિમા મોટો ઘણો,
જેણે સતસંગત કીધી રે, વધ્યો જશ તે તણો,
નીચ જન ઉંચ થયા છે રે, જુઓ સતસંગથી,
અપાવન થયા છે પાવન રે, મળ્યે જળ ગંગથી. ૧
કાગ હોય કોકિલા જેવો રે, હંસ બગનો કરે,
લોહાનો પારસ પરશે રે, કંચન હોય છે સરે,
મળે હરિ કરણાથી જેને રે, સત કરીને દયા,
દાસીસુત નારદ હતા રે, દેવઋષિ તે થયા ૨
જુઓ વળી વાલ્મીક જાતે રે, ભીલમાંહે ભળ્યા,
થયા મહામુનિઓથી મોટા રે, સપ્તઋષિ જે મળ્યા;
શબરી તો ભીલની જાતિ રે, અપાવન એ હતી,
મળ્યા મુનિ માતંગ જ્યારે રે, ઉત્તમ હવી તે અતી ૩
કૃપા કરી કાગભુશંડી રે, ગરુડજીને જે મળ્યા,
મહામોહ તેણે મટાડયો રે, સંશય સઘળા ટળ્યા,
મોટા મોટા મહાપદ પામ્યા રે, સંતપરતાપથી,
જનમ ને મરણ મટાડે રે, છૂટે ત્રય તાપથી. ૪
રહુગણરાયને જ્યારે રે, ભરતજી ભેટીઆ,
તેને તત્ત્વજ્ઞાન બતાવ્યું રે, સંશય સહુ મેટીઆ,
ધ્રુવજીને નારદ મળીઆ રે, ઉપદેશ આપીઓ,
દયાળે દર્શન દીધું રે, અનિચળ થાપીઓ. ૫
પ્રહ્લાદે નારદજીનું રે, જ્ઞાન જ્યારે સાંભળ્યું,
માન્યું મન હરિની સાથે રે, ભક્તિરસમાં ભળ્યું,
વ્યાસે જ્યારે વેદને વહેંચ્યા રે, દાઝ વળતી થઇ,
મળ્યા ગુરુ નારદ જ્યારે રે, શાંતિ પામ્યા સહી. ૬
શંકરસુત સ્વામી ષડાનન રે, દત્ત તેને મળ્યા,
અખંડ બ્રહ્મ એક બતાવ્યો રે, ભેદ સઘળા ટળ્યા,
મળ્યા નવ જોગી જનકને રે, જ્ઞાન આપ્યું ઘણું,
તેણે શુકદેવને દીધું રે, માન્યું મન તે તણું. ૭

દયા કરી દત્તે જ્યારે રે, વળી ફરસુરામને,
તેથી સહુ ક્રોધ ટળ્યો છે રે, પામ્યા નિજ ધામને;
વિશ્વામિત્રે વસિષ્ઠ સાથે રે, વાદ જ્યારે કર્યો,
સતસંગ મોટો સરવથી રે, વસિષ્ઠે ઉચ્ચર્યો. ૮
વિશ્વામિત્રે તપ કર્યું મોટું રે, એવું બીજું નથી,
વસિષ્ઠ કહે સતસંગ મોટો રે, જાણવો સર્વથી;
પછી એ બે જણ પ્રીત્યે રે, શેષ પાસે ગયા,
સમાચાર શેષને જઈને રે, વિશ્વામિત્રે કહ્યા. ૯
શેષ કહે ભાર છે મ્હારે રે, માથે સૃષ્ટિતણો,
રાખે જે અવનિને તોળી રે, તે તો મોટો ધણો;
વરસ સાઠ સહસ કેરું રે, તપ વિશ્વામિત્રનું,
મૂક્યું ફળ અવનીને માથે રે, અદ્ધર ના રહી ક્ષણું. ૧૦
પછી પળમાત્રનો સત્સંગ રે, વસિષ્ઠે મૂક્યો સહી,
ધરા હતી શેષને માથે રે, અદ્ધર એથી રહી;
જીત્યા વળતા વસિષ્ઠ તેથી રે, વિશ્વામિત્ર હારીઆ;
એવા સતસંગના મહિમા રે, ભૂએ વધારીઆ. ૧૧
જુગેજુગ ખોળીને જોતાં રે, સતસંગ છે સરે,
અભાગી હોય જે પ્રાણી રે, જાણી નવ આદરે;
મરે ખર સાકર ખાતાં રે, ઓખર જઈ ખાય છે,
ઘુવડને તો દિવસ ના ગમે રે, રાત્યે રાજી થાય છે. ૧૨
કુટીલ જીવ કાગ સરીખા રે, માયામળમાં રમે,
સુગંધીનો સ્વાદ ગમે નહિ રે, કરંક જઇને ભમે;
અધમ જીવ સત્સંગ છોડી રે, કુસંગતિ ન્હાય છે,
કમળનો સ્વાદ તજીને રે, મેડક મલકાય છે. ૧૩
કુસંગમાં રહે છે પ્રફુલ્લિત રે, સુસંગે સૂકાય છે,
પાવસજળ પામી જવાસો રે, જુઓ બળી જાય છે;
વળી શાઠ શીલા સરીખા રે, રહે જળમાં સદા,
અંતરથકી આગ ન બૂઝે રે, કલેશ ન ટળે કદા. ૧૪
સુણે જે નિંદા નિરંતર રે, સુણે ના હરિકથા,
કર્ણ તેના સુધરીના માળા રે, જેવા જાણો જથા;
નીરખે નહિ નૂર હરિનું રે, આંખ વળી જેહની,
મોરના પીછા સરખી રે, જાણો જન તેહની. ૧૫

હરિનું નામ નિરંતર રે, જીભે જે ના જપે,
વળી તે તો ખાસડાં કેરી રે, તેને તોલે ખપે;
સુકૃત હરિસેવા નિરંતર રે, જેના કર ના કરે,
લીમળાની શાખા સરીખા રે, નીરસ ફળ નીસરે. ૧૬
ચરણ હરિ અર્થે ન ચાલે રે, કારજ શુભ ના કરે,
તે તો જેવાં દવનાં દાઝ્યાં રે, કાઇ સરખાં ખરે;
પીડા પરમાર્થ સાધન રે, કરે નહિ જેહનો,
પાપરૂપ પ્રેત સરીખો રે, જાણવો તેહનો. ૧૭
મહિમા સતસંગતિ કેરો રે, અધમ જે ના લહે,
જેવો જડ ગંગાને કાંઠે રે, અશુચિ એ રહે;
હરખે હરિદાસને દેખી રે, શીશ જેનું નમે,
તે તો કટુ તુંબડી જેવું રે, જાણી લેજો તમે. ૧૮
રહે ચિત્ત હરિને ચરણે રે, સદા સતસંગમાં,
તીરથ તો અડસઠ રહે છે રે, એહના અંગમાં;
જેનું મન મોહ તજીને રે, હરિરૂપમાં મળે,
તેને ત્રય તાપ ન લાગે રે, પાપ સઘળાં બળે. ૧૯
વાવે જે કલ્પતરુને રે, મળવા કરતારને,
તે તો સતસંગતિરૂપી રે, સિંચે જળધારને;
નાસ્તિકરૂપ હરણ હરાયાં રે, જાળવતા જો જશે,
છોટમ કહે ભક્તિકલ્પતરુ રે, પ્રગટ જગમાં થશે. ૨૦

માલિની છંદ

ધીરજ ધનુષ ધારી જ્ઞાનનું બાણ મારે,
રિપુદળ દળી પોતે આપણો અર્થ સારે;
કુમતિ કુટીલ પ્રાણી નાસ્તિકો જે નઠારા,
અનૃત અશુભ વાણી ના સુણે સંત સારા. ૧

---

## વિશ્રામ ૯ મો

રાગ પ્રેમવેલી

ઉગે ભક્તિવૃક્ષ અનોપમ રે, સતસંગે કરી,
નાસ્તિકરૂપી હરણ હરાયાં રે, જોએ જાયે ચરી;
જૈન બોધ ચાર્વાક એના રે, નાસ્તિક નર જાણીએ,
શબ્દ જે તેના સઘળા રે, અંતરમાં ન આણીએ. ૧

નાસ્તિક કહે સૃષ્ટિ તો સઘળી રે, સ્વભાવે થાય છે,
નથી કોય કર્તા એનો રે, આપે એ રચાય છે;
પૃથ્વી અપ તેજ ને વાયુ રે, તત્ત્વ એ સદાય છે,
સહેજે સંજોગ મળેથી રે, જીવતું થાય છે. ૨
જીવરૂપ દીપક જેવું રે, સ્વરૂપ સહેજે બણે,
તે તો લય પામે છે પાછું રે, ક્ષણિક છે ક્ષણે ક્ષણે;
બણે છે પુદ્દગલ આપે રે, તત્ત્વના જોગથી,
નથી અવિનાશી આત્મા રે, વેરાય વિજોગથી. ૩
ઈશ્વરને કર્તા કહે છે રે, એ તો મિથ્યા સહુ,
સૃષ્ટિ તો થાય સ્વભાવે રે, બણે આપે બહુ;
નથી કોય સ્વર્ગે જાતું રે, નથી નરકે જતું,
મરે તે શૂન્યસરીખું રે, નથી પાછું થતું. ૪
દેહને આત્મા માને રે, જીવોને જાળવે,
વેદ થકી વાતો અવળી રે, નાસ્તિક સઘળા લવે;
નાસ્તિક કહે ન્હાયે ને ધોયે રે, જીવ ઝાઝા મરે,
પાણીમાં પગ ના બોળે રે, શૌચ નવ આચરે. ૫
હવન ને હોમ કર્યાથી રે, પાપ માને ઘણું,
ઈશ્વરનું નામ જપ્યાથી રે, પુણ્ય નથી તે તણું;
કરે અતિ કષ્ટથી લાંઘા રે, તેથી જન જો મરે,
માને તેને મુક્તિને પામ્યા રે, ફરી નહિ અવતરે. ૬
રામ ને કૃષ્ણ સરીખા રે, પરશુરામ જે થયા,
તેને મહાપાપી ગણે છે રે, કહે છે નરકે ગયા;
એવા ખળ જૈનને નાસ્તિક રે, શબ્દ તેના જે સુણે,
શ્રદ્ધા ને વિશ્વાસ ટાળે રે, ભક્તિતરુને હણે. ૭
શિષ્ય કહે નાસ્તિક સઘળા રે, કહો ક્યાંથી થયા,
આદ્યથકી ઉત્પત્તિ એની રે, કહો કરીને દયા;
ગુરુ કહે ઉત્પત્તિ એની રે, કહું તુજને સહી,
નાસ્તિક મત કેરું કારણ રે, રહેજે રદિયે ગ્રહી. ૮
કશ્યપસૂત દેવ ને દાનવ રે, પ્રથમ જુગમાં હતા,
સામાસામી રાજ્યને સારૂ રે, લઢી દુ:ખીઆ થતા;
વિમાન તો વિશ્વકર્માએ રે, આપ્યાં હતાં દેવને,
દાનવને જીતતા તેથી રે, ધરી અહંમેવને. ૯

દાનવ તો ભક્તિ કરતા રે, સદા શિવજીતણી,
શંકરની આગળ જઈને રે, અરજ કીધી ઘણી,
અમે તો ભક્ત તમારા રે, ઈચ્છીએ તન મ નથી,
કૃપા કરી અમને સ્વામી રે, ઉગારો વિઘ્નથી ૧૦
આપો જો વિમાન અમને રે, સહુ સુખ પામીએ,
દેવથકી હાર્યા ન જઈએ રે, સહુ દુઃખ વામીએ,
પછી શિવે પ્રસન્ન થઈને રે, વરદાન આપીઉ,
ત્રિપુરનીરચના બતાવી રે, વચન સ્થિર થાપીઉ ૧૧
હુતો મયદાનવ નામે રે, સુતાર અસુરનો,
તેને તો શિવે બતાવ્યો રે, પ્રકાર ત્રિપુરનો,
ત્રાંબા સોના રૂપાનાં કેરાં રે, ત્રિપુર બનાવીઆ,
વસ્યા સહુ દાનવ તેમાં રે, ભલાં મન ભાવીઆ ૧૨
શંકરવિના નાશ ન થાયે રે, નહિ કો તણો,
તેમાં વસી દેવને તેણે રે, માર દીધા ઘણો,
નાઠા દેવ તે થકી ત્રાસી રે, લાગ્યા ઘણું શોચના,
દાનવના નાશને સારૂ રે, ઉપાય શોધે નના. ૧૩
પછી કહ્યું દેવગુરુએ રે, દાનવ ભક્ત શિવના,
મરશે નહિ કોયના માર્યા રે, એક શિવ જીવના,
ચૂકે જ્યારે ભક્તિ ઈશ્વરની રે, તેવી શિવ કોપશે,
ત્રિપુરને હણશે પોતે રે, સુખ સહુને થશે ૧૪
પછી ગ્રંથ નાસ્તિક મતના રે, ગુરુએ બનાવીઆ,
જતિનો વેશ ધરીને રે, અસુર પાસે આવીઆ,
દેવ પણ સાધુ થઈને રે, ગુરુ સાથે ગયા,
દૈત્યોને ઉપદેશ દીધો રે, નાસ્તિક સઘળા થયા ૧૫
અનીશ્વરવાદ ભણાવ્યો રે, લાગ્યા સહુને ન દના,
હોમ ને યાગ તજાવ્યા રે, તજ્યા શિવ વંદના,
વેદ ને વિપ્રની નિંદા રે, કરવા લાગ્યા બહુ,
થયા ખૂબ ખોટા નાસ્તિક રે, દીતીપુત્રો સહુ ૧૬
વળતા દેવ શંકર પાસે રે, સહુ મળી આવીઆ,
પૂજા બહુ પ્રીતથી કીધી રે, શંકર રીઝાવીઆ,
વિનય બહુ દેવે કીધો રે, પછી શિવરાયને,
દાનવ દુઃખ દે છે અમને રે, કરો પ્રભુ સહાયને ૧૭

શંકર કહે ભક્તિ મારી રે, અસુર કરે ઘણી,
મુજવિના બીજા કોય રે, એને ન શકે હણી;
દેવ કહે ભક્તિ તમારી રે, અસુર કરતા નથી,
કરે છે વેદની નિંદા રે, નાસ્તિક થયા સર્વથી. ૧૮
નંદે છે ઈશ્વરભક્તિ રે, નંદે છે સુધર્મને,
કરે છે પાખંડ સઘળા રે, નંદી શુભ કર્મને;
એવું સુણી શંકર કોપ્યા રે, જોયું જઈને સહુ,
નાસ્તિક દેખી દાનવ સઘળા રે, ક્રોધ કીધો બહુ. ૧૯
ત્રિપુરનો નાશ કરીને રે, દાનવને મારીઆ,
થયા તે શર્ણે શિવને રે, તેને તે ઉગારીઆ;
થાપ્યો પછી વેદ ધરમને રે, દેવ સુખિયા થયા,
છોટમ કહે ગ્રંથ નાસ્તિકના રે, કંઇક જુગમાં રહ્યા. ૨૦

માલિની છંદ

વળી અસુર વધ્યા તે દેવને દુઃખ દેવા,
હરિએ બુદ્ધ થઈને કાઢીઆ પંથ તેવા;
શિવ મનુષ થયા છે શંકરાચાર્ય જ્યારે,
અવની ઉપર આવી ખંડીઆ બૌદ્ધ ત્યારે. ૧

## વિશ્રામ ૧૦ મો

રાગ પ્રેમવેલી

ભક્તિ જ્ઞાન વૈરાગ્ય સાથે રે, ત્રિધા ઉગે તરુ,
સદાચાર પત્રથી શોભે રે, અક્ષર જુગમાં ખરું;
શાખા શુભ ઈચ્છારૂપી રે, ચાલે ચારે મરા,
સજ્જન સહુ તેની છાયામાં રે, આવી બેસે ખરા. ૧
ત્રિવિધિ તાપ શમાવે રે, ફળે મનકામના,
તતક્ષણ તે અધિકારી રે, થશે નિજ ધામના;
પરમ જે પ્રેમ પ્રભુશું રે, એ તો પુષ્પ એહનાં,
અનુભવ સુગંધ સારો રે, મોક્ષફળ જેહનાં. ૨
રીઝે તેથી જક્તનો રાજા રે, આવે વશ ભક્તને,
અમિત સુખ આપે તેને રે, એવું નહિ જક્તને;
પીધો રસ પ્રેમનો જેણે રે, થયા સદ્ગુરૂ સરે,
ચઢી જેને પ્રેમખુમારી રે, પાછી નવ ઉતરે. ૩

તેને તો તરણાને તોલે રે, સુખ ત્રણે લોકનું,
મગન થઈ મહાસુખ માણે રે, શૂળ નહિ શોકનું,
અજભવ ઇંદ્રના સુખને રે, એ તો ઈચ્છે નહીં,
ભક્તિરસ જે જને ચાખ્યો રે, તે તો ન ભમે કહીં ૪
પીધો જેણે પ્રેમનો પ્યાલો રે, તે તો નિરભે થયા,
ત્રિલોકની તૃષ્ણા ભાગી રે, અચલ સુખમાં રહ્યા,
પ્રેમરસ પ્રહલાદે પીધો રે, સનકાદિક નારદે,
વળી ધ્રુવ અમરીષે પીધો રે, પીધો શુક શારદે ૫
શંકર ને શેષ સરિખા રે, જનક નન જોગીઆ,
વસિષ્ઠ ને વાલ્મીક આદે રે, ભક્તિરસભોગીઆ,
પારાશર પુંડરીક પાડવ રે, ભીષ્મ બલી ભૂપતિ,
રુકમાંગદ અંગદ સુગ્રીવ રે, વિભીષણ મારુતિ. ૬
શાંડીલ્ય મુનિ વ્યાસ સુતીક્ષણ રે, સૂપચ શબરી સહી,
ભુશુંડી ને ખગપતિ જેના રે, વાત જુગમાં રહી,
સુદામા અક્રૂર ઉદ્ધવે રે, ભજી વ્રજસુંદરી,
વળી ઋષિપત્નીની વિદુરે રે, વશ કીધા હરિ ૭
કબીર રોહિદાસ રામાનંદ રે, સેના સજના થયા,
નાભા પીપા નામદેવ આદે રે, ગંકા ને વંકા કહ્યા,
વામદેવ જેદેવ આદિ રે, અનંતાનંદજી,
ત્રિલોચન તુલસી જેવા રે, મોરારી સુરદાસજી. ૮
કાલુ કુબા કેવળ કરમાં રે, કરમેતી કુંવરી,
મહેતા મીરા માધવ સુત રે, ધને રીઝવ્યા હરિ,
બોડાણાની પ્રીત્યે પધાર્યા રે, રાય રણછોડજી,
તુલસીને પને તોળાયા રે, પૂરા મન કોડજી ૯
પ્રીતમ રઘુનાથ ને ગણુછોડ રે, દ્વારકાદાસજી,
યોભપુરી જનાથ દયારામ રે, ભજ્યા અવિનાશજી,
અનંતકોટિ ભક્ત ઉદ્ધાર્યા રે, ભક્તિતરુ આશરે,
ધન્ય તે જુગમાં પ્રાણી રે, ભક્તિ પ્રભુની કરે ૧૦
ભક્તિવિના પાતક કોટિ રે, ટળે નહિ જતના,
ભક્તિવિના જીવ ન પામે રે, શરણું ભગવતના,
ભક્તિવિના જીવને પીડે રે, પિતૃ ગ્રહ દેવતા,
ભક્તિવિના દાણુ ઉગારે રે, હાથે જમને જતા ૧૧

ભક્તિવિના કાળ ને માયા રે, પીડે બહુ જીવને,
ભક્તિવિના કોણ મિલાવે રે, સનાતન શિવને;
ભક્તિવિના શોક નિરંતર રે, પામે સંસારમાં,
ભક્તિવિના આવે નિરંતર રે, કાળના મારમાં. ૧૨
ભક્તિવિના ઠામ નથી કહીં રે, ઠરવાનો જંતને,
ભક્તિવિના ધારે ધરાપર રે, જન્મ અનંતને;
અરે જીવ આળસ મૂકી રે, ભક્તિ ભલી આચરો,
હરિનામ નાવમાં બેસી રે, સુખે ભવને તરો. ૧૩
ભક્તિરૂપ કલ્પતરુની રે, કથા તુજને કહી,
મન કર્મ વચને કરીને રે, રાખે રદિયે ગ્રહી;
સારનું સારજ એ છે રે, સિદ્ધાંત શ્રુતિ તણું,
સંક્ષેપે તુજને કહું છું રે, સમજી લેજે ઘણું. ૧૪
ગુરુનાં વચન સુણીને રે, શિષ્ય ચરણે નમ્યો,
કૃપા કરી મુજને સ્વામી રે, સંશે સઘળો શમ્યો;
ધન્ય ધન્ય ભાગ્ય અમારાં રે, પ્રભુ મુજને મળ્યા,
સુધાસમ વાણી સુણીને રે, ક્લેશ તનના ટળ્યા. ૧૫
પ્રીતે રસ પ્રેમ કથાને રે, જે કો જન સાંભળે,
કલ્પતરુ રદિયે જામે રે, મનોરથ સહુ ફળે;
ગયાદિક તીરથ કેરૂં રે, પામે ફળ પ્રીતથી,
વસે જન વૈકુંઠ જઈને રે, અતિ રૂડી રીતથી. ૧૬
સુણે નરનારી સ્નેહે રે, તાપ તનના ટળે,
પૂરવનાં પાપ પ્રજાળે રે, જીવ બ્રહ્મમાં ભળે;
જથારથ અર્થ લહીને રે, ઉત્તમ ભક્તિ આદરે,
સંસારનો ક્લેશ ન વ્યાપે રે, સુખે ભવ તે તરે. ૧૭
વરસ વિક્રમાજિત કેરાં રે, સકળ સુખરાશ છે,
ઓગણીસે ને બાવીશ માંહે રે, માગશર માસ છે;
પક્ષ તો કૃષ્ણની કહીએ રે, તિથિ એકાદશી,
કરી બુધવારે પૂરણ રે, કથા રદિયે વસી. ૧૮
ગુણવંતા ગામ મલાજત રે, સોજીતરા પાસ છે,
સાડોદરા નાગર કેરો રે, તેમાં નિવાસ છે;
લેઉવા સહુ લોક હરિજન રે, પટેલ પુણ્યવાન છે,
કૃપા જેને હોય હરિની રે, તેમાં ગુરુનું જ્ઞાન છે. ૧૯

સહસ્રમુખ શેષ વખાણે રે, નિગમ નેતિ કહે,
મંદમતિ છોટમ તેનો રે, મહિમા તે શું લહે;
અખિલ જગકર્તા ઈશ્વર રે, અંતરમાંહે રહ્યો,
છોટમને રુદિયે રહીને રે, ભક્તિમહિમા કહ્યો. ૨૦

માલિની છંદ

હરિભજનવિના તો જાય છે જન્મ વીતી,
સુજન મન વિચારી આદરે ભક્તિ નીતિ;
અધમ જન અભાગી મોહ માને મચે છે,
પ્રભુ–ભજન તજીને પાપ માંહે પચે છે. ૧

## વિશ્રામ ૧૧ મો

છંદ–ભુજંગપ્રયાત

સજી લે ધરી દેહને કામ સારૂ, હરિને વિસારી રખે જન્મ હારૂ;
ભજી લે પરિબ્રહ્મને ભક્તિભાવે, ગયો દાવ તેવો ફરીને ન આવે. ૧
ખરે જાણજે ખેલ છે સર્વ ખોટો, ભજો બ્રહ્મને માનવી તેજ મોટો;
કરે મ્હારૂં મ્હારૂં વૃથા મોહ માની, થશે જર્જરી દેહ જાશે જુવાની. ૨
અરે ઓચિંતો આવશે કાળ જ્યારે, થશે તે સમે કોણ એ સ્હાય ત્હારે;
વળી વેદના ગર્ભની જો વિચારી, કરે કોણ તેવે સમે સ્હાય તારી. ૩
કરી પાપ એવાં સહે કષ્ટ કોટી, સહે જમતણી શાસના મૂઢ મોટી;
હરિને વિસારી ગયો જન્મ હારી, થશે પ્રાણીઆ શી ગતિ અંતે તારી. ૪
પ્રભુને વિયોગે ઘણાં દુઃખ પામે, ધરે દેહ કંઈ ઉંચ ને નીચ ઠામે;
વિનાભક્તિ સંસારથી કોણ તારે, પડે જો વિપત્તિ ચઢે કોણ વ્હારે. ૫
ઘણા કાળથી થઇ ગયુ મન ઘેલું, વિના પ્રેમ ભક્તિ મટે કેમ મેલું;
કરે કર્મ કર્તારનું નામ ભૂલી, ન પામે નફો મૂળથી જાય ડૂલી. ૬
હરિનામ લેતાં સહુ કામ સાધે, પ્રભુને પ્રતાપે ઘણો લાભ લાધે;
સહુ સારનું સાર છે એજ સાચું, વિના પ્રેમ ભક્તિ સરવ કામ કાચું. ૭
મના માનજે શિખ એ સર્વ સાચી, પ્રભુ પાસ લે પ્રેમથી ભક્તિ જાચી;
ધરી દેહ ભક્તિ કરે તેજ ડાહ્યો, કરી પ્રેમને છોટમે છંદ ગાયો. ૮

છપ્પય છંદ

માણસ તેનું નામ કામ જે કરશે સારાં,
રાખે શુદ્ધ શરીર તજી આચરણ નકારાં;
સમજે શૌચાચાર સાર જાણે સહુ શોધી,

વિધિનો કરે વિચાર બુદ્ધિ પોતાની બોધી;
પણ કરતાં માણસ તણો દુર્ગંધીમય દેહ છે,
છોટમ શૌચ ક્રિયા કહી નિમ ઈશ્વરનો એહ છે. ૧
શરીર વસ્ત્ર ઘર પાત્ર માત્ર સહુ મંજન કરવાં,
કાઢી સઘળો મેલ પછી પોતે વાપરવાં;
હોય મેલ જે માંય અશુચિ જાણો એને,
જેથી ઉપજે રોગ તરત વળી ધોવાં તેને;
તે માટે સ્મૃતિઓવિષે શૌચવિધિ નરને કહી,
છોટમ શૌચક્રિયા વડે સરવે સુખ પામે સહી. ૨

ભક્તિકલ્પતરુ સમાપ્ત



# ૫-અક્ષરબાવની

રાગ ધોળ

મૂળ વિચારો માનવી, અક્ષર પહેલો ૐકાર;
તત્ત્વમસિ પદ તેહ છે, તેનો ના હોય ઉચ્ચાર. મૂળ૦ ૧
અ સ્વર એ થકી ઉપજ્યો, રજસ ગુણનું એ રૂપ;
ક્રિયાશક્તિ છે તેહની, એનો ભેદ અનૂપ. મૂળ૦ ૨
આ સ્વર તે તો આકાશ છે, અગ્નિ અવની ને આપ;
પવન તત્ત્વ છે પાંચમું, સઘળે શૂન્યમાં આપ. મૂળ૦ ૩
ઇંદ્રી એકાદશ એહમાં, તેનું સરજ્યું છે ઇંડ;
ચારે ખાણ ચાલી કરી, સરજ્યા પ્રાણીના પિંડ. મૂળ૦ ૪
ઈશ્વર કહીએ એહને, જે જે ઈચ્છે તે હોય;
નાગાદિક નરદેવમાં, એના સરખું નહિ કોય. મૂળ૦ ૫
ઉપમા જે જે આ જગતમાં, લાગે નહિ ત્યાં લગાર;
પાત્ર જેવો પ્રજાપતિ, કહેતા લઘુતા અપાર. મૂળ૦ ૬
ઊ સ્વર અંગે ૐકારનું, તૈજસ સુપનાનું જ્ઞાન;
આવરણ શક્તિ અજ્ઞાનની, ભૂલે દેહનું ભાન. મૂળ૦ ૭
રુદ્ર રહે રુદીઆ વિષે, તેમાં તામસ અહંકાર;
પ્રાજ્ઞ કહીએ સુષુપતિ, સુપના કેરો સંહાર. મૂળ૦ ૮
રૂપ રમીને પાછા સમે, તુરીયા માં તદ્રૂપ;
જાગ્રત માંહે જણાય છે, એવો ભેદ અનૂપ. મૂળ૦ ૯
લૃ સ્વર લહીએ રે લક્ષમાં, વાજે અનહદ તૂર;
ઓઘ વળે રે આનંદના, વર્ષે નિર્મળ નૂર. મૂળ૦ ૧૦
લહરિ ઉઠે ચૈતન તણી, ગાજે ઘટ ઘટ માંય;
સન્મુખ સિંધુ સભર ભર્યો, તે લય પામે છે ત્યાંય. મૂળ૦ ૧૧
એ અવિનાશી એ આતમા, એ છે સૌનો આધાર;
પૂરા ગુરુ થકી પામીએ, બીજા થાપે સંસાર. મૂળ૦ ૧૨
ઐશ્વર્યતા સહુ એહની, દૈવત દેવની માંય;
બાકી જડવત્ સહુ જાણવું, કોઇથી ન બને કાંય. મૂળ૦ ૧૩
ઓ પુરુષોત્તમ ઓ પ્રભુ, ઓ સૃષ્ટિના કરનાર;
ઓ દીનબંધુ દયાનિધિ, આપો ભક્તિ ઉદાર. મૂળ૦ ૧૪

ઔષધ બીજું એકે નથી, જેથી ભવરોગ જાય;
મોહ મદાદિક ટાળવા, ભક્તિ ફેરોજ ખાય. મૂળ૦ ૧૫
અંતરજામીને ઓળખી, રહીએ તેમાં લયલીન;
ઓહં સોહં એકતા રહે, જેવું જળમાંરે મીન. મૂળ૦ ૧૬
આમ વિચારી આગળ ગયા, મોટા જીવનમુક્ત;
સોળે સ્વરથી બોલાય છે, જોજો અક્ષરની જુક્ત. મૂળ૦ ૧૭
કર્મવિધિ કહી વેદમાં, જપ ને જાગાદિક કોય;
આદિપ્રણવ ઉચ્ચારતાં, સિદ્ધિ પામે છે સોય. મૂળ૦ ૧૮
ખટે દર્શનમાં ખોળતાં, પહેલો પ્રણવ પ્રમાણ;
બીજા પંથોના ગ્રંથમાં, સમજે કોય સુજાણ. મૂળ૦ ૧૯
ગુણ સહુ એના ગવાય છે,એ ગિરિધર ને ગોવિંદ;
ગોપીજનનો એ નાથ છે, ગોપી વેદના છંદ. મૂળ૦ ૨૦
ઘટ ઘટમાં એ ગાજી રહ્યો, ઘન થઈ વર્ષે ગંભીર;
સૂર્યરૂપે શોષણ કરે, શશી થઈ નીપજાવે નીર. મૂળ૦ ૨૧
નભમાં રંગ દીસે નવા, વાયુ વાદળ ને વીજ;
એ સૌ શક્તિ ૐકારની, સરજે સૃષ્ટિનાં બીજ. મૂળ૦ ૨૨
ચૌદે લોકમાં ચેતના, જાણી લેજો સહુ જંન;
મૂળે રહીને પોષણ કરે, સ્થાવર જંગમ તંન. મૂળ૦ ૨૩
છાનો સઘળે છપી રહ્યો, તેને જાણે નહિ જીવ;
જોગી જોગ તેનો કરે, જ્ઞાની સમજે છે શિવ. મૂળ૦ ૨૪
જાગૃતમાંહે જાગૃત સદા, સાક્ષી સ્વપ્નાની માંય;
નિયંતા એ નિદ્રા તણો, તુરીયાતીત છે ત્યાંય. મૂળ૦ ૨૫
ઝીણી દૃષ્ટિએ જે જુએ, સમજે સાચો સિદ્ધાંત;
જાડી બુદ્ધિના જીવની, ભજતાં ના ટળે ભ્રાંત. મૂળ૦ ૨૬
નિશ્ચે નરને એ દોહલો, વાણી પાર વિચાર;
તોપ અવાજે રીઝી રહ્યા, પણ ના જોયો કરનાર. મૂળ૦ ૨૭
ટેક ન ગ્રહે ટીલાં કરે, પણ નહિ ટાળે વિકાર;
હું તે શું ને હરિ શું હશે, તેનો ન લહે વિચાર. મૂળ૦ ૨૮
ઠાઠ બનાવે ઠાકોરનો, સારૂં શોભાવે ધામ;
પ્રાણપ્રતિષ્ઠા જેથી કરી, તે નવ સમજે નિજ નામ. મૂળ૦ ૨૯
ડાહ્યા સરખા બની ઘણા, કરતા નિજ ગુણગાન;
રસનો સાગર કહીએ રહ્યો, ચાટચાટે ત્રણ જ્ઞાન. મૂળ૦ ૩૦

હુંગી હુંગ કરે ઘણા, શીખી સાંભળી ગ્રંથ;
અનુભવથી હોય આપનો, ચાલે પ્રપંચે પંથ. મૂળ૦ ૩૧
રણીઓ જન્મ અનેકનો, દેવા ધારે છે દેહ;
તન મન પ્રભુને સોંપ્યા વિના, પૂરું ના પડે તેહ. મૂળ૦ ૩૨
તે માટે સર્વે તત્ત્વનો, કરી જોવો પ્રયાસ;
જેથી ઉત્પત્તિ જેહની, તેનો તેમાં સમાસ. મૂળ૦ ૩૩
થાતું દીસે જેના થકી, તે સહુ તેનું કહેવાય;
કર્તા હું કહે જીવડો, તેથી કર્મ બંધાય. મૂળ૦ ૩૪
દાવો જે કરે દેહનો, તેનો પડધો છે જીવ;
બોલે બાવન બાહારલો, તે તો સાચો સદૈવ. મૂળ૦ ૩૫
ધારી જોતાં એ ધ્યાનમાં, જૂદા કરતા જણાય;
દ્વાદશ અંગુળ પારથી, પોપે ત્રિભોવનરાય. મૂળ૦ ૩૬
ન્યારો નામને રૂપથી, નયણાં આગે છે નાથ;
નાસા અગ્રે નિહાળીએ, સ્નેહે રમીએ તે સાથ. મૂળ૦ ૩૭
પરા પાર્થ પિયુ રમે, સુરત રાધાની સંગ;
જુમના તીરે જોજો જઈ, રૂડો દેખાશે રંગ. મૂળ૦ ૩૮
ફૂલ્યા વન બહુ ફૂલડે, વિધવિધ રંગ સુવાસ;
બહુ અંશે પણ બીજો નહિ, જૂદાં જુવતીનાં અંગ.
ભોગી બ્રહ્મ દીસે ભજ્યો, અળગો આપે અસંગ. મૂળ૦ ૩૯
ભારે ભેદ ભગવંતનો, અનુભવી જાણે છે એમ;
બીજા સમજે છે બાહારલુ, પરખ્યા વિના શો પ્રેમ. મૂળ૦ ૪૦
મંગળ રૂપ મુકુંદનું, મેળવો તે સાથે મંન;
મન લય પામે તો મોક્ષ છે, તેને ના હોય તંન. મૂળ૦ ૪૧
જગત પુરુષને જોઈ લ્યો, જ્યોતિરૂપે છે જેહ;
મનની વૃત્તિ ત્યાં હોમીએ, નિર્મળ થાય છે તેહ. મૂળ૦ ૪૨
રરંકારની ધૂન્યમાં, રાખો નિશદિન ધ્યાન;
આનંદ ઉપજે અતિઘણો, ઘટમાં પ્રગટે છે જ્ઞાન. મૂળ૦ ૪૩
લાગે લક્ષ નિશાનમાં, વૃત્તિ તેમાં વેધાય;
દ્વૈત રહે નહિ ધ્યાનથી, બિંદુ સિંધુ સમાય. મૂળ૦ ૪૪
વળીવળી મનને ત્યાં વાળીએ, જાણી જોગની જુક્ત;
હંસ મળે જઇ હંસમાં, કહાવે જીવનમુક્ત. મૂળ૦ ૪૫
સમજે તેને સમું પડે, અણસમજુને અંધેર;

ભમતું દીસે બ્રહ્માંડ આ, જેને ચઢીઆ હોય ફેર. મૂળ૦ ૪૬
ખારો ખોટ ખરેખરા, ફળના રસમાં ફસાય;
બીજ તજી જીવ બાપડા, લેવા લોકોનું જોય. મૂળ૦ ૪૭
સાર સરવમાં એક છે, સાચુ પરમ સિદ્ધાંત;
સોહં હંસ વિચારમાં, ભાગી સઘળી રે ભ્રાંત. મૂળ૦ ૪૮
હુંકારો દે છે હેતથી, તેનો પ્રીછજો પાર;
આખો દિવસ ઉચ્ચારતાં, આવે અક્ષરની લહાર. મૂળ૦ ૪૯
લહરિ બ્રહ્મસમુદ્રની, તેનું પ્રાક્રમ પ્રૌઢ;
અગણિત ઇંડ ઉત્પન્ન કરે, મહિમા ના લહે મૂઢ. મૂળ૦ ૫૦
ક્ષણમાં ખલક ઉભી કરે, એવી શક્તિ અપાર;
છોટમ તેને શરણે જતાં, પામે ભવનો રે પાર. મૂળ૦ ૫૧
ગાય શીખે ને સાંભળે, સમજે તેને સુખ થાય;
પરમ ગુરુની કૃપા થકી, પ્રેમે છોટમ ગાય. મૂળ૦ ૫૨

ઇતિ શ્રીછોટમકૃત અક્ષરબાવની સંપૂર્ણ.



# ૬-સાંખ્યસાર

છપ્પા

ગુરુજી જ્ઞાનાનંદ, શિષ્ય છે સુમતિ નામે,
વંદન કરી બહુ વાર, પ્રશ્ન પૂછે તે ઠામે;
દુ:ખરૂપ સંસાર, તાપ છે ત્રિવિધિ જેમાં,
જન્મ મરણ ભયરોગ, શોક સંતાપો એમાં;
ગુરુ એવાં કષ્ટ અનેકથી, કહો મોક્ષ કેમ પામીએ,
બહુ કૃપા કરો સ્વામી હવે, જેથી ભવભય વામીએ. ૧
વળતા કહે ગુરુ વેણ, મોક્ષનો સાંભળ હેતુ,
આત્માનાત્મ વિવેક, જ્ઞાન ભવસાગર સેતુ;
આત્મા શુદ્ધ અપાર, સદા તે સુખનો દરિયો,
જાણ્ય અનાત્મા દેહ, મહામળમૂત્રે ભરિયો;
એ આત્મા નિજ અવિવેકથી, આપ ગણે છે દેહને,
એ જડ સાથે જડાઇ ગયો, છે બંધન મોટું એહને. ૨
તદાધ્યાસ તનુ સાથ્ય, થયો આત્માને જ્યારે,
દેહ તણા ગુણદોષ, વસ્યા પોતામાં ત્યારે;
જેમ ભાંડની માંહે, વાસના હોયે જેવી,
ભરતાં વસ્તુ અન્ય, થાય છે તેમાં તેવી;
વળી સ્ફટિક રંગમાં મૂકતાં, રંગ સમો દેખાય છે,
એ એમ દેહના સંગથી, આત્મા જીવ થઈ જાય છે. ૩
તનુને માને આપ, અવિદ્યા કહીએ એને,
મારૂં માને સર્વ, અસ્મિતા જાણો તેને;
ગમતા ઉપર રાગ, દ્વેષ અણગમતા સાથે,
મરણસમે ગભરાય, ત્રાસ જમડાની માથે;
શિષ્ય એ પંચક્લેશથી, જીવનામ કહેવાય છે,
જે ક્લેશ રહિત હોય આત્મા, તે શિવરૂપે થાય છે. ૪
આત્મા તનુથી ભિન્ન, જુએ જો તત્ત્વવિચારે,
પંચ ક્લેશથી મુક્ત, થાય છે તેણી વારે;
અભ્રપલટથી અર્ક, ઘણો તે આઘો રહે છે,
નેત્રે આવૃત થાય, સૂર્ય અવરાયો કહે છે;

શિષ્ય એમ બુદ્ધિના દોષથી, બંધાયો આત્મા કહે,
તે સાંખ્યજ્ઞાન ઉપજ્યા થકી, જીવ મુક્ત થઇને રહે. ૫
ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ, જ્ઞાનચક્ષુથી લહીએ,
ક્ષેત્ર પ્રકૃતિ મૂળ, પુરુષ ક્ષેત્રજ્ઞજ કહીએ;
બુદ્ધિ ભૂમિકા માંહી, કર્મનાં બીજક રહે છે,
થઇને દેહાકાર, પછી સુખ-દુઃખ ફળ દે છે,
તે બ્રહ્મજ્ઞાન અગ્નિવડે, બીજ સકળ બળી જાય છે,
પછી સ્વયંરૂપ છોટમ રહે, ત્યારે સુખીઓ થાય છે. ૬
ઘટનો દ્રષ્ટા ભિન્ન, રહ્યો છે ઘટથી જેવો,
તનુનો દ્રષ્ટા ભિન્ન, એમ છે તનુથી તેવો;
હું માને છે દેહ, એહ છે બંધન એને,
હું ચેતન લહેવાય, થાય છે મુક્તિ તેને,
જે ત્રણે ગુણનું માળિયું, એ તનુમાં બંધન થયું,
જન છોટમ ગુણ ત્રણે જતે, આત્માનું બંધન ગયું. ૭
સત્વગુણે સુખરૂપ, થઈ તે બંધન પામે,
રજોગુણો બહુ ક્લેશ, એજ બંધનને ઠામે;
તમોગુણ મોહ પ્રમાદ, જીવને બંધન જાણો,
તજે ત્રિગુણ સ્વભાવ, મુક્ત તેને પરમાણો,
જે લક્ષણ ગુણ વર્જિતતણાં, ગીતામાંહે તે કહ્યાં,
શુભ સાંખ્યજ્ઞાન જેને થયું, કહે છોટમ તે જનમાં રહ્યાં. ૮
પુરુષ પ્રકૃતિ કાળ, બ્રહ્મથી ઉપજ્યા જાણો,
અહં શબ્દ કરનાર, પુરુષ તેને પરમાણો,
સત્વાદિક ગુણ ત્રણ, પ્રકૃતિનાં તે કહીએ,
માયા અજા પ્રધાન, અવિદ્યા વિદ્યા લહીએ;
વળી અવ્યાકૃત તમને પણ, એવાં એનાં નામ છે,
કહે છોટમ ત્રિગુણો એહના, રક્ત શ્વેત ને શ્યામ છે. ૯
ચેતન પુરુષ પ્રમાણ, પ્રકૃતિ તે જડ લહીએ,
ઉભયતણો સંયોગ, સૃષ્ટિનું કારણ કહીએ,
પ્રથમ થયું મહત્તત્ત્વ, મહામહિમા છે એમાં,
વિશ્વ સકળનું બીજ, રહ્યું છે સઘળું તેમાં,
વળી બુદ્ધિ પ્રજ્ઞા ને ધૃતિ, સ્મૃતિ મેધાદિ જાણીએ,
બ્રહ્મા વિષ્ણુ શિવ સહુ, કહે છોટમ એજ પ્રમાણીએ. ૧૦

અણિમામહિમા જેહ, વળી લઘિમાદિક જાણો,
સિદ્ધિ સઘળી જેહ, એજ મહતત્ત્વ પ્રમાણો;
અવ્યય જ્યોતિરૂપ, સકળમાં વ્યાપક રહે છે,
મહાન આત્મા નામ, સ્વયંભૂ જેને કહે છે;
બહુ પાણિ પાદ ચક્ષુ કરણ, સઘળે મુખ તેનાં રહે,
એજ રૂપ મહત્તત્ત્વનું, આદિપુરુષ જેને કહે. ૧૧
મહત્ થકી અહંકાર, ત્રિધા શાખાઓ તેની,
તામસ રાજસ સત્વ, વિસ્તરી સૃષ્ટિ એની;
શબ્દાદિક છે પંચ, પંચમહાભૂતો કહીએ,
દશ ઇંદ્રિયનો સર્ગ, તેજ રાજસથી લહીએ;
વળી મન આદિક દશ દેવતા, સત્વગુણ થકી જાણીએ,
એ ચોવીસે તત્ત્વથી, સૃષ્ટિ સર્વ પ્રમાણીએ. ૧૨
શબ્દ સ્પર્શ ને રૂપ, વળી રસ ગંધજ લહીએ,
ઇંદ્રિ એકાદશ યુક્ત, કળાએ ષોડષ લહીએ;
અહંસ્વરૂપે પુરુષ, પ્રવેશ તે માંહે કીધો,
સ્થૂલદેહ વૈરાટ, પછી તેણે રચી દીધો;
છે હરિહર અજ એ પુરુષના, અંશ ત્રણ જૂદા થયા,
જગ ઉત્પત્તિ પાલન પ્રલય, ત્રૈણ કામ કરતા કહ્યા. ૧૩
સોળ તત્ત્વનો લિંગ દેહ, પુરુષનો જાણો,
અવયવવાનને સૂક્ષ્મ, ઇંદ્રિ ખટ યુક્ત પ્રમાણો;
મિશ્ર થઇ ચૈતન, સ્વયંભૂ તેને કહે છે,
પ્રાણી માત્રનો દેહ, પછી તે સર્વ રચે છે;
શુભ શયન કર્યું છે જળ વિષે, નારાયણ શુભ નામ છે,
કહે છોટમ આ સહુ જીવનો, એ વિભુમાં વિશ્રામ છે. ૧૪
સૂક્ષ્મ થકી સ્થૂલ દેહ, થયો તે સુણજો હાવે,
દશગુણિત મહત્તત્ત્વ, મધ્ય અહંકાર કહાવે;
અહંકાર દશગુણા, મધ્ય આકાશ થયું છે,
નભ દશગુણાની માંય, વાયુનું રૂપ રહ્યું છે,
એ વાયુ દશગુણા મધ્યમાં, તેજ પછી પેદા થયું,
કહે છોટમ દશ ગુણ તેજમાં, જળ સઘળું ઉપજી ગયું. ૧૫
જળ દશ ગુણામાંહિ, પૃથ્વી ઉપજેલી જાણો,
એ સહુ અંડસ્વરૂપ, સ્વયંભૂ સ્થૂળ પ્રમાણો;

બીજરૂપ બ્રહ્માંડ, ચતુર્દશ લોક થયા છે,
તેની ઈચ્છા થકી, પ્રથમ તો દેવ કહ્યા છે;
તે પુરુષ તણી નાભી થકી, પહેલા ચતુરાનન થયા,
કહે છોટમ સહુ દેહના, પ્રથમ પિતામહ તે કહ્યા. ૧૬
લીલાવિગ્રહ પ્રથમ, સ્વયંભૂ પોતે કહીએ,
તેની નાભી થકી,ચતુર્મુખ ઉપજ્યા લહીએ;
સ્થાવર જંગમ માત્ર, સૃષ્ટિ સહુ ઉપજે તેથી,
કલ્પ એક પર્યંત, રહે સહુ વધતી એથી;
વળી અંતે એ સૃષ્ટિ સહુ, એક એકમાં લય થાય છે,
તે નારાયણના દેહમાં, સર્વે જઈ સમાય છે. ૧૭
બીજરૂપ અવ્યક્ત, લગી તે સ્કંધ કહાવે,
વિટપ મહા અહંકાર, ઇંદ્રિયો અંકુર આવે;
શાખા પંચે ભૂત, વળી ઉપશાખા જેને,
સદા પત્ર ને પુષ્પ, અપરિમિત ઉપજે એને;
વળી ફળ તેનાં શુભઅશુભ છે,એ વૃક્ષ સનાતન જે લહે,
તે છેદે જ્ઞાનકુઠારથી, કહે છોટમ તે અક્ષય રહે. ૧૮
મૂળ પ્રકૃતિ નામ, ત્રિગુણની સમતા જેમાં,
બુદ્ધિરૂપ મહત્તત્ત્વ, થયો છે અંકુર એમાં;
શાખાવત્ અહંકાર, ત્રિધા સઘળે વિસ્તારી,
માત્રા પંચે ભૂત, થઈ તામસથી સારી;
દશે ઇંદ્રિનો સર્ગ, થયો રાજસથી જાણો,
મન આદિક દશ દેવ, સર્વ સાત્વિક પરમાણો;
શિષ્ય એ ચોવીસે તત્ત્વનું, વિશ્વસહિત વૈરાટ છે,
બહુ લખચોરાશી જીવના, એજ તત્ત્વના ઘાટ છે. ૧૯
ચોવીસ તત્ત્વ પ્રધાન,પુરુષ પચીસમો કહીએ,
નિર્મળ નિશ્ચલ શુદ્ધ,સદા તે અળગો લહીએ;
સાક્ષીરૂપ કૂટસ્થ, પ્રકૃતિ કેરો સ્વામી,
ચેતન થાય સમસ્ત, એહની સત્તા પામી;
તે અહં શબ્દ પોતે કરે, કર્તા તેથી જાણીએ,
છે ભર્તા ભોક્તા સર્વનો, કહે છોટમ પુરુષ પ્રમાણીએ. ૨૦
હૃદય સરોવર માંહી, બુદ્ધિ તો પંકજ કહે છે,
ભોક્તા તેનો હંસ, સદા આનંદ ચરે છે;

બાહર જાય હકાર, સકારે ભીંતર આવે,
હંસ હંસ જપ થાય, પુરુષ તો તેજ કહાવે;
તે નિરાલંબ નિર્લેપ છે, ગુણાતીત સાક્ષી સદા,
કહે છોટમ એ આત્મા લહે, જાય જીવની આપદા. ૨૧
અહં શબ્દ સાક્ષાત, જાણવો સ્વામીવાચક,
મન સંજોગે અહં, જીવ થઇ બેઠો જાચક,
આપોઆપે અહં, ચિદાકારે છે ભરિયો,
સર્વાતીત સ્વયં, એકરસ ચેતનદરિયો;
તે દેહસંજોગે આત્મા, પર તે પરમાત્મા રહ્યા,
કહે છોટમ જળને ચંદ્રમા, એ દૃષ્ટાંતે એકજ લહ્યા. ૨૨
અહંતણું પ્રતિબિંબ, બુદ્ધિ દર્પણમાં આવે,
તે થઈ વાણી રૂપ, શબ્દ બહુધા બોલાવે;
પ્રાણવાયુ છે જેહ, ભેદ છે બુદ્ધિ કેરો,
તેમાં શબ્દ અહં, જાણીએ થાતો ન્યારો;
જે અહં આપ પરમાત્મા, તે સર્વ કેરી પાર છે,
કહે છોટમ ચિદ્ આકાશ એ, વ્યાપક જગદાધાર છે. ૨૩

ધોળ

સખી મહાપદ કેરી વાત, જે કોઈ જાણે રે;
જેને પૂરણ બ્રહ્મ કૃપાળ, સોય પીછાણે રે. ૧
સખી નાભીકમળ ઘર માંહ્ય, સોહં ઉઠે રે,
ત્યાં જાપ જપે છે હંસ, તાર ન તૂટે રે. ૨
સખી પાંચ પચીસને ઘુંટ, જીવત મરવું રે;
સખી સહેજ સુરતની સંગ, ગઢપર ચઢવું રે. ૩
સખી બંકનાળ મુકામ, કહીએ સારો રે;
ત્યાં સુરત નુરત બે મળી, કર્યો નિરધારો રે. ૪
સખી ત્રિવેણી ઘર માંહ્ય, અખંડ જ્યોતિ રે;
ત્યાં જગમગ જગમગ થાય, વરસે મોતી રે. ૫

ઇતિ શ્રીસાંખ્યસાર સમાપ્ત.

# ૭-પ્રકીર્ણ ભજન

સાખી—ગોડી ગુરુને શોધવા, દોડી દશે દેશ;
કોડી લીધી હાથમાં, જોઈ પારસનો વેશ. ૧

રાગ ગોડી

કર સતસંગતિ સાચી, જીવડા તુ કર સતસંગતિ સાચી;
જેને સંગે જમડા દંડે, તેની સંગત કાચી. જી૦ ટે
સદ્‌ગુણસાગર અતિ ગુણઆગર, બુદ્ધિ ઉજાગર જેની;
જ્ઞાન વિવેક ભક્તિ રસ ભરીયા, તું પ્રીતિ કર તેની. જી૦ ૧
કપટી કુટીલ કઠોર કુકરમી, કાગ સમા જે પ્રાણી;
એવા નરની સંગતિ કરતાં, હોય ધરમની હાણી. જી૦ ૨
અતિ અગાધ ભવસાગર ભરીયો, કોઈ તરે કેમ હાથે;
બુડતા જનની બાંહે વળગે, તેહ બુડે તેની સાથે. જી૦ ૩
નીતિ—નાત ને સજ્જન મરમી, તેને જ શરણે જાશે;
કહે છોટમ હરિકરણા જેને, તે પારંગત થાશે. જી૦ ૪

રાગ ગોડી

સૂઝ વના અંધારૂ, સકલ ઘટ સૂઝ વના અંધારૂ;
તું ન લહે રૂપ તારૂ, સકલ ઘટ સૂઝ વના અંધારૂ. સકલ૦ ટેક
અરક તેજથી આંખો ઉઘડે, દુનિયાને તે દેખે;
સૂઝ વના સારૂ ને નરતુ સહુ સરખુ કરી લેખે. સકલ૦ ૧
અદકી ઓછી સૂઝ સરવમાં, આપી છે કરતારે;
ઝાઝી સૂઝે સઘળે જીતે, ને હોય ઓછી તે હારે. સકલ૦ ૨
સ્થાવર જંગમ જીવ સરવમાં, સૂઝ પદારથ મોટું;
ઉત્તમ સૂઝે અતિસુખ પામે,અધમ સહે દુ:ખ ખોટુ. સકલ૦ ૩
પરમ દયાળ પ્રભુની કરુણા, જેના ઉપર જેવી;
કહે છોટમ તેના ઉરમાંહે, સૂઝ ઉપજે તેવી. સકલ૦ ૪

સાખી

ગોડીને ગુરુ અગુવા, મળીયા મારગમાંય;
મહાતપ કીધે નામ લેતે, મહાપદ પામી સાંય. ૧

રાગ ગોડી

કર સદ્‌ગુરુની સેવા, સકળ તજી કર સદ્‌ગુરુની સેવા;
આનંદરૂપી એવા સકલ તજી કર સદ્‌ગુરુની સેવા. ટેક
અધર તખત પર આપ વિરાજે, અકળ રૂપ અવિકારા;
અખિલ લોક એ ગુરુમાં વરતે,આપ સકળથી ન્યારા. સ૦ ૧

પુરુષ પ્રકૃતિ જુગલ ચરણ છે, વેદ ચાર તે વાણી;
ચિત અહંકાર બુદ્ધિ હરિહર અજ, એથી સૃષ્ટિ મંડાણી. સ૦ ૨
પંખો પવન કરે છે પ્રીત્યે, મેઘ છાંટણાં છાંટે;
ચંદ્ર સૂરજ ઉદ્યોત આરતી, થાય અહરનિશ આંટે. સ૦ ૩
અષ્ટસિદ્ધિ નવનિધિ કિંકરી, મુક્તિ ચતુરધા દાસી;
જન છોટમ એવા ગુરુ ભજતાં, પદ પામે અવિનાશી. સ૦ ૪

રાગ ગોડી

જો ગુરુ વચન વિચારી, જીવડા તું જો ગુરુવચન વિચારી. ટેક
હરદમ હરિનું નામ સમરતાં, શું બેસે છે નાણું;
મોહ માન મદમત્સરે મૂરખ, ખોયું ઉત્તમ ટાણું. જી૦ ૧
કુકરમ હાંસે કરતો હીંડે, નીતિ અનીતિ ન સૂઝે;
અધરો દંડ અખિલ કરતાનો, તે તુજને નવ સૂઝે. જી૦ ૨
પઇસો રળતાં પાપ રળે છે, ધન દાટે છે ધુળે;
પરલોકે ભોગવવાં પડશે, રડી રડી ચઢશો શૂળે. જી૦ ૩
હજુએ દેહ હાથમાં તારે, જો ચેતે તો સારૂ;
કહે છોટમ કર દીપક જ્ઞાનનો, તો ટળશે અંધારૂ. જી૦ ૪

છંદ ભુજંગપ્રયાત

ધરી દેહને જો રહે ધર્મ ધારી, વિના ધર્મ તો જાય છે જીવ હારી;
પ્રભુ પ્રિય માને સજો ધર્મ એવો, સદા શુદ્ધભાવે કૃપાસિંધુ સેવો.૧
ધરી રાખનારો તેને ધર્મ કહીએ, પડે નીચ ઠામે તેને પાપ લહીએ;
સહુ વાત શોધી પછી સાર લેવો, સદા શુદ્ધભાવે કૃપાસિંધુ સેવો.૨
સજ્યો ઈશ્વરે જે વિષે ધર્મ જેમાં, તહાં જાણવો તેહવો ધર્મ તેમાં;
કહ્યો કલ્પી જીવે બને કેમ તેવો, સદા શુદ્ધભાવે કૃપાસિંધુ સેવો.૩
જુએ નેત્રથી રૂપ એ ધર્મ એનો, સુણે કાનથી રાગ તે ધર્મ તેનો;
લહે નાસિકા સર્વનો ગંધ કેવો, સદા શુદ્ધભાવે કૃપાસિંધુ સેવો.૪
વળી જીભથી સર્વના સ્વાદ જાણે, ગમે મંનને તે વિશેષે વખાણે;
થયો લાલચી મંન માતંગ જેવો, સદા શુદ્ધભાવે કૃપાસિંધુ સેવો.૫
હરાયો ફરે લાલચે મંન હાથી, દશે ઇંદ્રિયો લેઈને સંગ સાથી;
પડે છે અજાડી વિષે મૂઢ એવો, સદા શુદ્ધભાવે કૃપાસિંધુ સેવો.૬
ગ્રહે ધર્મ અંકુશ ને જીવ જ્યારે, ચઢી મંન માતંગને શીશ મારે;
અજાડી થકી તે ઉગારીજ લેવો, સદા શુદ્ધભાવે કૃપાસિંધુ સેવો.૭
કહ્યું જો કરે મંન માતંગ કેરૂ, પડે ખાડમાં કષ્ટ પામે ઘણેરૂ;
કહ્યો છોટમે ધર્મનો મર્મ એવો, સદા શુદ્ધભાવે કૃપાસિંધુ સેવો.૮

# ૮-શિવજીનાં કીર્તન

પદ ૧ લું-રાગ કલ્યાણ ચોતાલ

મંગલરૂપ મહેશ ભવાની—ટેક
નામ સમરતાં પાતક નાસે, આસુતોષ અતિ અઢળક દાની. મં૦
સિદ્ધ મુનિંદ્ર સુરેશ્વર વંદે, સેવે વસિષ્ઠસમા વિજ્ઞાની. મં૦
દેવ સકળને દાઝતા દેખી, પીધું ગરલ નીલકંઠ નિશાની. મં૦
સુખસંપત્તિ સદાશિવ આપે, વેદવચન લેવું સત માની. મં૦
છોટમ નિત્ય સદાશિવ સેવે, તો કરે કોટિક કલેશની હાનિ. મં૦

પદ ૨ જું-રાગ ગરબી

વિશ્વનાથ વૈરાટ તણા છે આતમા,
અંગોઅંગે ધાર્યા લોક અનંત જો;
નખશિખ સુધી ધારે જે નર ધ્યાનમાં,
તે જન જુગમાં થાશે મહામહંત જો. વિશ્વનાથ૦ ૧
પગને ઠામે ધાર્યાં સાત પતાળ છે,
સત્ય લોકમાં રાજે જેનું શીશ જો;
નેત્ર દિવાકર જટા ઘટા ઘનમાળ છે,
જક્ત ચરાચર ધારે છે જુગદીશ જો. વિશ્વનાથ૦ ૨
કર્ણ દિશાપતિ નાસાએ છે અશ્વની,
મુખ પાવક ને વરુણ જીભ્યાયે વાસ જો;
દંત તણે ઠામે તો જમના દૂત છે,
વિજળી તો છે વિશ્વેશ્વરનું હાસ જો. વિશ્વનાથ૦ ૩
ઉપજાવે પાળે ને વળી પ્રલે કરે,
એ ઈશ્વરનો જાણો ભ્રૂકુટીવિલાસ જો;
દિવસ રજની નેત્ર તણી પળ જાણીએ,
સરવેશ્વર છે પોતે સ્વયંપ્રકાશ જો. વિશ્વનાથ૦ ૪
વાણી તો શંકરની ચારે વેદ છે,
મનને ઠામે રહે નિરંતર ચંદ્ર જો;
બુદ્ધિ બ્રહ્મા રુદ્રદેવ અહંકાર છે,
ચિત્ત વિષ્ણુ ને હાથે જાણીએ ઇંદ્ર જો. વિશ્વનાથ૦ ૫
અસ્થિ શૈલ ને ઉદર સમુદ્ર વખાણીએ,

સરિતાઓ તે જાણો છે નસજાળ જો;
ભાર અઢાર વનસપતિ છે રોમાવળી,
તારાગણ તો પુષ્પતણી છે માળ જો. વિશ્વનાથ૦ ૬
ઉપસ્થને ઠામે રે દેવ પ્રજાપતિ,
પાયુસ્થાનક રહે છે જમનો રાય જો;
નખને ઠામે નિરમેલાં પંખી પશુ,
અનંત ઉપજે અનંત માંહી સમાય જો. વિશ્વનાથ૦ ૭
એવું અદ્ભુત ધ્યાન નિરંતર જે ધરે,
કોટિ જનમનાં પાતક પ્રલે થાય જો;
ભુક્તિ ને મુક્તિ તો તે નરને મળે,
જન છોટમ એ શંકરના જશ ગાય જો. વિશ્વનાથ૦ ૮

પદ ૩ જું–રાગ ઉપરનો

શિવ શંકરનું ધ્યાન હૃદયમાં ધારીએ,
ઈશ્વર તો છે દેવ તણો મહાદેવ જો;
શ્વાસે ને ઉશ્વાસે એને સાધીએ,
જેની સરવે કરે સુરાસુર સેવ જો. શિવશંકરનું૦ ૧
ધ્યાન થકી પાતક સરવે ધોવાય છે,
અંતરનું અંધારૂં અળગું થાય જો;
સ્વરૂપ તો ભાસે રે સાચા શિવનું,
જેના જશને નિગમ નિરંતર ગાય જો. શિવશંકરનું૦ ૨
શિવ સમો નથી દેવ સકળ સંસારમાં,
જનમજનમનો સંગી પરમ કૃપાળ જો;
ગર્ભવિષે એ પાળે છે પ્રીત્યે કરી,
સદા કરે છે સેવકની સંભાળ જો. શિવશંકરનું૦ ૩
રિદ્ધિ ને સિદ્ધિના શિવ દાતાર છે,
વળી આપે છે ભવના સઘળા ભોગ જો;
કંચનના સરખી રે શુભ કાયા કરે,
રગ રગમાંથી ટાળે સઘળા રોગ જો. શિવશંકરનું૦ ૪
રાવણ ને બાણાસુર બહુ બળીઆ થયા,
તે પામેલા શંકર તણો પ્રસાદ જો;
વિષ્ણુકેરા દ્રોહ થકી માર્યા ગયા,
મૂકી જેણે ધર્મતણી મર્યાદ જો. શિવશંકરનું૦ ૫

શિવભક્તિ કરીએ જો સાચા ભાવથી,
તન મનથી તો રહેવું પરમ પવિત્ર જો,
જન છોટમનો સ્વામી રીઝે સ્નેહથી,
જીવ સરવને માની લેવા મિત્ર જો. શિવશંકરનું૦ ૬

પદ ૪ થું-રાગ ઉપરનો

અપાર મહિમા છે મોટો મહાદેવનો,
સદા કરે છે નિજ સેવકની સહાય જો;
આનંદ તો આપે છે શંકર અતિ ઘણો,
મહાદેવભજતાં મનવાંચ્છિત ફળ થાયજો. અપાર૦ ૧
કૌરવ ને પાંડવનું જુદ્ધ જ્યારે થયુ,
અશ્વત્થામા કરી અતિશે ક્રોધ જો;
અપાંડવી પૃથ્વી કરવાને આદરી,
અર્જુન સામો થયો જોરાવર જોધ જો. અપાર૦ ૨
અસ્ત્રો ને શસ્ત્રો તો મૂકયાં અતિઘણાં,
તેથી પાંડવ સૈન્ય હણાયું સર્વ જો,
પાંચે પાંડવ તે તો કોઈ મુવા નહિ,
ભંગ પ્રતિજ્ઞા થાતાં ઉતર્યો ગર્વ જો. અપાર૦ ૩
ધનુર્વેદ ને ગુરુ સુદ્ધાં ધિક્કારતો,
રથ છોડીને નાઠો મહાવન માંય જો,
મારગમાં મળીઆ રે મહામુનિ વ્યાસજી,
મુનિવર તેને કહેવા લાગ્યા ત્યાંય જો. અપાર૦ ૪
ઓ બ્રહ્મન્ તું ધનુર્વેદ ધિક્કાર માં,
અર્જુન કેશવ નર-નારાયણ દેહ જો,
શંકરને સેવ્યા છે અતિશે એમણે,
અફળ કરે છે તારાં અસ્ત્રો એહ જો. અપાર૦ ૫
ત્રિશૂલપાણિ અર્જુનના રથ આગળે,
મિથ્યા કરી નાખે છે તમારા મંત્ર જો,
કહે છોટમ શિવમહિમા મુનિવ્યાસે કહ્યો,
શિવભક્તિથી પાંડવ થયા સ્વતંત્ર જો. અપાર૦ ૬

પદ ૫ મું-રાગ ગરબી-ચાલ ફેર

શિવભજન થકી કોટી જનમનાં પાતક પ્રલે થાય છે,
સુખ સરવ મળે અંતસમે તે અમરલોકમાં જાય છે. ટેક

જે શિવ શિવ શિવ ભજશે ભાવે, તેને ભવનાં સંકટ નહિ આવે;
તે સરવ થકી સમરથ કહાવે, શિવભજન થકી૦ ૧
જે પંચાક્ષરનો જાપ કરે, તે નરના ત્રિવિધિ તાપ હરે;
વળી અણિમાદિક સહુ સિદ્ધિ વરે, શિવભજન થકી૦ ૨
પરનિંદા પ્રપંચ ત્યાગી છે, જે ઈશ્વરપદ અનુરાગી છે;
તે જન જુગમાં બડભાગી છે, શિવભજન થકી૦ ૩
જે શંકર ચરણઉપાસી છે, તેને કોટી ગયા ને કાશી છે;
કહે છોટમ તે સુખરાશી છે, શિવભજન થકી૦ ૪

પદ ૬ ઠું-રાગ ઉપરનો

તન તરુવરમાં જીવ શિવ બે હંસો કેરો વાસ છે;
એક ફલભોગી, એક કરમફલદાતા આપ ઉદાસ છે. ટેક
ફળ ભોક્તા તે તરુરૂપ થયો, નિજ સંગી સખાને ભૂલી ગયો;
તે જડ અભિમાને જાય વહ્યો, તન તરુવરમાં૦ ૧
જીવ સંસારી સુખને ધાયો, તેને મિથ્યા માયાએ વાહ્યો;
તેને કોપ કરી કાળે સાહ્યો, તન તરુવરમાં૦ ૨
નિજ સ્નેહી સખાને ના જોયો, તેણે ઉત્તમ તનુ એળે ખોયો;
તે રાંક થઈ દુઃખમાં રોયો, તન તરુવરમાં૦ ૩
જેણે પરમ સખાને પુઠ્ય કરી, અજ્ઞાને દીધો અંધ કરી;
નથી જોતો પ્રભુને પાસ ફરી, તન તરુવરમાં૦ ૪
ગુરુરૂપ ધરી મહાદેવ મળે, તે નરના ત્રિવિધિ તાપ ટળે;
કહે છોટમ તે શિવમાહે ભળે, તન તરુવરમાં૦ ૫

પદ ૭ મું-રાગ ગરબી

જીવડા જોને જરા એક જાગી, અજ્ઞાનમાં ઉંઘી રહ્યો અભાગી;
જીવડા૦ ટેક.
પરમ જે પુરુષ પરાપર સ્વામી, અનાદિ અખંડિત અંતરજામી;
નિરામય શંકર છે બહુનામી, જીવડા૦ ૧
જેના આ ભાસે વિશ્વ ચરાચર ભાસે, જેથી રવિ પાવક ચંદ્ર પ્રકાશે;
તપાસી જો તે રહ્યો તુજ પાસે, જીવડા૦ ૨
પ્રાણપતિ પ્રણવશિખર પર ગાજે, નિરંતર નાદ અનોપમ વાજે;
જાણે તેનાં જનમમરણભય ભાજે, જીવડા૦ ૩
કોટી કોટી બ્રહ્માંડને એકતારે, અધર ધરી રાખ્યાં છે સૂત્ર આ રે;
જાણે નહિ જીવ તે વૃથા જન્મ હારે, જીવડા૦ ૪

મોટા મુનિ ધ્યાન ધરે છે જેનું, ઇંદ્રાદિક યજન કરે છે તેનું;
છોટમ કહે ઓળખી લેવું રૂપએનું, જીવડા૦ ૫

પદ ૮ મું-રાગ ગરબી

કૃપાનિધિ કષ્ટ સરવનાં કાપો, સદાશિવ સુમતિ સુજનતા આપો.
કૃપાનિધિ૦ ટેક
કળિના દોષ પેઠા છે જનમાં, અવિદ્યા આવી રહી છે મનમાં;
નથી ચિત્ત રહેતું શંકર ચિદ્ઘનમાં, કૃપાનિધિ૦ ૧
વર્ણ ને આશ્રમ ધર્મ છે જેવા, નથી કોય આચરતા હવે એવા;
ભમે છે ભૂલી શંકરની સેવા, કૃપાનિધિ૦ ૨
વિપ્રોએ વેદવિદ્યાઓ વિસારી, નથી કોય રહેતા ધર્મવ્રતધારી;
ભાંડનાં કર્મ કરે છે ભિખારી, કૃપાનિધિ૦ ૩
શૂદ્ર ઘણા ત્યાગીનો વેશ કરે છે, જટા ધરી ભસ્મનો લેપ કરે છે;
ઢુંગ કરી પરધનને હરી લે છે, કૃપાનિધિ૦ ૪
સંપ શુચિતા ને તજી સત્ય વાણી, ધર્મ તો સઘળા થયા ધૂળધાણી;
છોટમ કહે સહાય કરો શૂલપાણિ, કૃપાનિધિ૦ ૫

પદ ૯ મું-રાગ ઉપરનો

પ્રાણીયા ભજને સદાશિવ ભાવે, ફરી ફરી દાવ આવો નહિ આવે;
પ્રાણીયા૦ ટેક
વિષયસુખ વલ્લભ લે છે તું માની, વિશ્વંભર વિસરે એ છે ઘણી હાનિ;
જશો તજી નહિ રહે નામ નિશાની, પ્રાણીયા૦ ૧
કાળ તો તાકે છે દાંત કચરડી, પલકમાં નાખશે સુડી મચરડી;
નાખે કણ ઘંટીવિષે જેમ ભરડી, પ્રાણીયા૦ ૨
કરી તપ સ્વર્ગ સુધી જઈચઢીઆ, ભોગ કરી પાછા પૃથ્વી પર પડીયા;
ભજનવિના ભવરણ માંહે રખડીઆ, પ્રાણીયા૦ ૩
શંકરની ભક્તિ વસે ઉર જ્યારે, કલિના દોષ સમસ્ત નિવારે;
શરણાગત જાણી સદાય સુધારે, પ્રાણીયા૦ ૪
કૃપાની દૃષ્ટિ કરે શૂલપાણિ, આપે નિજ શ્રમ પોતાનો જાણી;
છોટમ કહે પામે પરમ પદ પ્રાણી, પ્રાણીયા૦ ૫

પદ ૧૦ મું-શરણ પડ્યો છું રે શ્રીહરિ-એ રાહ

સ્વરૂપ વિચારી રે શિવનું, ધરીએ હૃદયકમળમાં ધ્યાન;
જડપણ ટાળે રે જીવનું, ભાસે સઘળે શિવ ભગવાન. સ્વ૦ ૧
સચ્ચિદ્ સુખમય રે આપ છે, છત્રીસ તત્ત્વ થકી છે શેષ;

કાયા કાશીમા રે રહી, આપે છે તારક ઉપદેશ. સ૦ ૨
શીતળ કરે કોટી સોમથી, કોટીક ભાનુરૂપ પ્રકાશ,
સન્મુખ ભાસે રે સર્વને, જેવું વ્યાપ્યું છે આકાશ સ૦ ૩
પોષણ આપે રે પાર્થથી, આવે અક્ષર લાહાગેવાહાર,
અંત કરણના જોગથી, વાણી થાય વિચિત્ર પ્રકાર સ૦ ૪
અધમ અવિદ્યા રે ઉરમા, તેના તે બોલે છે બોલ,
પરપંચ ડેરા રે પૂરમા, જડમતિ અમથા બકે અતોલ સ૦ ૫
છોટમ સદ્ગુરુ રે જો મળે, પગ પારની સમજે પેર,
દઢ થઈ જોતાં રે ધ્યાનમા, અંતર દીસે આવતી ગેર. સ૦ ૬

પદ ૧૧ મું—રાગ ગરબી

સરજનહારો રે શિવ છે, વ્યાપક છે અધગે વિશેશ,
જડ અભિમાની રે જીવ છે, દે છે ગુરુરૂપે ઉપદેશ મ૨૦ ૧
ત્રિગુણ ડોરા રે પાશમા, પડેલા જીવ પશુ કહેવાય,
તેને પાળે રે પ્રીતયથી, પશુપતિ તે વાકર રાય સ૨૦ ૨
અન્ન સરજીયા રે અતિ ઘણા, કર્યો છે કરવા વસ્ત્ર કપાસ,
જળ વરસાવા રે જલદને, મરજી રાખ્યો છે આકાશ મ૨૦ ૩
અતિ અંધારૂ રે ટાળવા, અરુણી સરજી મૂક્યુ તેજ,
પશુ જીવોને રે પાળવા, છોટમ સમરથ ઈશ્વર એજ સ૨૦ ૪

પદ ૧૨ મું—રાગ ગરબી

પરમ દયાળુ રે પશુપતિ, કૃપા કરી કાપો ભવપાશ,
મગલદાતા રે મહામતિ, અક્ષય સુખ આપો અવિનાશ પ૨મ૦ ૧
નામ તમારૂ રે નાવજી, આદિ વેદરૂપ ૐકાર,
પ્રેરક એ છે રે પ્રાણનો, જીવની ઊર્ધ્વગતિ કરનાર. પ૨મ૦ ૨
અનેક તીરથથી રે અતિ ઘણુ, પાવન નામ તમારૂ નાથ,
અનંત કોટી રે ઇંડને, ધારી ર્હ્યા તમારા હાથ પ૨મ૦ ૩
કાશીપુરીમા રે કૃપાનિધિ, વાસ કરી ર્હ્યા છો વિશેષ,
મુક્ત કરો છો રે જંતને, આપી તારકનો ઉપદેશ પ૨મ૦ ૪
દેવો દેખી રે દાઝતા, જન દુખ હરના પીધુ ઝેર,
છોટમ એવા રે શિવને, ભાવે ભજીએ ઉનટભેર પરમ૦ ૫

પદ ૧૩ મું—સાત વારની ગરબી

આદિ તે પુરુષ અખડ અંતરજામી રે,
તે વ્યાપક બ્રહ્માડ શકરસ્વામી રે,

તે અજર અમર અવિનાશ ભરપૂર ભરીયોરે,
તે સુખમય સર્વાવાસ ચૈતનદરીયો રે. ૧
સોમે શબ્દ અનંત ઊચરે આપે રે,
તે મુનિવર થાય મહંત અજપા જાપે રે;
જે ધરે નિરંતર ધ્યાન જોગ અભ્યાસે રે,
તેને ઉપજે અનુભવજ્ઞાન પ્રકટે પાસે રે. ૨
છે મંગળભવન મહેશ મંગળકારી રે,
તે સરવ તત્ત્વથી શેષ ભવભયહારી રે;
તે નિસ નિરંજન દેવ નિરામય કહાવે રે,
તેની કરે સૂરાસૂર સેવ ભક્તિભાવે રે. ૩
બુધે નિર્મળ બોધ ઉપજે જેને રે,
તે સધળે કરીને શોધ ઓળખે એને રે;
જે કારણ કારજરૂપ દીસે માયા રે,
તેમાં ચેતનતા તદ્રૂપ થઈ શિવછાયા રે. ૪
ગુરૂવારે ગુરૂભાગ મળે જન જ્યારે રે,
તેને ગુણસાથે અનુરાગ ન રહે ત્યારે રે;
જે અળગું જાણે આપ મોહ ન વ્યાપે રે,
તે ગુરુ ગોવિંદ પ્રતાપ ન તપે તાપે રે. ૫
શુક્રવાર સત્કર્મ કરવાં એવાં રે,
છે દેહ ઇંદ્રીના ધર્મ માની લેવાં રે;
લક્ષસ્વરૂપાકાર રહે પલ પલમાં રે,
જેમ ચંદ્ર રહે આકાશ ભાસે જળમાં રે. ૬
શનૈ શનૈ અભ્યાસ કરતા જઇએ રે,
મનવૃત્તિ રહે શિવ પાસ શિવરૂપ થઈએ રે;
એમ સમજી સાતે વાર જે જન ગાશે રે,
કહે છોટમ નર ને નાર શિવરૂપ થાશે રે. ૭

પદ ૧૪ મું–મહિના. રાગ ગરબી

સદા એક શંકરને ભજીએ, અવિદ્યા અંતરથી તજીએ;
સેવા નિત્ય શિવતણી સજીએ, સદા એક શંકરને ભજીએ. ૧
કારતકે કર્મ રૂડાં કરીએ, ધ્યાન એક શંકરનું ધરીએ;
દુષ્ટના સંગ થકી ડરીએ, સદા એક શંકરને ભજીએ. ૨
માગશરે મન ભમતું વારો, રાખી દૃઢ શિવશરણે ધારો;

આવો રૂડો અવસર શીદ હારો, સદા એક શંકરને ભજીએ. ૩
પોષે પરબ્રહ્મ બધે ભાળી, લગાવો શિવપદમાં તાળી;
કાળજાની મેશ ધુવો કાળી, સદા એક શંકરને ભજીએ. ૪
માહે મહામંત્ર જપો મનમાં, તપાસી તત્ત્વ જુઓ તનમાં;
વસો પછી ઘરમાં કે વનમાં, સદા એક શંકરને ભજીએ. ૫
ફાગણ જે ફોગટ રે ફરતા, નથી સેવા શંકરની કરતા;
અનેક વાર અવતરતા મરતા, સદા એક શંકરને ભજીએ. ૬
ચૈતરે ચિત્ર રચે કેવો, તેને કોય દેખે નહિ તેવો;
અજબ કોઈ કારીગર એવો, સદા એક શંકરને ભજીએ. ૭
વૈશાખે વેદ તણી વાણી, ઈશ્વરની આજ્ઞા લેવી જાણી;
તજે છે તે પામર પ્રાણી, સદા એક શંકરને ભજીએ. ૮
જ્યેષ્ઠ એક જક્ત તણો ધરતા, સદાશિવ કોટી ભુવનકરતા;
તેથી સહુ દેવ રહે ડરતા, સદા એક શંકરને ભજીએ. ૯
અષાડે અમરપતિ જેવા, સજે નિત્ય શંકરની સેવા;
અધમ જીવ નથી ભજતા એવા, સદા એક શંકરને ભજીએ. ૧૦
શ્રાવણમાં તો સકળ વિષય તજીયે, અઘોરમંત્ર અહર્નિશ ભજીએ;
સકળ દિન શિવ સેવા સજીએ, સદા એક શંકરને ભજીએ. ૧૧
ભાદરવે ભય સઘળો ભાગે, જ્યારે મોહનિદ્રાથી જાગે;
જેનું ચિત્ત શિવચરણે લાગે, સદા એક શંકરને ભજીએ. ૧૨
આસો છે શિવ સહુનો સ્વામી, ગુણાતીત ગગનતણો ગામી;
છોટમ રહ્યો સ્વે પદવી પામી, સદા એક શંકરને ભજીએ. ૧૩

પદ ૧૫ મું-રાગ ગરબી-શિક્ષા શાણાને-એ રાગની તિથિઓ

પડવે પ્રણવસ્વરૂપે શંકર સરવેશ્વર છે સ્વામીજી,
સ્થાવરજંગમ સૃષ્ટિ સરજે એવો અંતરજામી, શિવશિવ સમરોજી. ૧
બીજે બિંદુરૂપ મહેશ્વર અપાર સામર્થ એમાંજી;
જોગી જોગસમાધિ સાધી સદાય રહે છે તેમાં. શિવશિવ૦ ૨
ત્રીજે ત્રિગુણ અકાર આદિ, તત્ત્વ ચતુરવીશ તેનાંજી;
પિંડ અને બ્રહ્માંડો સઘળાં, ઉપજાવેલાં એનાં. શિવશિવ૦ ૩
ચોથે ચોથા પદમાં રહીને, સત્તા સહુને આપેજી;
ત્રણે ગુણો સચેતન થઈને, પ્રસરે એજ પ્રતાપે. શિવશિવ૦ ૪
પાંચમે પંચીકૃતમાંથી, સઘળી કરી છે કાયા જી;
ચાર ખાણ ને લખ ચોરાશી, વિસ્તારી છે માયા. શિવશિવ૦ ૫

છઠે સૂક્ષમ તત્ત્વો તેને,હિરણ્યગર્ભ વપુ કહીએજી;
સૂત્રાત્મા ક્ષેત્રજ્ઞ જીવ એ, નામ તેહનાં લહીએ. શિવશિવ૦ ૬
**સાતમે** સ્થૂળ સૂક્ષમ કેરૂ, કારણ કહીએ માયાજી;
તે સહુને ચેતન કરનારી, છે શિવ કેરી છાયા. શિવશિવ૦ ૭
**આઠમે** અણિમાદિક સિદ્ધિ,જેમાં હોય સ્વભાવેજી;
જે ઈચ્છે તે થાય તતક્ષણ, ઈશ્વર તેજ કહાવે. શિવશિવ૦ ૮
**નોમે** નામરૂપ જ્યાંસુધી, તે શિવ કેરી માયાજી;
અસ્તિ ભાતિ પ્રિય એ રૂપે, શિવ વેદે કહી ગાયા. શિવશિવ૦ ૯
**દસમે** દશધા ભક્તિ કહી છે,ભેદરહિત તે કરીએજી;
જીવ શિવની થાય એકતા, તો ભવસાગર તરીએ. શિવશિવ૦૧૦
**એકાદશા** મહાભાગ્યે આવે, તે નર દેખે એવુંજી;
સ્વપ્ને જક્ત જણાયુ ફોગટ, જાગ્રતનું પણ તેવું. શિવશિવ૦૧૧
**દ્વાદશ** અંગુલ ઉપર સુરતા,રાતદિવસ જે રાખેજી;
આનંદનો અરણવ મૂકીને, અવર ન તે અભિલાષે. શિવશિવ૦૧૨
**તેરસ** તો રસનાયે નાવે,અવાચ્ય એને કહે છે જી;
મોટા મોટા મુનિઓ સઘળા, રસબસ એમાં રહે છે. શિવશિવ૦૧૩
**ચૌદશે** ચૌદે વિદ્યાઓ, વદે વૈખરી વાણીજી;
વાણીથી વર્જિત જે વસ્તુ, તે કયમ જાયે જાણી. શિવશિવ૦૧૪
**પૂનમે** પૂર્ણ બ્રહ્મ સદાશિવ,પૂરી રહ્યો સહુ ઠામેજી;
કહે છોટમ સદ્‌ગુરુ હોય પૂરા, તે પૂરણ પદ પામે. શિવશિવ૦૧૫

પદ ૧૬ મું-રાગ ગરબી

મહિમા મોટો રે શિવસેવાનો કહાવે,
શિવની સેવા કરે પ્રેમથી તેને સંકટ નાવે. મહિમા૦ ૧
વાત લખી છે સ્કંદપુરાણે તે કહુ છુ વિસ્તારી,
શિવસેવાથી દંપતી પામ્યાં સુખ સર્વેથી ભારી. મહિમા૦ ૨
મથુરા નગરીનો એક રાજા દાશારહ બલશાળી,
કાશીરાજની કુંવરી વરીઓ રૂપ કળા ગુણવાળી. મહિમા૦ ૩
તે રાણી બહુ રૂપશિરોમણિ કમલાક્ષી એ નામે,
પરણ્યા પૂંઠે ગઈ સાસરે સ્વામી કેરે ધામે. મહિમા૦ ૪
રાજા કહે રાણીજી ચાલો શય્યા ઉપર જઈએ,
ભોગવિલાસ કરીને આપણ સદાય સુખમાં રહીએ. મહિમા૦ ૫
રાણી કહે રાજાજી કાંઈક હવણાં ધીરજ ધારો,

દિવસ કેટલા પછી મનોરથ પૂરણ થશે તમારો. મહિમા૦ ૬
કહ્યું કરગરી બહુ સમજાવ્યો તોય ન માન્યું ભૂપે,
આલિંગન કરતામાં રાણી દીઠી દિવ્યસ્વરૂપે. મહિમા૦ ૭
જેવી હોય પાવકની જ્વાળા ધગધગતી હોય હોળી,
તે દેખીને રાજા અળગો ઉભો આંખો ચોળી. મહિમા૦ ૮
રાજા કહે શીતળ ને કોમળ હતી તમારી કાયા,
આ અગ્નિના ભડકા જેવી કયમ દેખાડી માયા. મહિમા૦ ૯
રાણી કહે હું બાલપણામાં રમતી હતી જ્યારે,
દુર્વાસાએ શિવની દીક્ષા છે આપેલી ત્યારે. મહિમા૦ ૧૦
પૂરણ વ્રત થતાના પહેલુ તમે આલિંગન દીધુ,
તે માટે મહાદેવે મારૂ રૂપજ એવુ કીધુ. મહિમા૦ ૧૧
રાજા કહે છે રાણી મુજને શિવનો મંત્ર બતાવો,
આપણ બે શિવસેવા કરીએ લઇએ ઉત્તમ લહાવો. મહિમા૦ ૧૨
રાણી કહે એ તો છે અવળુ વેદવિરુદ્ધ ન કીજે,
ગર્ગ ગુરુ છે જાદવકુળના તેની દીક્ષા લીજે. મહિમા૦ ૧૩
વચન સાંભળી રાજા રાણી ગયાં ગુરુની પાસે,
દીક્ષા લેઇને શિવની ભક્તિ કીધી દૃઢ વિશ્વાસે. મહિમા૦ ૧૪
શિવનો મંત્ર કાનમાં સુણતાં પાપ ભૂપનાં જેવાં,
વાયસરૂપે સાત દ્વારથી નીકળી નાઠાં તેવાં. મહિમા૦ ૧૫
અદ્ભુત અચરજ દેખી નૃપને શ્રદ્ધા ઉપજી સારી,
કહે છોટમ શિવભક્તિ કરતાં મુક્ત થયાં નરનારી. મહિમા૦ ૧૬

પદ ૧૭ મું-રાગ-ગરબી

તે નર કહીએ રે શિવસેવા અધિકારી;
બાહ્યવિષયમાં ભમતું હોય તે મનને રાખે વારી. તે નર૦ ૧
કામ ક્રોધ ને લોભ માન મદ મહાચંડાલો કહાવે,
તેનો ત્યાગ કરે તન મનથી, તે શિવજીને ભાવે. તે નર૦ ૨
સર્વ પ્રકારે શૌચ કરીને, સ્નાનવિધિ આચરીએ;
પવિત્રજળમાં ગંગા આદિ,તીરથ આવાહન કરીએ. તે નર૦ ૩
શુદ્ધ વસ્ત્ર પરિધાન કરીને, એકાંતે જઈ ઠરવુ;
ત્રિપુંડ્ર ભસ્મનું કરી લલાટે, સંધ્યાવંદન કરવુ. તે નર૦ ૪
ભૂતશુદ્ધિ કરી પ્રાણપ્રતિષ્ઠા, પાપ પુરુષને બાળે;
ગાયત્રી જપ કરીને ધરની, દેવસેવા સંભાળે. તે નર૦ ૫

પવિત્ર પાદુકા પગમાં પહેરી, શિવમંદિરમાં જાવું;
થાય અશુચિ અંગ કદાપિ, તરત તે સમે નહાવું. તે નર૦ ૬
સેવાની સામગ્રી સઘળી, સંભાળીને લીજે;
જળના કળશ વિષે તો પહેલું, કળશાવાહન કીજે. તે નર૦ ૭
ગણપતિ નંદી દ્વારપાલનું, પૂજન પહેલું કરીએ;
પારવતીનાચરણપખાળી, શિવસેવા અનુસરીએ. તે નર૦ ૮
પુરુષ સુકૃતની સોળ ઋચાએ,સહુ ઉપચારો કરીએ;
ધૂપ દીપ નૈવેદ્ય આરતી, નૃત્ય ગીત આચરીએ. તે નર૦ ૯
એમ નિરંતર શિવસેવામાં, જે સજ્જન મન રાખે;
છોટમ મુખથી મિથ્યા વાણી, કોઈ કાળે ન ભાખે. તે નર૦ ૧૦

પદ ૧૮ મું-પ્રેમ મગનમાં રાખી પ્રભુ મારો—એ રાગ

શિવભક્તિ સુખકારી, સરવને શિવભક્તિ સુખકારી. ટેક
શિવની ભક્તિ કરે નિરંતર, રહેવું મહાવ્રતધારી;
કામ ક્રોધ મદ લોભ નિવારી, રહેવું સદા બ્રહ્મચારી. સરવ૦ ૧
કોટિક કષ્ટને કાપે સદાશિવ, પાપના પુંજ પ્રહારી;
શ્વાસ ઉસ્વાસે શિવ શિવ ભજતાં, મુક્તિ મળે નરનારી. સરવ૦ ૨
પંચે દેવ એક પ્રણવરૂપ છે, જોજો વેદાંતે વિચારી;
કોઈક દેવની નિંદા કરે, તે નર્કતણા અધિકારી. સરવ૦ ૩
શિવની ભક્તિ જેને ન ભાવે, તે મિથ્યા તનુધારી;
કહે છોટમ તે પામર જીવડો, દેહ અમૂલ્ય ગયો હારી. સરવ૦ ૪

પદ ૧૯ મું-રાગ ઉપરનો

શિવભજનમાં રહીએ, સદાય એક શિવભજનમાં રહીએ. ટેક
શિવભજનથી પાપ નવ વ્યાપે, તે થકી નિર્મળ થઇએ;
શિવવિમુખ હોય જીવ સંસારના, તે સંગે નવ જઇએ. સદાય૦ ૧
નામ ને રૂપથી શિવ છે ન્યારો, વેદવચનથી લહીએ;
સત્‌ચિદ્‌ આનંદરૂપે, સદાશિવ, ગુરુગમથી દૃઢ ગ્રહીએ. સદાય૦ ૨
સુખ ને દુઃખ જે જે આવે શરીરમાં, શાંતિ ગ્રહીને સહીએ;
છોટમ શિવનું ધ્યાન ધરીને, શિવ જીવ એક થઇ જઇએ. સદાય૦ ૩

પદ ૨૦ મું-રાગ ધોળ

સુખના સાગર શંકર પરમ દયાળ,
આનંદકારી મહિમા છે અતિ જો;
સદા કરો છો સેવકની સંભાળ,

પરમ પુરુષ પરમાત્મા પશુપતિ જો. ૧
નિત્ય નિરંજન નિર્મળ નિર્ગુણ નાથ,
અગ જગ વ્યાપક છો વિશ્વેશ્વર જો,
સદાય જેને સેવે સુરમુનિ સાથ,
પતિત પાવન છો પરમેશ્વર જો ૨
પરમ દયાળુ દિવ્ય ગતિ દાતાર,
શરણાગતવત્સલ સુખધામ છો જો;
અખિલેશ્વર છો ભુવન તણા આધાર,
કરુણાસિંધુ પૂરણકામ છો જો ૩
અનંત શક્તિ અગણિત ગુણ આગાર,
અદ્ભુત રૂપ વખાણે વેદમાં જો,
પ્રભુ તમારો કોય ન પામે પાર,
અજ અવિનાશી નાવે છેદમાં જો ૪
અણુથી અણુ ને મોટા થકી મહાન,
ચિદ્ નભ માંય નિરંતર વાસ છે જો,
ઘટમાં શિવનું ધરીને જોતા ધ્યાન,
પ્રગટ જણાયા પોતા પાસ છે જો. ૫

પદ ૨૧ મું-રાગ ગરબી

સૃષ્ટિ કરવાની ઇચ્છા કરી, પ્રથમ મહાદેવે જે વાર જો,
પુરુષ પ્રકૃતિને રૂપે થયા, કરવા વિશ્વતણો વિસ્તાર જો ૧
ત્રણે ગુણ પ્રકૃતિ જાણીએ, રાજસ સાત્વિક તામસ નામ જો,
બ્રહ્મા વિષ્ણુ શિવરૂપે થયા, કરવા જૂદાં જૂદાં કામ જો. ૨
બ્રહ્મા બ્રહ્માણી ગુણ રાજસી, સરજે સઘળા જીવનો દેહ જો;
વિષ્ણુ લક્ષ્મી સાત્વિકરૂપ છે, પાળે સર્વ પ્રજાને તેહ જો. ૩
શિવને શક્તિ છે ગુણ તામસી, કરે છે સૃષ્ટિનો સંહાર જો;
ત્રણે રૂપે ઈશ્વર એક છે, એમાં સંશે નહિ લગાર જો. ૪
જેમ કોઈ ખેતીના કરનાર છે, એક કરે છે તેવું કામ જો;
કામે કામે તેના જુજવા લે, છે લોકો તરવે નામ જો. ૫
વાવે તેને તો વાવક કહે, પાળે તે પાળક કહેવાય જો,
ઢાળે તેને ઢાળક સહુ કહે, એક પુરુષના ત્રણ કથાય જો ૬
એવું માર્કંડેયપુરાણમાં કહ્યું છે, મહામુનિએ દૃષ્ટાંત જો,
ત્રણે રૂપે ઈશ્વર એક છે, ભેદ ગણે તે સઘળા ભ્રાંત જો. ૭

ભેદે ભય ઉપજે છે જીવને, એવું છે શ્રુતિ માંય પ્રમાણ જો;
છોટમ સર્વ દેવમય શિવ છે, એમાં માને ભેદ અજાણ જો. ૮

પદ ૨૨ મું-રાગગરબી

એકજ દેવ કહ્યો છે વેદમાં, તે છે સકળ ભૂતમાં ગૂઢ જો;
અજ અવિનાશી શંકર છે સદા, તેને જાણી ન શકે મૂઢ જો. ૧
માટે ઉપાસકોને કારણે, ત્રણે ગુણનાં કલ્પ્યાં રૂપ જો;
તેમાં જે મૂર્તિ જેને ગમે, તે પૂજે જાણી જગભૂપ જો. ૨
સગુણ કથાઓ છે પુરાણમાં, તે છે દેવોના અવતાર જો;
તેનાં રૂપ વખાણ્યાં છે ઘણાં, પત્ની પુત્રસહિત પરિવાર જો. ૩
પ્રાચીન અર્વાચીન બે રૂપનાં, વરણન કરતાં મુનિનાં વૃંદ જો;
પ્રાચીન પૂરણ બ્રહ્મ કહ્યા થકી, તે છે શુદ્ધ સચ્ચિદાનંદ જો. ૪
અર્વાચીન ઉપાસે પ્રેમથી, તેને સુખસંપત્તિ થાય જો;
પ્રાચીન બ્રહ્મસ્વરૂપે જે ભજે, તે તો બ્રહ્મવિષે ભળી જાય જો. ૫
પ્રાચીનશિવ તો સદ્‌ચિદ્ રૂપ છે, સઘળે વ્યાપક ગગનાકાર જો;
પંચ વદન દશ ભુજ તેમાં નથી, જટા ને ગંગ નથી નિર્ધાર જો. ૬
ભસ્મ અજિન ફણીધર તેમાં નથી, ડમરૂ ડાક નથી રૂંઢમાલ જો;
ચંદ્રકળા ગિરિજા તેમાં નથી, નથી કાંય ઉપવીત તેમાં બાલ જો. ૭
એવા આનંદરૂપી શિવને, જોગી જુએ સમાધિ માંય જો;
તેને ભવસંકટ આવે નહિ, છોટમ જન્મ ધરે નહિ કાંય જો. ૮

પદ ૨૩ મું-જે જે જક્તગુરુ પરમાતમા-એ રાગ

અજ અવિનાશી શંકર છો તમે, તમારો કોય ન જાણે ભેદ જો;
સઘળા ગ્રંથ તમોને ગાય છે, વરણવ કરે તમારૂ વેદ જો.અજ૦ ૧
સ્થાવર જંગમ છે જગ જેટલું, સઘળે રહ્યો તમારો વાસ જો;
વ્યાપક છે સઘળે વિશ્વેશ્વરા, જેવું વ્યાપક છે આકાશ જો.અજ૦ ૨
તમારા ઉપાસક છે જેટલા, શાંભવિ દીક્ષાવાળા સંત જો;
તેને આપો છો સહુ સિદ્ધિઓ, તે જન મોટા થાય મહંત જો.અજ૦ ૩
તમે તો અળગા છો ૐકારથી, તુરિયાતીત તમારૂં ધામ જો;
તમારૂં ધ્યાન નિરંતર જે ધરે, તેનાં પૂર્ણ કરો છો કામ જો.અજ૦ ૪
તમારો મહિમા જે નથી જાણતા, તે તો ઉપાસે અન્ય દેવ જો;
તેને પણ કહ્યા છે દેવના, તે શું લહે તમારો ભેવ જો.અજ૦ ૫
ત્રણે ગુણથી અળગા છો તમે, વળી છો બાવન અક્ષર બાહાર જો;
છોટમ જાણી એવા શિવને, ભજતાં પામે ભવનો પાર જો.અજ૦ ૬

પદ ૨૪ મું—રાગ ઉપરનો

સૌમાં શક્તિ છે મહાદેવની, શક્તિ વિના સહુ ચિત્ર સમાન જો;
ઉપનિષદ્‌માં છે એક વાર્તા, સજ્જન સુણજો ધારી કાન જો. સૌ૦૧
એક સમે ઇંદ્રાદિક દેવતા, પામ્યા દાનવથી બહુ ત્રાસ જો;
કહીંએ રહેવાનું પામ્યા નહિ, આવ્યા શંકર કેરી પાસ જો. સૌ૦૨
કરુણાસિંધુએ કરુણા કરી, આપ્યો બ્રહ્મવિદ્યા ઉપદેશ જો,
તેથી બહુ બળીઆ દેવો થયા, સૌને જીતી વર્ત્યો સુરેશ જો. સૌ૦૩
ઇંદ્રે વશ કીધા સૌ લોકને, તેથી વાધ્યો બહુ અહંકાર જો;
અગ્નિ વાયુ પણ એવા થયા, ભૂલ્યા શિવ ગુરુનો ઉપકાર જો. સૌ૦૪
વળતી વાત વિચારી શંકરે, ઉપજ્યું દેવોને અભિમાન જો;
હાવે મુજને તે નથી માનતા, ભૂલ્યા બ્રહ્મસ્વરૂપનું ધ્યાન જો. સૌ૦૫
એવું ઉરમાં ધારી ઈશ્વરે, હરવા દેવો કેરૂં જોર જો;
ઇંદ્રાદિકનો ગર્વ ઉતારવા, ધાર્યું રૂપ ભયંકર ઘોર જો. સૌ૦૬
દેવસભાએ દીઠું દૂરથી, ઇંદ્રે પ્રેર્યો અગ્નિ પાસ જો;
જોને અદ્ભુત એવો કોણ છે, તેનો આવે કરી તપાસ જો. સૌ૦૭
અગ્નિ આગળ જઈ ઉભો રહ્યો, કહે શિવ શું બળ છે તુજ માંયજો;
અગ્નિ કહે આખા બ્રહ્માંડને, ભસ્મ કરું ના ઉગરે કોય જો. સૌ૦૮
કિંચિત્ કડકો વળતી ઘાસનો, મૂકયો પાવક કેરી પાસ જો;
બહુબળ કરીને લાગ્યો બાળવા, તોયે તપ્યું ન કાંઇ ઘાસ જો. સૌ૦૯
વળતી વાયુ ઇંદ્રે મોકલ્યો, તેને કહે તુજમાં શું જોર જો;
વાયુ કહે આખા બ્રહ્માંડને, ઉડાડી મૂકું એક ફેર જો. સૌ૦૧૦
વળતી મારુતના મુખ આગળે, કિંચિત્ તરણું મૂક્યું ત્યાંય જો;
વાયુ બળ કરીને હારી ગયો, તોયે ઉડી શક્યું ન કાંય જો. સૌ૦૧૧
વળતો સુરપતિ જોવા સંચર્યો, ઈશ થઈ ગયા અંતર્ધ્યાન જો;
જગદંબા દીઠાં તે જાયગે, કહ્યું ઇંદ્રને ઉત્તમ જ્ઞાન જો. સૌ૦૧૨
વળતી ગર્વ ગયો સહુ દેવનો, જાણી ઈશ્વરશક્તિ અપાર જો;
છોટમ જડવત્ સઘળા જીવ છે, તેથી કામ ન હોય લગાર જો. સૌ૦૧૩

પદ ૨૫ મું—રાગ ધોળ

આત્મા એ તો શિવસ્વરૂપ સાક્ષાત રે,
બુદ્ધિરૂપે જાણો ભવાની માત રે;
સેવક જન તો કહેવાય પાંચે પ્રાણ રે,
દેહરૂપ દેવળ કર્યું નિરમાણ રે. ૧

પૂજા તે તો પંચવિષયના ભોગ રે,
નિદ્રા જાણી લેજો સમાધિ જોગ રે;
ચરણે તો જ્યાં જ્યાં ચાલીને જવાય રે,
પ્રદક્ષણા જાણી લેજો શિવરાય રે. ૨
વાણીવડે વચન થાય ઉચ્ચાર રે,
સ્તુતિ એ તો જાણો તમો નિરધાર રે;
જે જે કર્મ કાયા વચન મને હોય રે,
આરાધન છે સરવ તમારૂં સોય રે. ૩
કરતા ધરતા ભરતા સકળ ઘટ શિવ રે,
મિથ્યા અહંકાર કરે જડ જીવ રે;
એવું જાણી વર્તે જગતમાં જેહ રે,
છોટમ તેને જાણો સદાય વિદેહ રે. ૪

પદ ૨૬ મું-રાગ ધોળ

સુંદર સરવેથી શોભિતો, કહાવે પર્વત કૈલાસ;
તેની શોભા તે શી કહું, જેમાં શિવનો છે વાસ. સુંદર૦ ટેક
શિખર સોનારૂપા તણાં, તેમાં મણિનો પ્રકાશ;
તિમિર કોઈ વ્યાપે નહિ, આઠે પહોર ઉજાસ. સુંદર૦ ૧
વૃક્ષો વિધવિધ ભાતનાં, તેનો ના આવે અંત;
નિત્ય નિત્ય નૌતમ ફૂલે ફળે, બારે માસ વસંત. સુંદર૦ ૨
મધ્યસરોવર શોભીતું, નિર્મળ નીર ગંભીર;
ઘાટ મનોહર મણિતણા, દીસે પરમ રુચિર. સુંદર૦ ૩
ખીલ્યાં કમળ કુમુદિની, ભમરા કરે ગુંજાર;
જળખગ બોલે બહુ જાતનાં, શોભા દીસે અપાર. સુંદર૦ ૪
તીરે તરુવર શોભતાં, વિધવિધ વેલી વિતાન;
મોર ચકોર ને કોકિલા, કરતા નૃત્ય ને ગાન. સુંદર૦ ૫
મોટા મુનિવર ત્યાં મળે, પાણિની ગૌતમ કણાદ;
પૂજે શંકરને પ્રીતથી, ચાલે વિદ્યાના વાદ. સુંદર૦ ૬
કિન્નર ગાંધર્વ અપ્સરા, કરે નૃત્ય ને ગાન;
છોટમ એવા શિવરાયનું, ધરીએ હૃદયામાં ધ્યાન. સુંદર૦ ૭

પદ ૨૭ મું-રાગ સામેરી તથા મેવાડો
( દ્વારકાંના વાસી રે—એ રાહ )

શિવશિવ સમરો રે સહુ જનસ્નેહથી રે, તજીસૌ તનમનકેરા વિકાર;

અતિ સુખ આપે રે એ ઉમિયાપતિ રે, પ્રીતે કરે ભવજળ કેરે પાર શિ૦
જીવકેરૂ જીવન રે પ્રાણકેરા પ્રાણછે રે, અંતરજામી અખંડ અનૂપ;
સર્વમાં સાક્ષી રે શંકર છે સદા રે, સતચિત્ આનંદ એવું રૂપ શિ૦
જગ્ત ચરાચર રે, શોભી રહ્યું જે વડે રે, રવિ શશી પાવક માંહ્ય પ્રકાશ,
સરજે ને પાળે રે વળી સહુ સંહરે રે, આપોઆપે રહે સદા અવિનાશ શિ૦
એવા શિવ જાણી રે ભજીયે ભાવથી રે, તે થકી જીવ કૃતારથ થાય,
ભુક્તિમુક્તિ આપે રે પૂરે મનકામના રે, છોટમ તે શિવના ગુણગનાય શિ૦

પદ ૨૮ મું–રાગ સામેરી

પરમ દયાળુ રે શિવસુખ ધામ છે રે,
અઢળક દાની અધિક ઉદાર,
પતિતને પાવન રે કરતા છે પ્રભુ રે,
ઉમાપતિ અક્ષર સુખદાતાર. પરમ દયાળુ રે૦ ૧
વેશ અમંગલ રે દીસે નિજ દેહનો રે,
મંગલમાં મંગલ જેનું નામ,
ગરલને પીધું રે દુઃખ હર્યાં દેવનાં રે;
ત્રિપુરને ટાળી રહ્યો છે કામ. પરમ દયાળુ રે૦ ૨
દીનજન વલ્લભ રે ધણા મહાદેવને રે,
કરી રહ્યા કાશીપુરીમાં વાસ,
મુક્ત કરે છે રે ચરાચર જીવને રે,
આપે એક તારક મંત્ર માયાપાસ. પરમ દયાળુ રે૦ ૩
વિષ્ણુ ને વ્હાલા રે શિવ સહુથી બહુ રે,
ઋષિમુનિ ધરે છે જેનું ધ્યાન,
છોટમ એવા રે શિવજીને જે ભજે રે,
તેને પ્રભુ આપે છે અદ્વય જ્ઞાન. પરમ દયાળુ રે૦ ૪

પદ ૨૯ મું–રાગ કાફી

(હોલો હોલી કહે છે રે પ્રભુ મ્હાની વહારે ચઢો–એ રાહ)

સાક્ષીરૂપ શંકર રે જુઓ તેને ધ્યાન ધરી,
અજપા ગાયત્રી રે જપો એક ઠામે ઠરી; ટેક
અરુણ ઉગે ત્યાંથી આસન વાળી ચિત્ત કરાવો એક ઠામ,
અજપા કેરો આરંભ કરવો શ્વાસમાં શિવોહંગ નામ,
પલે નવ ફરકે રે જોવું એમ જુગતે કરી. સાક્ષી૦૧
ચતુરદળને ચિંતવી પહેલું રાતો છે જેમાં રંગ,

સિદ્ધિ ને બુદ્ધિ સાથે ગણપતિસ્વામી જોજો ઉલટ ધરી અંગ,
છસે જપ અરપી રે પૂજો કરી પ્રીત ખરી, સાક્ષી૦ ૨
કમળ ષટ દળ ઉપસ્થ ઠામે પીળો છે રાગ પ્રકાશ,
બ્રહ્મા સાવિત્રિની જ્યોતિ છે જેમાં અર્પો હજાર ષટ શ્વાસ,
પ્રેમ કરી પૂજો રે મન ઉપચારે કરી, સાક્ષી૦ ૩
નાભીકમલ તમે દશ દલ દેખો નીલમણિ સમ રંગ,
વિષ્ણુ ને લક્ષ્મીનો વાસો છે તેમાં ઉજ્જ્વળ જ્યોતિ અભંગ,
હજાર ષટ અરપો રે અજપા પછી પૂજો હરિ, સાક્ષી૦ ૪
હૃદેકમલદલ દ્વાદશ કહીએ શ્વેત સ્ફટીકસમ રંગ,
શિવ પારવતીનો વાસો છે તેમાં ગણ અનેક છે સંગ;
હજાર ષટ અજપા રે અર્પો અતિ ભાવ ધરી, સાક્ષી૦ ૫
કંઠ કમળદળ ષોડષ કહીએ જીવ તણો છે વાસ,
વિચિત્ર રંગ છે જ્યોતિ રે તેની અર્પો હજાર એક શ્વાસ,
પૂજા તેની કરતા રે પાપ થકી જશો તરી, સાક્ષી૦ ૬
આજ્ઞાચક્ર છે બે દલ કેરૂં તેમાં પરમાત્માનો વાસ,
ચંદ્ર સૂરજ સમ અક્ષર બે એમાં પૂરણ જ્યોતિ પ્રકાશ;
ગગન-મંડળથી રે અમૃત આવે ઝરી, સાક્ષી૦ ૭
શિશ સરોજ છે સહસ્ર દળનું તેમાં પરમ શિવવાસ,
પૂરણ પ્રેમ વડે પૂજીએ મનથી અર્પી સહસ્ર એક શ્વાસ,
છોટમ શિવ દરશે રે સુખે ભવ જશો તરી, સાક્ષી૦ ૮

પદ ૩૦ મું-રાગ ઉપરનો

અવિદ્યા અંતરમાં રે ભરેલી કાંઈ નહિ છાની,
મૂઢ તો માને છે રે પોતાને પંડિત જ્ઞાની,
અનિત્ય વસ્તુને નિત્ય ગણે છે ને અશુદ્ધ દેહ કહે શુદ્ધ,
નાશી વસ્તુને કહે અવિનાશી એમ સર્વે લોક છે વિરુદ્ધ,
શિવ નવ સૂઝે રે એથી બહુ થઈ હાનિ, અ૦ ૧
બીજી અવિદ્યા અસ્મિતા નામે ધામ ધરાદિક જેહ,
પુત્ર દારા પશુ આદે પદારથ ઈશ્વરે સરજ્યું તેહ,
પોતાને અજ્ઞાને રે મ્હારૂં કરી લે છે માની, અ૦ ૨
રાગ અવિદ્યા ત્રીજી છે એવી અનુકૂળ વસ્તુપર સ્નેહ,
રાતદિવસ રહે ચિંતવન તેમાં બળીયું છે બંધન એહ,
સ્નેહપાશે બાંધ્યો રે છૂટવાની ગતિ હોય શાની, અ૦ ૩

ચોથી અવિદ્યા શેષજી કહે છે જે પોતાથી પ્રતિકૂળ હોય,
તેના ઉપર બહુ દ્વેષ કરે છે દેખીને દાઝે સોય;
ઈશ્વર વ્યાપક સહુમાં રે દુભે છે તેને અભિમાની, અ૦ ૪
અભિનિવેશ છે પાંચમી તે તો મરણ તણો હોય ત્રાસ,
શિવસ્વરૂપ માંહે મન નથી ધરતો દેખી શરીરનો નાશ,
છોટમ એ અવિદ્યા રે તજે તે ખરા વિજ્ઞાની, અ૦ ૫

પદ ૩૧ મું—રાગ ઉપરનો

શિવ શિવ ભજતાં રે પાપ સર્વે પ્રલે થશે,
પાપ ટળી જાતાં રે મન અતિ નિર્મળ થશે,
મન નિર્મળ હોય આરસી જેવું તેમાં ભાસે છે શિવનો ભાસ,
ભાસને જોતા ભાસક જણાશે જે છે પોતાની પાસ,
અજ્ઞાન અંધારૂં રે તેથી તારા તનનું જશે, શિવ૦ ૧
ચોવીસ તત્ત્વો છે જડ સઘળાં ને માયા પચીસમી જાણ્ય,
છવીસમો છે શિવ સનાતન તેને અંતરમાં આણ્ય,
શિવ વિના સઘળું રે આવે નહિ કામ કશે શિવ૦ ૨
જડ અભિમાને જીવ ગણાયો ને વધ્યો કર્મનો ભાર,
પાપકર્મ કરી દુઃખ જ પામે મરણ પાછી જન્મમાર;
શિવ શિવ ભજશે રે તે તો શિવરૂપ થશે. શિવ૦ ૩
શિવ વિમુખ થઇ જીવ ભમે તેને સ્વપ્ને મળે નહિ સુખ,
મિથ્યા મનોરથ મોદક ખાતાં ભાગે નહિ કંઈ ભૂખ,
છોટમ શિવ ભજતા રે સદા નર સુખી હશે શિવ૦ ૪

પદ ૩૨ મું—રાગ કેદારો

શિવની નિંદા જે કરનારા વૈષ્ણવ નામ ધરાવે રે,
તે પાપીને હરિનું દર્શન સ્વપ્નમાં ના આવે રે ટેક
એકજ દેવ વેદમાં કહે છે તે શિવ નામે લહીએ રે,
શિવ નામ છે કલ્યાણકર અવર અકલ્યાણ કહીએ રે. શિવ૦ ૧
ભેદ સદા છે ભયનો હેતુ એમ શ્રુતિમાં કહે છે રે,
શિવવિષ્ણુમાં ભેદ ગણે છે તે સઘળાં દુઃખ સહે છે રે. શિવ૦ ૨
એકજ ઈશ્વર આપ કરે છે ઉત્પત્તિ સ્થિતિ સંહાર રે,
ત્રણ રૂપ કવિઓએ કલ્પ્યા પણ નહિ ભિન્ન લગાર રે. શિવ૦ ૩
શિવ તે વિષ્ણુ વિષ્ણુ તે શિવ અજ અવિનાશી અનંત રે,
છોટમ બ્રહ્મ એક જે જાણે તે જ્ઞાની ગુણવંત રે શિવ૦ ૪

પદ ૩૩ મું-રાગ ઉપરનો

જીવ શિવનો સદા સંબંધી સખા પરસ્પર કહાવે રે,
પાસે રહીને પોષણ આપે આનંદ બહુ ઉપજાવે રે. જીવ૦ ૧
જતન કરી જઠરાની મધ્યે દેહ રચ્યો છે રાજે રે,
અનંત પદારથ જે ઉપયોગી સરજ્યાં છે જીવ કાજે રે. જીવ૦ ૨
વિષયસ્વાદમાં જીવ વળુંધ્યો સમીપ સખા નવ જોયો રે,
પાપકર્મ કરી ભવમાં ભટક્યો ઉત્તમ નરતન ખોયો રે. જીવ૦ ૩
જો શુભ કર્મ કરીને સઘળાં શિવને અર્પે જ્યારે રે,
કહે છોટમ શિવ પરમ કૃપાળુ પોતાનો કરી થાપે રે. જીવ૦ ૪

પદ ૩૪ મું-રાગ ઉપરનો

શિવના અંશ જીવ છે સઘળા શ્રુતિમાં કહે છે એવા રે,
અગ્નિમાંથી તણખા ઉપજે શિવમાંથી જીવ તેવા રે. શિવ૦ ૧
જેવી ઉપાધિમાં જે પડીયો ત્યાં તેવો કહેવાય રે,
પાછો જઈ અગ્નિમાં પડતાં તણખો કોય ન ગાય રે. શિવ૦ ૨
અંશ અવિદ્યા માંહ્ય મળ્યાથી દીનભાવને પામ્યો રે,
જે જે અંશ મળ્યો શિવમાંહે તે જીવભાવ વિરામ્યો રે. શિવ૦ ૩
એમ વિચારી ધ્યાન નિરંતર શિવસ્વરૂપનું ધરીએ રે,
કહે છોટમ જીવ શિવમાં હોમી વળતી સુખે ફરીએ રે. શિવ૦ ૪

પદ ૩૫ મું-રાગ પ્રભાત

જય ઉમાકાંત ભગવંત ભવભયહરણ,દેવ અશરણશરણ દીનબંધુ;
શૂલીનં શંકરં ગરલ ગંગાધરં અખિલ જગનાથ આનંદસિંધુ. ૧
વ્યાઘ્રચર્માંમ્બરં ગૌર તન સુંદરં, કોટિ કંદર્પ લાવણ્યધામં;
ભતિ ભુજગભૂષણં રહિત સકળ દૂષણં,નૌમી કરુણાકરં પૂર્ણકામ. ૨
પ્રફુલ્લ નય લોચનં કામમદમોચનં, પ્રણત જનપાળ જે ત્રિપુરહતા;
બ્રહ્મકુળવંદનં ભક્તઉર ચંદનં,વિષ્ણુ અજ સેવ્ય મહિમા અનંતા.૩
પાપવનપાવકં સકળ સુખદાયકં, કારુણીક પરમ કલ્યાણરાશી;
છોટમ પરમ શિવ સેવીએ પ્રેમથી, શોકસંતાપ સહુ જાય નાશી. ૪

પદ ૩૬ મું-અલબેલી અંબે માત જોવાને જઈએ-એ રાગ

અતિ અદ્‌ભુત રૂપ અપાર શંકર પરમ ગુરુ,
મહાવિદ્યાનો દાતાર સેવક કલ્પતરુ,
કલ્પતરુ તો જડ છે માટે તેથી મોક્ષ નથાય રે,
શંકર તો છે ઈશ્વર માટે આપે મોક્ષ સદાય. શંકર૦ ૧

અનેક પતિત ઉદ્ધાર્યા જેણે ગુણકા અહીર કીરાત રે,
જે જે શિવને શરણે આવ્યા મુક્ત કર્યા સાક્ષાત શંકર૦ ૨
દેવ દાઝતા દેખી જેણે કર્યું હલાહલ પાન રે,
ભક્તજનોના ભય હરનારા સમરથ શિવભગવાન. શંકર૦ ૩
પ્રણતપાળ બીરદાવલી જેની કહાવે દીનદયાળ રે,
કહે છોટમ શંકરને ભજતાં ટળે જન્મ જંજાળ. શંકર૦ ૪

પદ ૩૭ મું-જનુની જીવો રે ગોપીચંદની-એ રાગ

શે નથી ભજતો રે શિવને, અહો જીવ અજાણ જી,
કાળ કરાળના પાશથી, કરશે રક્ષણ કોણ જી. શે૦ ૧
ફોગટ સુખ છે સંસારનું, ભંગુર સઘળા છે ભોગ જી,
સુખ અંતે દુઃખ છે સહી, ભોગ અંતે છે રોગ જી. શે૦ ૨
સ્વપ્ન સમો આ સંસાર છે, ક્ષણમાં ફીટી તે જાય જી,
જોને અસંખ્ય તુજ આગળે, ગયા રણજિતરાય જી શે૦ ૩
પુષ્પની શય્યાએ પોઢતા, છત્રે થાતીતી છાય જી,
તે નર ક્ષણમાં ખપી ગયા, સુતા સળગતી લાય જી શે૦ ૪
પર્વત પોતે ઉપાડતા, ભરતા ઉડવમાં આભ જી,
તેવા માટીમાં મળી ગયા, ઉગ્યા ઉપર ડાભ જી. શે૦ ૫
મોહ મદિરાના પાનથી, ભૂલે પોતાનું ભાન જી,
જનમ ને મરણની વેદના, નથી લેના અજ્ઞાન જી. શે૦ ૬
સાક્ષીરૂપે શિવ છે સદા, રહી પ્રાણની પાસ જી,
છોટમ તેને સંભારતા, થાયે ભવદુઃખ નાશ જી. શે૦ ૭

પદ ૩૮ મું-રાગ ધોળ

સમરણ કરીએ રે શિવનું, પ્રલે થઈ જશે પાપ,
આનંદ ઉપજે અતિ ઘણો, ટાળે તનમનના તાપ. સ૦ ૧
આસન વાળી એકાંતમાં, ધરવું ત્રિકુટીએ ધ્યાન,
જળહળ જ્યોતિ દીસે ભલી, ઉપજે અનુભવજ્ઞાન. સ૦ ૨
ઘણણ ગગને અગોચરી, પ્રગટે દશવિધિ નાદ;
અમૃત વરસે આકાશથી, પીજે શંકર પ્રસાદ. સ૦ ૩
જાગ્રત સ્વપ્ન સુષુપતિ, ત્રણે ગુણથી તે થાય,
સાક્ષી શંકર છે ત્રણનો, તુર્યારૂપ સહાય. સ૦ ૪
મન જો તુરીયામાં જઈ મળે, બાળે કર્મ અપાર,
છોટમ જીવ શિવ એકતા, ન રહે ભેદ લગાર. સ૦ ૫

પદ ૩૯ મું-ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો-એ રાગ

શિવ શિવ સમરી લે પ્રાણીઆ, જે છે પરમ પ્રકાશ;
આનંદ સાગર એજ છે, અજ ને અવિનાશ. શિવ૦ ૧
સ્થૂલ સૂક્ષ્મ કારણ થકી, અળગો રહે એહ;
સાક્ષી શુભાશુભ કર્મનો, ફળદાતા છે તેહ. શિવ૦ ૨
કાયાનગર છે કારમું, કાળે કર્યું નિર્માણ;
એમાં આવી વસ્યો જીવડો, ભૂલ્યો આપ અજાણ. શિવ૦ ૩
જાત્ય ભૂલી ભમ્યો ભાત્યમાં, મન ઇંદ્રીનાં કર્મ;
ભોગવનારો પોતે થયો, તજી પોતાનો ધર્મ. શિવ૦ ૪
કામ ક્રોધ મોહ લોભથી, કરે કોટીક પાપ;
તેથી જનમ ને મરણના, પામે છે પરિતાપ. શિવ૦ ૫
સાર ગ્રહી સત્ શાસ્ત્રનો, કરે તત્ત્વવિચાર;
છોટમ તે શિવને ગમે, પામે ભવજળ પાર. શિવ૦ ૬

પદ ૪૦ મું-રાગ ધોળ

ક્ષમા કરો અપરાધ અમારા શંકર પરમ દયાળ જોને,
પ્રભુ તમે છો પરઉપકારી શરણાગત પ્રતિપાળ જોને. ૧
અંધકારથી મુજને શંભુ પ્રકાશમાં લેઈ ધારો જોને,
અસત્યમાંથી સત્ય ધામમાં રાખો કર ગ્રહી મ્હારો જોને. ૨
પાપમાંહ્યથી પુણ્યમારગે પ્રભુ મને વર્તાવો જોને,
સદાય મારા હૃદયકમળમાં શિવની ભક્તિ ભાવે જોને. ૩
અજાણ બાળક કેરી ને તો માત કરે સંભાળ જોને,
છોટમ શિવને શરણે રહેતાં નડે ન માયા કાળ જોને. ૪

પદ ૪૧ મું-રાગ ધોળ

શિવસમરણથી સાધન સઘળાં સિદ્ધિદાયક થાય જોને.
શિવસેવાથી સઘળા દેવો પૂજાયા કહેવાય જોને. ૧
તરુવર કેરૂ મૂળ સિંચતાં પત્રો પોષણ પામે જોને,
એમ સર્વ દેવોમાં દૈવત આવે શિવને નામે જોને. ૨
સહુ સરિતાના સ્નાનતણું ફળ સાગર ન્હાતાં થાય જોને,
એમ શિવની સેવા કરતાં ત્રિલોકી પૂજાય જોને. ૩
સ્થાવર-જંગમ સૃષ્ટિ સઘળી રહે છે શિવ આધારે જોને,
કહે છોટમ શિવજીને ભજતાં સઘળાં કારજ સારે જોને. ૪

# ૯—આરતીઓ

## ૧ ગણપતિની આરતી

જય ગણપતિ રાયા, જય ગણપતિ રાયા,
નામ નિરંતર જપતાં, વ્યાપે નહિ માયા જય દેવ૦ ૧
હસ્તીવદન કરુણાકર, એક દંત રાજે (૨)
કર્ણે કુંડળ શોભે, સહુ સંકટ ભાંજે જય દેવ૦ ૨
સોવનાનો હાર, વળી મુક્તામાળા, (૨)
ગુણસાગર અતિ નાગર ગણપતિ દુંદાળા જય દેવ૦ ૩
ચારે ભુજમાં ચાર, ફરસી કમળમાળા, (૨)
મોદક ભોજન શોભે, જય શંકરબાળા જય દેવ૦ ૪
મહિમા અગમ અપાર સુખના છો સિંધુ, સુખના (૨)
છોટમ ચરણ તમારા સેવે દીનબંધુ જય દેવ૦ ૫

## ૨—હનુમાનજીની આરતી

જય હનુમંત બંકા, જય હનુમંત બંકા,
તે સાગર ઓળંગી, ઘેરી ગઢ લંકા જય દેવ૦ ૧
સમર્થ નહિ કોય એવો બીજો તુજ ટાની (૨)
રાવણ બાગ ઉજાડી, લંકાગઢ બાળી જય દેવ૦ ૨
તું સર્વેથી સમરથ, બીજો નહિ એવો (૨)
સીતાની સુધી લાવો, નહિ કોઈ તમ જેવો જય દેવ૦ ૩
વાનર હર્ષ પમાડયા, સુખ સહુને દીધું (૨)
બાગ તણાં ફળ ખાધાં, સહુ કારજ સીધ્યું જય દેવ૦ ૪
રામચંદ્રને વાત સીતાની કીધી (૨)
છોટમ રઘુવર ચઢીઆ, ત્યાં દુંદુભી દીધી જય દેવ૦ ૫

## ૩—મહાદેવજીની આરતી

જય હરીહરા, જય હરીહરા
ગંગાધર ગિરિજાધર ઈશ્વર ઓમહરા જય દેવ મ૦ ૧
નંદીવાહન ખગવાહન, શિવચંદ્રનિશાવાગી (૨)
ત્રિપુરારી મોરારી, કર ડમરુધારી જય દેવ મ૦ ૨

વાઘાંબર પીતામ્બર, શિવસ્યામે પહેર્યાં (૨)
કમળ નયન કેશવને, શિવને ત્રણ નયણાં. જય દેવ મ૦૩
લક્ષ્મીવર ઉમયાવર, શંકર શામળીઆ (૨)
નટવર હરિવર સ્વામી, એકાંતે મળીઆ. જય દેવ મ૦૪
ચંદ્રચિંત કેશવને, શિવને ભસ્માંગે (૨)
હૃદયે ધારી રાખ્યાં, ઉમિયા અર્ધાંગે. જય દેવ મ૦૫
કૌસ્તુભમણિ કેશવને, શિવને હળહળા, (૨)
મુક્તાફળ માધવને, શિવને રૂંઢમાળા. જય દેવ મ૦૬
વૈકુંઠ વસે વિશ્વંભર, શિવજી કૈલાસે (૨)
હરિ કાળા હર ગોરા, એક એકને ધ્યાને. જય દેવ મ૦૭
એ બે એકસ્વરૂપ, અંતર નવ ગણશો (૨)
ભવ ભૂધરને ભજતાં, ભવસાગર તરશો. જય દેવ મ૦૮
શિવ વિષ્ણુની આરતિ, જે કોઈ ગાશે (૨)
ભણે શિવાનંદ સ્વામી, મનવાચ્છિત થાશે. જય દેવ મ૦૯

## ૪-પાર્વતીની આરતી

જય ઉમયા માતા, જય પારવતી માતા;
આરતિ કરૂં મા તારી, આપો સુખ શાતા. જય દેવી૦૧
તું શક્તિ સર્વેશ, તું જગની માતા (૨)
તારે શરણે આવે, તું સુખની દાતા. જય દેવી૦૨
તું ઉમયા તું અંબા, તું જગની કરતા (૨)
તુ અખિલેશ્વર દેવી, તું દુખની હરતા. જય દેવી૦૩
તુ રહી શિવ અરધાંગે, સરજે ને પાળે (૨)
તુ જમપુરમા જાતા, જન પાછા વાળે. જય દેવી૦૪
આદિ મધ્ય ને અંત, તુ એકજ દેવી (૨)
છોટમ શરણે આવ્યો, પદ તારા સેવી. જય દેવી૦૫

# ૧૦-શ્રીછોટમકૃત સાખીઓ

## ૧-કપટીકો અંગ

કપટીકા મધુરે બચન, જ્યામેં બ્હોત વિકાર;
મધુરા બોલે મોર જ્યું, કરે અહીકા આહાર. ૧
ન્યાય સહિત જો બોલવો, સોહી બડાકો બોલ;
મૂરખકે મુખકો બચન, જ્યામેં નહીં કછુ તોલ. ૨
ગૂઢ અરથ ગુરુ બચનમેં, પુની સો પર ઉપકાર;
પરપંચીકે બચનમેં, મદ મમતા અહંકાર. ૩
ઓછે નરકે બચનમેં, અર્થ મીલે નહીં એક;
અકબક બોલે આપસે, જૈસે જલકા ભેક. ૪
ન્યાયનીતિસે બોલવો, સો પંડિતકો બેન;
અન્યાયા જ્યું ત્યું બકે, સો મૂરખકો ચેન. ૫
ગુન જાને ગુનવંતકો, જો હોય ગુનકો ખેત;
શલ્યા શાલીગરામકી, કંચન કસ કહી દેત. ૬
ગુણ ન લહે ગુણવંતકો, ગુણુકે જ્યહાં અજાન;
કાગસભામેં હંસકુ, કરે ન કોઈ સનમાન. ૭
પશુકે ગ્રાહક સબ મીલે, ગામ ગામ સબ દેશ;
ગજકો અરુ પંડિતકો, ગ્રાહક કોય નરેશ. ૮
ગુણહીનોંકે ગામમેં, નહીં ગુણીજનકો ઠામ;
ગજકી કિંમત ના લહે, જ્યહાં ગોલાકો ગામ. ૯
કબહુ કોય અધર્મસે, પહીલા સુખી દીખાય;
ધીરે ધીરે તાહીકો, જડામૂળ સે જાય. ૧૦
ઇંદ્રી જીતે આપની, ત્રિભુવનમેં જય પાય;
જાકો ઇંદ્રી બસ નહીં, સબસેં હારા જાય. ૧૧
વરણ સકલમેં વિપ્રવર, તામેં બડ વિદ્વાન;
તાતે અધિક હી જાનીએ, હોય ધર્મકો જ્ઞાન. ૧૨
ધર્મ જાનકે ધર્મકો, કરે આચરણ કોય;
તામેં જ્ઞાતા તત્ત્વ કો, બડો જાનીએ સોય. ૧૩
નિજ વશ રાખે સારથિ, જ્યું રથકે તોખાર;
તેસે રાખે સુજ્ઞ નર, વશમેં ઇંદ્રીવિકાર. ૧૪

ભોગ કીએ તે વિષયકા, શાંતિ કબહુ ન હોય;
જ્યું પાવકમેં ઘૃત પડે, બઢતા જાવે સોય. ૧૫
કષ્ટ સહન કરી જોગકો, સાધન કીયો ન હોય;
કેવલ મનકુ વશ કીયો, લહે સિદ્ધિ સબ સોય. ૧૬
સિરમેં પળિયાં દેખકે, વૃદ્ધ કહે મત કોય;
જ્યામેં વિદ્યા જ્ઞાન હે, વૃદ્ધ જાનિયે સોય. ૧૭
બૂઢેકી બુદ્ધિ કઠિન, હોય નીરસ તેહી જાગ;
કોમલતામેં રસ રહે, ઝરે કઠિન તેં આગ. ૧૮
બાલક જનકો જાનીએ, શુક્લ પક્ષકા ચંદ;
બૂઢા વદી પક્ષકા, દિન દિન હોયે મંદ. ૧૯
બાત કોઈ કે બદનસે, સુનીએ અપને કાન;
નિશ્ચે તાકા બિન કીએ, માંને સોહી અજાન. ૨૦
ઉચે કુલમેં અધમ નર, કેસે પરખ્યા જાય;
ધર્મ લાજ શુચિતા રહિત, બોલે બહુ અન્યાય. ૨૧
ઉંચે કુલમેં નીચ નર, ઉપજી કરે બીગાર;
ઉપજે અગ્નિ વાંસ સેં, કરે સકળ વન છાર. ૨૨
જ્યાકી બાની શુદ્ધ હે, મન પુની તૈસા હોય;
કુવિષય ત્યાગે ઇંદ્રિતે, લહે જ્ઞાન ગતિ સોય. ૨૩
દશ દુર્ગુણ હે કામમેં, ક્રોધમહીં હે આઠ;
પહિલા સુખ જેસા લગે, અંતે દુઃખકા ઠાઠ. ૨૪
કામાદિક કે વ્યસનસેં, હોય ધર્મ ધન હાણ;
ક્રોધાદિકસેં લોક સબ, માને બડ અજ્ઞાન. ૨૫
ગીત નૃત્ય વાજીંત્ર પ્રિય, મૃગયા ઔર જુગાર;
દોષ દરસ હોય ઓરકે, દિવા શયન વ્યભિચાર. ૨૬
કેફ કરે ફીરતા રહે, એ દશ કામવિકાર;
ઉત્તમ નરકો નીચથી, હોય ગતિ નિરધાર. ૨૭
દોષ બતાવે બીન લહ્યો, કરી કપટ દે માર;
ઈર્ષા અસૂયા કુટીલતા, કુવચન પર અપકાર. ૨૮
પરધન લેવે લુંટીકે, પર ઓગુનકો પાઠ;
બસે નિરંતર ક્રોધમેં, એસે દોષ હી આઠ. ૨૯
લોભ જનીએ મનુજમેં, મહા ઔગુનકો મૂલ;
ઉપજે તૃષ્ણા લોભસેં, કરે ધર્મ પ્રતિકૂળ. ૩૦

કરે દાન કોઈ મુરખકો, વૃથા જાત હે સોય;
બોવે ઉખર ભોમિમેં, કહો ફળ કહાંસે હોય. ૩૧

૨—દુરીજનકો અંગ

દુર્ગુણ જાકે ઉર બસે, સો દુરીજન પરમાણ;
સદ્ગુણ જાકે હૃદયમેં, સો સજ્જન ગુણ ખાણ. ૧
દુરીજન દુરગુણકો નિધિ, તાકુ રહીએ દૂર;
જ્યું કઉચકા કાતરા, છુવત દુઃખ ભરપૂર. ૨
સર્પ ક્રૂર સબ જંતમેં, મંત્રનતેં વશ હોય;
દુરીજન સબસે દુષ્ટ હે, વશ કરી શકે ન કોય. ૩
પલમેં સાચા સો બકે, પલમેં બકે અનીત;
બિજલી અરુ દુરજંન કી, દેખી એક હીં રીત. ૪
દુરીજનકે ઉર દુર્મતિ, સદા કરી રહે વાસ;
જૈસે નખ મંજાર કે, અવસર કરે પ્રકાશ. ૫
જેસી કહીએ ચાલની, એસે જીવ ગમાર;
સારસારકુ છાંડકે, ઉરમેં ગ્રહે અસાર. ૬
દુરીજન પરસુખ દેખકે, અંતર ઉપજે લ્હાય;
વન હરીઆ હોય વૃષ્ટિતેં, જવાસા જલી જાય. ૭
દુરીજન કબહુ ન સહી સકે, પરકો બડો પ્રતાપ;
ઘુવડ ભાનુપ્રકાશમેં, દ્રગ મીંચત હે આપ. ૮
નિર્દોષીમેં દોષકુ, થાપત મૂઢ ગમાર;
નિર્મળ ચંદ પ્રકાશકો, ચોર કરત ધિક્કાર. ૯
અપને આગે આયકે, બોલે મીઠી બાત;
પીછેસે નિંદા કરે, સો દુરીજનકી જાત. ૧૦
સ્નેહ નહિ દુરીજંન મેં, જો રહેવે નિત્ય પાસ;
રેતી દરિયાતીરકો, કબહુ ન હોય ચીકાસ. ૧૧
પરકો અનહિત કરનકુ, ખોવે અપના પ્રાણ;
દુરીજનકી ઓર માખીકી, દેખી રીત સમાન. ૧૨
સુખસંપત્તિ પાય કે, દુરિજન નમે ન કોય;
જ્યું એરંડે ફળ ભયા, ત્યું ત્યું ઉંચા જોય. ૧૩
પરનિંદામેં દુષ્ટ નર, કાઢત સારા કાલ;
હરિયા તરુ તજી કાગ જ્યું, બેઠત સુકે સાલ. ૧૪

પરદુખ દેખી દુષ્ટ નર, મનને અતિ હરખાય,
ઉષ્ણકાળ ગર્દભ જયા, દિન દિન માતા થાય ૧૫
ગર્વવ ગજકે સંગમેં, મીલે સદા નિશાન
ભૂંકે મારે લાતમે, કરે કોકકો જાન. ૧૬
ઉત્તમ કુળ મેં દુષ્ટ નર, જો ઉપજેલા હોય,
આગ જલાવે જગતકો, ચંદનસે ભઇ તોય ૧૭
દુરીજન સજ્જન ના બને, કીજે કોટી ઉપાય,
ધોવે નીત નીત દુધસે, કાગ હંસ ના થાય ૧૮
દુરીજન જો વિદ્યા પઢે, બાઢે ગર્વ વિશેષ;
નિશા મટે નહિ ઘુડકી, સૂરજ કરે ઉજેષ. ૧૯
દુરીજનકે ઉર ના રહે, વેદશાસ્ત્રકો સાર,
ખરકુ ના હોય વાનતા, જો વહે ચંદન ભાર. ૨૦
પરનિંદા બીન દુષ્ટકો, તૃપ્તિ કબહુ ન હોય,
વાયસ કબહુ કુભક્ષ બીન, શાંતિ ન લહે સોય. ૨૧
બુરે કામમેં દુષ્ટકી, બુદ્ધિ ચલે વિશાલ,
મહાઘોર અંધારમેં, દિખે ઘુડકો બાલ. ૨૨
સદ્‌ગુણ સજ્જનકો લખી, દુર્જન દોષ લગાય;
નિર્મળ સ્વચ્છ અકાશકો, ધુઆ બિગારત જાય. ૨૩
સજ્જનકી કીર્તિ વિમલ, ખંડે દુરીજન મંદ;
જ્યું ગ્રહુ છાદન કરે, પેખી પૂરન ચંદ. ૨૪
સજ્જનકી કીર્તિ સરસ, દુરીજન નિંદે જાય,
ડારે ધૂરી સુરજકો, ઉલટી આંખ પુરાય. ૨૫
સજ્જન-સુરજ પ્રતાપકો, દુરીજન દેખે નાંય,
ઉલુક અભાગી સુખ લહે, દોષ દુર્ગુણાં માંય. ૨૬
સજ્જનકી કિંમત બઢે, નંદે દુરીજન તોય,
દર્પણમે ગિરી છાર જ્યું, ત્યું ત્યું ઉજ્જવલ હોય. ૨૭
દુરીજન દ્રુજ ભુંડરા, ક્રીયા ભલા કિરતાર,
પાપકુ નિંદક ખાત હૈ, એ પુગ્મલકો અહાર. ૨૮
દુરજન દ્રુજ ઉંદર, દોકી રીત સમાન,
કાજ ન હોવે આપના, કરે ઓરકા જાન. ૨૯
દુરીજનકી ઓર સર્પકી, રીતિ રહી સમાન,
આહાર ન હોવે આપકો, પરકો લેવે પ્રાણ. ૩૦

દુરીજન કબી ન હો ભલા, કીયે કોટી ઉપકાર;
પયસે સિંચે ધતુરા, વીખ ન તજે લગાર. ૩૧
જેસી પ્રીતિ સર્પકી, ત્યું દુરીજનકી જાન;
કોટી પ્રકારે પોખીએ, કબહુક લેવે પ્રાણ. ૩૨
સજ્જનકી ઉત્કર્ષતા, દુષ્ટે સહી ન જાય,
ગાજવીજ દુ દેખકે, મધુ પુષ્પ મર જાય. ૩૩
દુરીજન જો વૈષ્ણવ ભયા, દુષ્ટ સ્વભાવ ન જાય,
જેસા આળા ચામડા, સૂકત બહુ ગંધાય. ૩૪
દુરીજન જબ બડા ભયા, રાખે ભક્તિભાવ,
જેસા બૂઢા વાદરા, તજે ન ચપલ સ્વભાવ ૩૫
દુરીજન સાધુ સંગમેં, ગાન તાન બહુ ગાય,
કટતા તજે ન તુંબડી, નિત્ય ગંગામેં ન્હાય ૩૬
દુરીજન આયા દેખકે, હોય સજ્જન મન ભંગ,
જ્યું રાત્રિ કે ઉદયતેં, જનકો હરે ઉમંગ. ૩૭
નહાતા ધોતા નિત્ય રહે, પૂજા પાઠ પ્રમાણ,
દુરીજન તજે ન દુષ્ટતા, જ્યું ગંગાકો સ્વાન ૩૮
ખાક લગાવે અંગપર, સિરપર રાખે બાલ,
દુરીજનકી અરુ સર્પકી, મીટે ન ટેઢી ચાલ ૩૯
દુરીજન હોય કુસંગતેં, કો પૂરવકે પાપ,
છોટમ સજ્જન હોત હે, અગણિત પુણ્ય પ્રતાપ. ૪૦

૩–સજ્જનકો અંગ

દેત જગાઇ જક્તકો, હરે તિમિર અજ્ઞાન,
સાર અસાર દેખાવહી, સજ્જન સુરજ સમાન. ૧
સુગુણ સુધાકી મધુરતા, સજ્જન લહે સુહેત,
નવ રસાલ અંકુરકો, સ્વાદ કોકીલા લેત ૨
બુદ્ધિવંત જન કરિ સંગ, જગજનકો ઉપદેશ,
ધર્મ બ્રહ્મકી બાતમેં, શઠ જાને નહિ લેશ ૩
વાસ સુમનકી તિલ ગ્રહે, ગ્રહી ન સકે ગુમાર,
દુરીજનકે C ના રહે, વેદશાસ્ત્રકો સાર ૪
સજ્જનકો ચિત્ત ના ડગે, પરે વિપત્તિ કોય,
ઘણકો ઘા હીરા સહે, કકરા સહે ન સોય. ૫

સાધુજનકે ગુનનકો, વાયુ દેત ફેલાય,
લે લે ફૂલકી વાસના, પવન દિશા દશ જાય. ૬
કટ સમય સજ્જન સદા, ભલા રહે ભરપૂર,
પાવક જારે તો કછુ, બાસ ન તજે કપૂર ૭
સજ્જન વૃક્ષ સમાન હે, પર ઉપકાર અપાપ,
ફલ છાયા દે ઔરકો, આપ સહે નિર તાપ. ૮
સાધુજન ભૂલે નહીં, કીઓ કછુ ઉપકાર,
નાલીકેરી જલતેં લઇ, ફલમેં નાખે ધાર. ૯
સજ્જન સબકો સુખ કરે, બસે કદાપિ દૂર,
સુરજ બસે આકાશમેં, તેજ કરે ભરપૂર. ૧૦
સુધરે જીન સમાનકે, જો રહે સજ્જન પાસ,
ચંદન તરુકે સંગતે, સબ તરુ લહે સુવાસ ૧૧
શોભે નરકી સુઘડતા, જો સજ્જનતા હોય,
શોભે ભેખ ન તરુણીકું, નહિ વૃદ્ધાકુ સોય. ૧૨
હોય ઉદય જબ સૂરકો, તબ સજ્જનકો દુખ,
તુહીન કિરણકે ઉદયતે, મુંદે પંકજ મુખ ૧૩
ગુણ જાણે ગુણવંતકો, જે ગુણવંતા હોય,
જાણે નાક સુવાસકું, કાન ન જાણે કોય ૧૪
સજ્જનકી નિંદા કરે, દુરીજન દોષ લગાય,
ડારે ધૂરી આકાશમેં, ઉલટી આંખ પૂરાય. ૧૫
સજ્જન દુરીજનમેં રહે, સો દુરીજન ના હોય,
ફણીધર કે સિર મણિ રહે, ગુણ ના પલટે કોય ૧૬
સજ્જન દુરીજન સંગતે, સજ્જનતા નહિ જાય,
રહે કોકિલા કાગમેં, સ્વર ન તાહી પલટાય ૧૭
સજ્જન કુકર્મ ના કરે, પરે વિપત્તિ આય,
ભૂખ્યા કા ભૂખ્યા મરે, સિંહ ઘાસ ના ખાય. ૧૮
મારા નરકો નીચ કહિ, કરે કોય અપમાન,
ગજપર સજ કાગે કિયો, ઘટે ન ગજકો માન ૧૯
દુરીજન સબ મિલકે કરે, સજ્જનકો અપમાન,
મોલ ઘટે નહિ હસ્તીકો, ભસે કોટીક શ્વાન ૨૦
મહાપુરુષ મૂકે નહિ, સત્ય ધરમ મરજાદ,
ખટ ઋતુ નિ શશિ મેઘકો, નીમ ન જાવે બાદ. ૨૧

સાધુકે ગુન સાધુકી, કીર્તિ દેત પહુચાય;
જ્યું કેતકી કે ગંધસે, ભમરા આવે ધાય. ૨૨
સંપતિમેં વા બિપતિમેં, બડા ન ચૂકે ચાલ;
ઉગતા સૂરજ લાલ હે, અસ્ત ભયા પુની લાલ. ૨૩
સંપતિ દેખી ના છકે, નહીં વિપતમેં ક્લેશ;
ઉષ્ણ વૃષામેં સિંધુ જ્યું, સજ્જન ત્યુંહિ હમેશ. ૨૪
દુરીજન અગણિત તુચ્છ હે, ઉત્તમ સજ્જન એક;
એક ચંદ તમકો હરે, તારા નહીં અનેક. ૨૫
એક સિંહ બનમેં બસે, સો જાહર સબ દેશ;
ઓર પશુ અગણિત બસે, કોય ન જાણે લેશ. ૨૬
ચંદનકા તરુ એકીલા, વનકો કરે સુવાસ;
ઉગ્યા વેણુ અસંખ્ય સો, કરે સકલકો નાશ. ૨૭
જો કુલમેં સજ્જન ભયા, સો કુલ ઉજ્જવળ હોય;
જો કુલમેં દુરીજન ભયા, કહે નીચ સબ કોય. ૨૮
સજ્જન સંપતિ પાયકે, દેવે ગર્વ બહાય;
જ્યું આંબાકો ફળ ભયા, ત્યું ત્યું નમતા જાય. ૨૯
સજ્જન હોય સ્વભાવસેં, સુર ધીર દાતાર;
ભેદ ન રાખે મેઘ જ્યું, પોષે સબ પરિવાર. ૩૦
સજ્જન સમદષ્ટિ ધરે, ભેદ ન રાખે કોય;
જ્યું ધરણી ધારી રહે, ઉંચ નીચકો સોય. ૩૧
સજ્જન તજે ન સત્યતા,જબલગ ઘટમેં પ્રાન;
પૂરા કા પૂરા રહે, સો સજ્જન પરમાન. ૩૨
સજ્જન જૈસા સૂપડા, ત્યાગે સકલ અસાર;
સાર સાર ઉરમેં ગ્રહે, સો સજ્જન નિરધાર. ૩૩
સજ્જન ડૂબા ના વહે, ભવસાગરકે માંય;
તારે ઓર આપે તરે, ભેદ ન રાખે કાંય. ૩૪
સજ્જન મેઘ સમાન હે, ઈચ્છે પરઉપકાર;
સિંચે ઔર શીતલ કરે, ભેદ ન ગીને લગાર. ૩૫
ક્ષમા દયા ઔર સત્યતા, ધીરજ ધર્મ વિવેક;
સજ્જનકે ઉરમેં બસે, સદ્દગુન ઓર અનેક. ૩૬
સરિતાકો જલ સિંધુમેં, સહજ હિ આવત ધાય;
ત્યું વિદ્યાગુણ જ્ઞાન સબ, સજ્જન માંહી સમાય. ૩૭

સજ્જનકે મુખકો બચન, યથા દંત ગજરાય;
જો નીકસા સો નીકસા, પીછા કબહુ ન જાય. ૩૮
દુરીજનકે મુખકે બચન, જ્યું કુરમકી ડોક;
નીકસે ઓર પીછા ફરે, અબી બોલ્યા અબ ફોક. ૩૯
સજ્જન કે ગુન પરખી કે, રખીએ અપને પાસ;
છોટમ પારસમણિ સમા, સરખા બારે માસ. ૪૦

૪–આદરકો અંગ

બળ બુદ્ધિ હિંમત સહિત, જાકો આદર હોય;
તાકુ કછુ દુર્લભ નહીં, કરે જો ચાહે સોય. ૧
જબતેં જન્મ્યા જગતમેં, ભયા ગર્ભ તેં બહાર;
તબતેં ઉદ્યમ શરૂ ભયા, દેખો હૃદય બિચાર. ૨
માતા કે સ્તનમેં રચ્યા, દૂધ પ્રથમ કિરતાર;
બાલક નિજ ઉદ્યોગસેં, કરત તાહીકો આહાર. ૩
કરી ભરોસા કર્મકા, જીવ રહે જો કોય;
ભૂખ્યા કા ભૂખ્યા મરે, પુષ્ટ કહાંસે હોય. ૪
જિનહી માતમેં પય રચ્યો, તિનહી રચે સબ ભોગ;
કરસ કરાઈ જીવકો, ઈસમેં લાવે જોગ. ૫
બિન શીખ્યા આવે નહી, વિદ્યા હુન્નર જ્ઞાન;
તાતેં ઉદ્યમકે વિષે, ભાગ્ય રચ્યો ભગવાન. ૬
કાટેસે કદલી ફળે, બીન કાટે ફળ નાંય;
ત્યુંહી ભાગ્ય સબ જીવકો, સરજ્યો ઉદ્યમ માંય. ૭
કૂપ ખને બિન ના મિલે, ભૂ અંતરકો નીર;
ત્યુંહી સકલ ઉદ્યોગમેં, પાવે સુખકી સીર. ૮
ઘી સરજ્યો હે ગાયમેં, પાવક બકરી માંય;
ઇખ માંહિ ગુડ શર્કરા, બીના મથે ફલ નાંય. ૯
વિવિધ પદારથ વિશ્વમેં, રચી રાખ્યા કિરતાર;
સો નરકે ઉદ્યોગતેં, શોધી નીકાસ્યો સાર. ૧૦
બીજ સકળ પ્રભુને રચ્યો, પુની બરસાવત નીર;
તાંહાં માનવ ઉદ્યમ કરી, પોષત સકળ શરીર. ૧૧
વાપી કૂપ તડાગ ઘર, વસ્ત્ર પાત્ર હથિયાર;
વિવિધ યંત્ર રચી મનુષને, સુખ ઉપજાયો સાર. ૧૨

હિંમત હિકમત સત્યતા, સુધર્મ સહિત વિચાર;
હિત ચાહે સબ જીવકો, તબ રીઝે કિરતાર. ૧૩
સ્વારથ સાધે આપકો, પરકા કરે બિગાર;
ધીક તાકે ઉદ્યોગમેં, ઉપજે દોષ અપાર. ૧૪
સૃષ્ટિરૂપી બાગકો, માળી સરજનહાર;
બીન આજ્ઞા ખંડન કરે, સો નર ખાવે માર. ૧૫
ધર્મ ધર્મ સબકો કહે, મર્મ લહે જન કોય;
પ્રભુકી આજ્ઞા પાલની, ધર્મ કહાવે સોય. ૧૬
સબ જીવકે ઉપકાર હીં, સરજ્યો મનુષ્ય શરીર;
અર્થ ન આયો કોઇકુ, જ્યું બીગડેલો નીર. ૧૭
જપ તપ વ્રત તીરથ કરે, ધરે એકાંતે ધ્યાન,
ઈનિમેં ફલ પાવે નહીં, પર ઉપકાર સમાન. ૧૮
જો જન જનમી જગતમેં, સબકો ચહે કલ્યાણ;
સો નર પ્રભુકા જાનીએ, પ્યારા પુત્ર સમાન. ૧૯
સજ્જન કી નિંદા કરી, દગ્ધ હો ગઇ સૂઝ;
એસે પામર ના લહે, સાચ જૂઠકી બૂઝ. ૨૦
બકરા જેસી બુદ્ધિ કે, જીવ જગતકે માંય;
દેખાદેખી સો ચલે, તત્ત્વ લહે નહિ કોય. ૨૧
જો બચ્ચા હોય સિંહકા, ચખે ન કોઈ કીલાર;
કપટ લહે સબ ધૂર્તકો, જાકુ સત્ય વિચાર. ૨૨
આડંબર ઠગકો લહી, અલ્પમતિ પીછે ધાય;
જ્યુ દીપકકે તેજમેં, પડે પતંગ સબ જાય. ૨૩
કપટ ચતુરતા ઠગનકી, લહે ન પામર જંત;
બડ આડંબર દેખકે, કહે સોહી ભગવંત. ૨૪
જગકર્તાકુ ના લહે, ભજે મનુષકો નામ;
બુદ્ધિ જડકી જડ રહે, સુજે ન કોઇ કામ. ૨૫
બડા સરોવર દેખ કે, બગલા આવે ધાય;
તત્ત્વજ્ઞાન મોતી બીના, હંસ ન વીરમે જાય. ૨૬
સત્યશીલ સરોવર ભર્યા, કમળ ભક્તિ સુવિચાર;
જ્ઞાન મોતી જામેં રહ્યા, હંસ રમે તાહિ ઠાર. ૨૭
આપ આપકે પંથકી, મમતા કર મર જાય;
એ કળિજુગકે પંથમેં, જીવકો કાજ ન થાય. ૨૮

અપના પંથ ભલા કહે, ઓર પેં રાખે દ્વેષ;
દો શેરીકા કૂતરા, લડી લડી મરે હમેશ. ૨૯
માલા તિલક બનાયકે, દ્વેષ કરે નાદાન;
સો નર કોટિક કલ્પલોં, હોય ટીલવા શ્વાન. ૩૦
સબ નર ધાવત ચામકુ, કોય ભજત નહિ રામ;
રામ રહ્યા જો હૃદયમેં, તો દ્વેષ રહે કીસ કામ. ૩૧
રામ કૃષ્ણુ કે નામસેં, જો પાતક જર જાય;
તો નિંદા ઈર્ષાદિ સબ, કહાં ઉર રહી સમાય. ૩૨
રાગ દ્વેષ ખલતાદિ સબ, જૂઠ કપટ ઉર હોય;
સો સેવક કલિ કાલકે, નહીં પ્રભુકે કોય. ૩૩
સકલ પંથ ઓર ગ્રંથકો, ઉર ગ્રહી લીજે સાર;
મતમમતાદિક છાંડકે, કરના તત્ત્વવિચાર. ૩૪
તાતેં શુભ આદર કરી, મનકા તજો વિકાર;
સત્ય પંથમેં પગ ધરો, તો ઉતરોગે પાર. ૩૫
ધર્મ અર્થ અરુ કામકો, ફ્લ આદરમેં સાર;
નર પાવે આદર કરી, પરમ મોક્ષકો દ્વાર. ૩૬
આદરતેં ભક્તિ બને, આદરતેં તપ ત્યાગ;
આદરતેં સબ છાંડકે, મન ધારે વૈરાગ. ૩૭
આદરતેં હોય ભૂપતિ, આદરતેં જોગેન્દ્ર;
આદરતેં સુકૃત કરી, બને સ્વર્ગકા ઈંદ્ર. ૩૮
આદરતેં વૈકુંઠમેં, સદા કરી રહે વાસ;
આદરતેં સેવક બની, રહે પ્રભુકે પાસ. ૩૯
આદરકો મહિમા બડો, કેતો કહું બનાય;
છોટમ સો મહાપુરુષકો, જશ જગમેં સબ ગાય. ૪૦

---

## ૫—આતુરતાકો અંગ-દોહા

બોધી બોધી જીવકો, મત કોઈ કરો બિગાડ;
બીન આતુરતા ના ફ્લે, દેખો જંગલ ઝાડ. ૧
પીએ ન નીર પાતાલકો, તજે પુરાને પાત;
જાગે ઋતુ જબ ઝાડકુ, નવપલ્લવ હોય જાત. ૨
પ્યાસ બીના પ્રિય ના લગે, પવિત્ર જલકો પાન;
બીન આતુરતા ના ગ્રહે, ઘટમેં ગુરુકો જ્ઞાન. ૩

ભાનબિના ભોજન ભખે, પચે પેટમેં નાય,
હોય અજીરણ આકરા, દેખો દુનિયામાય ૪
આબા અબુ ના પિયુ, વરતે ઋતુ વસંત,
આતુરતા હો અંગમેં, તો ફળ હોય અનંત ૫
જો ગતિ ઉપજે જીવકું, પિયુ મીલનેકી પ્યાસ,
તાકું સબ ફીકા લગે, ભવકા ભોગવિલાસ ૬
સ્વાતિ સ્વાતિ રટત હૈ, કોયક પંખી જાત,
બીરહાગન કી અગનસેં, તાકો તન જરી જાત. ૭
સ્વાતિ ઘન બરષે જબે, સાજો હોય શરીર,
ઉચા ઉડે અવનીસેં, પીવે સ્વાતિ કો નીર ૮
નીર બીછોયા મીનકુ, જછત નીર મેળાપ,
તાહિ બિરહકે તાપસેં, પ્રાણ તજે દે આપ. ૯
સતી પતિકે બિરહમેં, ડરે અગનસેં નાય,
પાની પાવક જ્વાળસે, જાય ચિતા કે માય ૧૦
• જેસી આતુરતા રૂહે, જીન સકલ કે માય,
તેસી દયા કૃપાળ કી, યામેં સંશય નાય. ૧૧
તપે મેદની તાપતેં, આકુલ વ્યાકુલ હોય,
તેસા તેસા મેઘકા, તા પર બરસે તોય ૧૨
કામી કામાતુર બને, ચહે નારીમય જક્ત,
ત્યું આતુર પ્રભુ મિલનકો, પ્રભુમય દેખે ભક્ત ૧૩
જો જાકું પ્યાસ લગે, તાકો રહે વિશ્વાસ,
બિના પ્રીતિ આતુર બની, કો ન જાય કો પાસ ૧૪
પૂરી ગાઢ જો પ્રીતકી, ઓડી છૂટે નાય,
સહે પીર નહિ તાહીકી, પ્રાણ તજે પલમાય ૧૫
જો આતુરતા જીવકું, પિયુ મિલનકી હોય,
તો ભવસુખ ભાવે નહિ, સમરે નિશદિન હોય. ૧૬
દેખાદેખી જન કરે, જપ તપ તીરથ ત્યાગ,
આતુરતા ઉપજ્યા બિના, હોય ન દઢ અનુરાગ. ૧૭
શૂન્ય હૃદયકે જીવકો, નહિ આતુર વૈરાગ,
દંભ કરી દુનિયા ઠગે, લોક દેખાવન લાગ. ૧૮
અજ અસિમ મનમેં કહે, તનકો માને હંસ,
જગદીશ બોધે દાસહિત, કરે કર્મકો ધ્વંસ. ૧૯

કોટી જન્મકો પુણ્યફળ, જાકુ પ્રગટયો હોય;
તો આતુરતા ઉપજે, પ્રભુપદ પાવે સોય. ૨૦
માત બીછોયા બાલ જ્યું, માતા ઢુંઢત રોય;
યું રોવે પ્રભુ મિલનકો, પ્રભુપદ પાવે સોય. ૨૧
આતુરતા ઉપજ્યા બિના, હોય ન દૃઢ વૈરાગ;
ભેખ ધરી ભટકત ફીરે, દામ ચામ મન લાગ. ૨૨
જેસા ઉભકયા અન્નકો, ખાવે શૂકર શ્વાન;
ત્યાગ કિયા પીછા ગ્રહે, સો નિશ્ચે નાદાન. ૨૩

૬–જીવકો અંગ–દોહા

જીવ જીવ સબકો કહે, ચલતા દેખી દેહ;
કોન રૂપ હે જીવકા, તહાં સબકુ સંદેહ. ૧
કો કહે વાયુરૂપ હે, કો કહે તેજસરૂપ;
કોય રુધિરકો કહત હે, કેહેવે કોય અનૂપ. ૨
કોય કહત અણુરૂપ હે, કો કહે અંગુષ્ટ માત્ર;
કો કહે વ્યાપક જીવ હે, જિહાં જેસો હે ગાત્ર. ૩
કોય કહે અજ્ઞાનમય, કોય જ્ઞાનમય ગાય;
કોય કહત હે વાસના, જેસા જીવ સદાય. ૪
કો કહે ચારોં તત્ત્વકો, યોગ પરસ્પર હોય;
ચેતનતા તહાં ઉપજે, જીવ કહાવે સોય. ૫
કોય પ્રતિબિંબ બ્રહ્મકો, કહત અવિદ્યામાંય;
કોય કહત અહંકારમેં, પરત બ્રહ્મકી છાંય. ૬
કોય કહત હે બુદ્ધિમેં, હોત બ્રહ્મ આભાસ;
જેસા પડઘા નાદકા, ગરજત ચારૂ પાસ. ૭
કોય કહત હે જીવકો, રૂપ સનાતન સોય;
અજ અવિનાશી આપ હે, કરનહાર નહિ કોય. ૮
કો કહે જીવ ક્ષણિક હે, જેસા દીપપ્રકાશ;
થડમેં સે જોડાત હે, ઉપર ઉપર નાશ. ૯
આપ આપકે પંથમેં, સબ કોઇ કહે બનાય;
અર્થ ન સમજે વેદકા, સો જ્યું ત્યું બહે જાય. ૧૦
જેસા ચિનગા અગ્નિકા, સૂક્ષમ હોત અનંત;
ત્યુંહી અંશ કરતારકા, કહ્યા વેદમેં જંત. ૧૧

એ પરમાણુ રૂપકો, નહિ કલ્પાતે નાશ,
બ્રહ્મ સરીખા બ્રહ્મમેં, સદા કરી રહે વાસ ૭
જબ ઈચ્છા જગદીશકી, જક્ત કરનકી હોય;
તબ પરમાણુ મિલાયકે, રચત જક્તકુ સોય. ૮
કોયક જ્ઞાની બ્રહ્મકો, કર્તા માનત નાંય,
માયાકુ ભ્રાંતિ કહે, ભઈ બ્રહ્મકે માંય. ૯
રૂપા ભાસત છીપમેં, સાપ જેવરી ઠામ,
બિપરીત દેખે વસ્તુમે, ભ્રાંતિ તાકો નામ. ૧૦
જૈસી જૈસી જેવરી, લંબી ટેઢી હોય;
તેસી તેસી સર્પકી, લહે આકૃતિ સોય. ૧૧
આપે બ્રહ્મ અરૂપ હૈ, જાકો નહીં આકાર,
તો ભ્રાંતિસે જક્તકો, દર્શે કયું સાકાર. ૧૨
પુનિ આકારી જક્તમેં, જીવ ઈશ દો જાત્ય,
ઈશ અજન્મા એક હે, જીવકી અગણિત ભાત્ય ૧૩
સ્થાવર જંગમ જાતિકી, ખાની કહીએ ચાર,
એક એક સેં ખાનીમેં, જાતિ ભેદ અપાર. ૧૪
ન્યારી ન્યારી શિકલ હૈ, ન્યારે રંગ સ્વભાવ;
ન્યારા ન્યારા ગુણ રહ્યા, એ કોઇ અજબ પ્રભાવ ૧૫
કેતેક દેખે રેનમેં, દિનમેં દેખે કોય,
કેતેક દિન અરુ રેનમેં, દેખે દગસે સોય. ૧૬
કેતેક જલમેં રહ સકે, કેતેક થલકે માય;
કેતેક જલથલ દોયમેં, બિચરત દેખ્યા ત્યાય. ૧૭
શિલ્પ ચાતુરી દેહમે, દેખો સુરત લગાય,
એસી જગકરતારબીન, કોઇસે રચી ન જાય. ૧૮
અગાધ કૌશલ દેખકે, બુદ્ધિ ગઇ હેરાય;
ભ્રાંતિ માની જક્તકો, ગયે લોક ભરમાય ૧૯
'અહં બ્રહ્મ' મુખસેં બકે, કયે શૂન્ય સમ જ્ઞાન,
બ્રહ્મ અકર્તા કહી કહી, કીયો બહોત અપમાન. ૨૦
માયાસેં કાયા ભઈ, એક સૂક્ષ્મ એક સ્થૂલ;
યોજન જાવે તાહીકો, હાથ ન આવે મૂલ. ૨૧
જેસી નભકી શ્યામતા, જો કોઇ પકરન જાય,
કોટી કલ્પ લોં સોધતે, દૂરહી દૂર દિખાય ૨૨

મૃગતૃષ્ણા જળ દેખીએ, જૈસા સાગર પૂર,
પ્યાસા દોડે પીવનેકો, દેખે દૂરકા દૂર ૨૩
પરછાયા પરભાતકો, લંબા બડા દિખાય,
જ્યું જ્યું રવિ આતા ગયા, ત્યું ત્યું ઘટતા જાય. ૨૪
સુરજ આયા શીરા પર, છાયા ગઈ સમાય;
ત્યું જીવ માને બ્રહ્મકો, માયા નહીં રહાય. ૨૫

## ૮—વિવિધ વિષયકો અંગ—દોહા

આગળ સૌથી આંખ હૈ, પાછળ રહેવે કાન,
જો દેખા હૈ આંખસે, સો તુ સચ્ચા માન ૧
ક્ષમા ઔર સંતોષ એ, દો ગુન જામે હોય,
છોટમ આ સંસારમેં, સદા સુખી રહે સોય ૨
ક્રોધ ઔર તૃષ્ણા બહુ, એ દો ગુણ જો હોય,
છોટમ આ સંસારમેં, દુખીઆ રહેવે સોય ૩
એક સત્ય દુજી દયા, જો જનમેં ના હોય,
નિશ્ચે નર આકારકા, રાક્ષસ કહીએ સોય. ૪
દુર્વ્યસની ઓર દુર્ગુણી, સજ્જનકુ દે દોષ,
તાકુ દુર્જન જાનીએ, કેવળ અઘકો કોશ. ૫

## ૯—સ્વમતાભિમાનકો અંગ—દોહા

નિજ મત નીકો સબ કહે, ઔર કરે સંવાદ,
કાગ કહે નહિ કોકિલા, તેરે સુંદર નાદ ૧
ઉલુક સરાહત રેનકો, ચકવા કહે ભલ ભોર,
જો અનુકૂળ હે જ્યાહીકો, તહાં તહાં તાકો જોર. ૨
નર ચહત નગરી ભલી, વાનર વનકુ જાય,
જ્યાહાં જ્યાહાં જાકી યોગતા, તાંહાં તાંકો મન જાય. ૩
મલ ભોગી હે મક્ષિકા, ચંદન પાસ ન જાય,
ત્યું વિષયી તજી જ્ઞાનકો, ગીત જગકે ગાય. ૪
ઈશ્વરરચિત પદાર્થ દે, તનુ વગ સકલ અજ્ઞાન,
આહં બ્રહ્મ સુખસે બકે, જ્યો હોય બ્રહ્મસમાન. ૫
ગર્વ ધરે વનવંતકો, જો લહે ધન હ પાસ,
જબ વહી ધન જાતા રહ્યા, બને ઓરકા દાસ ૬

તું વિદ્યા બળ પાયકે, કથે બ્રહ્મકો જ્ઞાન;
જો ચિત્તભ્રમ રોગી ભયા, તો હે પશુસમાન. ૭

## ૧૦-આત્માસાર કે અંગ-દોહા

વસ્તુ સંગ્રહ સ્વાર્થતા, દાન ભોગ શૃંગાર;
પંચે ગુણ એ રાજસી, નિર્ગુણ આત્માસાર. ૧
દયા ધર્મ શ્રદ્ધા વળી, તપ ને ભક્તિ ઉદાર,
પંચે ગુણ સાત્વિક તણા, નિર્ગુણ આત્માસાર. ૨
વિવાદ શોક કલહ વળી, બંધ કુવચન ઉચ્ચાર,
પંચે ગુણ એ તામસી, નિર્ગુણ આત્માસાર. ૩
અસ્થિ માંસ નાડી ત્વચા, રોમસહિત છે જેહ,
પંચે ગુણ પૃથ્વી તણા, કઠિન અંશ છે તેહ. ૪
લાળ મૂત્ર પ્રસ્વેદ ને, શોણિત શુક્ર સમેત,
જળના કહીએ પંચ ગુણ, નરમ અંશ તન ખેત. ૫
ક્ષુધા તૃષા ઉદ્વેગતા, નિદ્રા આળસ હોય,
પંચે ગુણ પાવક તણા, ઉષ્ણ અંશથી જોય. ૬
ધાવન ચલન વલન અરુ, સંકોચના પસાર,
એ પાંચે ગુણ પવનના, ચંચલ અંશ ઉદાર. ૭
રાગ દ્વેષ લજ્જા અરુ, મોહ પિશૂનતા જેહ;
પંચ ગુણ આકાશ કે, વ્યાપક સઘળે દેહ. ૮
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ, તુરિયા ઉનમુનિ હોય,
પાંચે ગુણ એ શબ્દના, નિર્ગુણ આત્મા જોય ૯
પ્રાણ અપાન સમાન વળી, વ્યાન તથા ઉદાન,
એ પાંચે ગુણ સ્પર્શના, નિર્ગુણ આત્મા જ્ઞાન ૧૦
સંશય નિશ્ચય અહંતા, શુભ ને અશુભ વિચાર,
એ પાંચે ગુણ રૂપના, આત્મા અગુણ અપાર. ૧૧
ક્ષુધા તૃષા સ્વાદિષ્ટતા, વળી આચાર વિચાર,
એ પાંચે ગુણ રસ તણા, નિર્ગુણ આત્માસાર. ૧૨
જન્મ મરણ ને જશ અજશ, અદષ્ટ ફળની આશ,
એ પાંચે ગુણ ગંધના, આત્મા છે અવિનાશ ૧૩
જાણપણું સુખદુઃખ વળી, હરખ વિષાદ સમેત;
પાંચે ગુણ એ શ્રોત્રના, આત્મા શુદ્ધ સચેત. ૧૪

વ્યથા શીત ને ઉષ્ણતા, કોમળ કઠિન જણાય;
ત્વચા તણા એ પંચ ગુણ, નિર્ગુણ આત્મારાય. ૧૫
શ્વેત પીત ને હરીતતા, શ્યામ અરુણ એ રંગ;
પાંચે ગુણ છે નેત્રના, નિર્ગુણ આપ અસંગ. ૧૬
મધુર અમ્લ કટુ તીક્તતા, લાગે ક્ષાર કષાય;
પાંચે ગુણ એ જીભના, નિર્ગુણ આત્મ સદાય. ૧૭
પૂરક કુંભક રેચક, ગ્રહે કુગંધ સુગંધ;
એ પાંચે ગુણ ઘ્રાણના, આત્મા અગુણ અખંધ. ૧૮
પરા પશ્યંતિ મધ્યમા, વૈખરી માત્રારૂપ;
પાંચે ગુણ વાચા તણા, આત્મા અગુણ અનૂપ. ૧૯
આપે લે ઝાલી રહે, વળી વલૂરે દેહ;
વિવિધ કર્મ જેથી કરે, હાથ તણા ગુણ એહ. ૨૦
ગમન આગમન સ્થિરતા, આસન શયન વિશેષ;
પાગ તણા એ પંચ ગુણ, નિર્ગુણ આત્મા એહ. ૨૧
રતિ ઉત્થાન મલીનતા, ક્રીડા મૂત્ર વિસર્ગ;
શિશ્ન પંચગુણ જાણીએ, નિર્ગુણ આત્માવર્ગ. ૨૨
શુચિ અશુચિ વિશ્રાંતિ, મળનો કરે વિસર્જ;
એ પાંચે ગુણ પાયુના, આત્મા અમલ અસર્જ. ૨૩
હર્ષ શોક નિસ્પૃહ વળી, નિષ્કળ ધીરીય સમેત;
પાંચે ગુણ અંતઃકરણ, આત્મા શુદ્ધ સચેત. ૨૪
સંકલ્પ વિકલ્પ મૂરછા, જાગ્રત મનમથ હોય;
પાંચે ગુણ એ મનતણા, આત્માના નહિ કોય. ૨૫
વિવેક શાંતિ વૈરાગ્યતા, ક્ષમા તથા સંતોષ;
એ પાંચે ગુણ બુદ્ધિના, આત્મા સદા અદોષ. ૨૬
સ્મૃતિ ચિંતા નિવૃત્તિ, ચિંતવન નિદ્રા હોય;
પાંચે ગુણ એ ચિત્તના, નિર્ગુણ આત્મા સોય. ૨૭
અહંકાર મદ દર્પ વળી, ગર્વ તથા અભિમાન;
પાંચે ગુણ અહંકારના, નિર્ગુણ આત્મા જ્ઞાન. ૨૮

સમાપ્ત.

વીર દુર્ગાદાસ... ... ... ... ... ... ૨૪૦ ... ... ૦ાાા

ભારતનાં સ્ત્રીરત્નો-ત્રણ ગ્રંથોમાં ... ...૨૧૦૦ ... ... ૬)

" " છુટક દરેક ભાગના ... ... ... ૨ાા

## સ્ત્રીઓ તથા પુરુષોમાટે બોધપ્રદ વાર્તાઓ

ટુંકીવાર્તાઓ-ભાગ ૧ થી ૪ ભેગા ... ... ૬૦૦ ... ... ૨)

ટુંકીવાર્તાઓ-ભાગ ૫ મો. ૨૮ સાંસારિક વાતો૩૦૪ ... ...૦ાાા~

ટુંકીવાર્તાઓ-ભાગ ૬ ઠ્ઠો-બોધપ્રદ ૨૭વાતો... ૩૬૦ ... ... ૧)

ટુંકીવાર્તાઓ-ભાગ ૭ મો-અનેક વાતો ... ૨૫૦ ... ... ૧ાા

દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી ... ... ૧૬૦ ... ... ૦ા

## બાળકોમાટે ખાસ ઉપયોગી પુસ્તકો

સદ્‌ગુણી બાળકો-૬૯ બનાવોનો સંગ્રહ ... ૧૨૮ ... ... ૦ા

બાળસદ્‌બોધ-વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ... ૧૧૨ ... ... ૦ા

બાળકોની વાતો-રસિક વાતચીતરૂપે ૨૧ પાઠ ૯૬ ... ... ૦)ા

દુઃખમાં વિદ્યાભ્યાસ-સચોટ સાચાં દૃષ્ટાંતો... ૯૦ ... ... ૦ા

સુબોધક નીતિકથા ... ... ... ... ૧૮૪ ... ... ૦ા=

## ચિત્રો અને ચિત્રાવલીઓ

શ્રીમહાભારત ચિત્રાવલી ૨૬ ચિત્રોનો સુંદર સંગ્રહ ... .... ૧)

શ્રીરામાયણ ચિત્રાવલી ૩૬ " " " ... ... ૧)

ભગવાન શ્રીકૃષ્ણમુરારીનું ત્રિરંગી ચિત્ર ... ... ... ... ૦ા~

દ્રૌપદીવસ્ત્રાહરણ (ત્રિરંગી છે.) ... ... ... ... ... ૦ા~

જ્ઞાનપટ અને સોપાનપટ ... ... ... ... ... ... ૦)~

ઉપરના ત્રિરંગી ચિત્રો ઉપર નીચે પતરાની પટી સાથે... ... ૦ા=

ઉપરની ચિત્રાવલીઓનાં છૂટક ચિત્રો પણ મળશે.

## मंगावनारने खास सूचना

૧-પોસ્ટેજ ઉપરાંત રજીસ્ટર તથા વી. પી. ખર્ચ પણ રૂ.૧૦) સુધીનું રૂ.૦ા જૂદું લાગે છે. ૨-મંગાવેલામાનાં જે પુસ્તકો ન આવે તે ખલાસ સમજવાં. ૩-પૂરું મૂલ્ય પ્રથમથીજ મોકલીને દશેક રૂ. ના પુસ્તકો રેલરસ્તે મંગાવવાથી વધારાના પેકીંગ બદલ રૂ. ૦ા ચઢશે તો-પણ કુલ ખર્ચ બહુ ઓછો આવશે. ૪-મહાભારત સુદ્ધાં રૂ. ૧૦૦)નાં, અથવા મહાભારત સિવાયનાં રૂ. ૨૫) નાં પુસ્તકો લેનારને અમદા-વાદમા ૧૨ાા ટકા કમીશન મળશે અને મહાભારત સાથે ૩૦૦) નાં અથવા તે સિવાયનાં ૧૦૦) નાં લેવાથી ૧૫ ટકા મળશે; પરંતુ કિફાયતી કિંમત ચાલુ હશે ત્યાંસુધી તો કમીશન કમમાં કમ રૂ. ૧૦૦)નાં અથવા તો એકજ જાતનાં ૧૦૦ પુસ્તકો લેવાશે તોજ ૬ા ટકા કપાશે.

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

भद्र पासे, अहमदावाद अने कालवादेवी रोड, वंबई, नं०२